દાર્શનિક ગ્રંથોમાં મુખ્યતયા (૧) પૂર્વપક્ષ, (૨) ઉત્તરપક્ષ, તથા (૩) સિદ્ધાતનિરૂપણ—આવા ત્રણ વિભાગ હોય છે. પૂર્વપક્ષને ગ્રંથકારો બે રીતે રજૂ કરે છે.—કેટલીક વાર પૂર્વપક્ષના મૂલભૂત ગ્રંથોમાથી જ પૂર્વપક્ષને શબ્દશ: અથવા અર્થશઃ ઉધ્ધૃત કરે છે, જ્યારે કેટલીક વાર અમુક વિષય પરત્વે પોતાની સાથે સમાન વિચાર ધરાવતા બીજા ગ્રંથકારોએ ખંડન કરવા માટે પૂર્વપક્ષની જે રજુઆત કરી હોય છે તેના આધારે શબ્દશ. કિ વા અર્થશઃ પોતે પણ પૂર્વપક્ષને ઋજુ કરે છે ઘણી વાર પૂર્વપક્ષનુ સ ક્ષિપ્ત જ વર્ણન હોય છે, કે જેથી પૂર્વપક્ષનો બરાબર વિશદ ખ્યાલ આવી શકતો નથી જે ૧ સ્થલોએ અવલંબિત આધારભૂત ગ્રથોને ધી કાઢીને તેમા જોવામા આવે તો પૂર્વાપર-..બ ધ સહિત વિસ્તૃત વર્ણન વાચવાથી પૂર્વપક્ષનુ યથાર્થ અને સ પૂર્ણ તાત્પર્ય અનાયાસે સમજી શકાય છે અને તેથી ઉત્તરપક્ષ સમજવામા પણ સરલતા થઇ પડે છે આ જ રીતે ઉત્તરપક્ષ તથા સિદ્ધાતનિરૂપણમા પણ સમાન ગ્રથસ્રાગો શોધી કાઢવામા આવે તો અર્થપરિજ્ઞાન સરલ વિશદ અને વ્યવસ્થિત થાય છે. આથી એક મહત્ત્વનો લાભ એ પણ થાય છે કે—એક જ ગ્રથનુ અધ્યયન કરતા બીજા અનેક ગ્રથોનું પણ સાથે સાથે પરિશીલન થઇ જાય છે, એક બીજામા જે વિશિષ્ટતા હોય છે તે અનાયાસે જોવામા આવે છે. ઐતિહાસિક પૂર્વાપર ભાવ આદિ હકીકતો પણ જાણવામા આવે છે, પરસ્પર અનુસ ધાન થવાથી તે તે વિચાર ધારાનો લાબો શૃંખલાબદ્ધ વિકાસક્રમ પણ દૃષ્ટિસન્મુખ ઉપસ્થિત થાય છે, તેમજ તે તે વિચારપ્રવાહ અથવા શબ્દપ્રવાહના મૂલ ઉદ્‌ગમ સ્થાનનો પણ ઘણીવાર પત્તો લાગે છે

તુલનાત્મક અધ્યયનની પદ્ધતિ સ શોધનમા એટલી જ—બલ્કે એથી પણ વધુ—ઉપયોગી છે. સેંકડો વર્ષો જૂના પ્રાચીનગ્રંથોની એક બીજા ઉપરથી ઉત્તરોત્તર કરવામાં આવતી પ્રતિલિપિઓમા લેખકાદિના હાથે પાઠો એવા તો વિકૃત થઈ જાય છે કે એને શુદ્ધ કરવાનું પણ જ મુશ્કેલ બની જાય છે. તેમાંય જ્યા વિષય ગહન હોય ત્યાં તો અશુદ્ધિનો પુંજ જ ઊભો થઈ જાય છે કે જ્યા કોઇ સબલ આધાર વિના કે સ વાદક પ્રમાણ વિના સ શોધન કરવામાં આવે તો ઘણીવાર યથાવત્ નથી જ હોતું. કેટલીક વાર તો થોડી અશુદ્ધિ કરવા જતાં અશુદ્ધિમા ઉમેરો જ આપણા હાથે થઇ જાય છે. પણ તુલનાત્મક અભ્યાસથી ઘણીવાર શબ્દ અથવા અર્થથી સમાન પાઠો બીજા ગ્રંથોમાં મળી આવે છે કે જે પરસ્પર બ નેનું સ શોધન કરવામા સહાયક નીવડે છે. **सम्मति अभयदेवीय-वृत्ति स्याद्वादरत्नाकर** तथा उत्पादादिसिद्धि [1]વગેરે ગ્ર થોમાં હજુ પણ આ પ્રકારના સંશોધનને ઘણો મોટો અવકાશ છે આ પદ્ધતિનો લાભ માત્ર દાર્શનિક વિષયમા નહીં, પણ બીજા વિષયોમા પણ તેટલો જ છે દાર્શનિક વિષય પ્રસ્તુત હોવાથી જ માત્ર તેનું ઉદાહરણ આપવામાં આવ્યું છે.

અવતરણોનાં મૂલસ્થાનો શોધી કાઢવાં એ આ તુલનાત્મક અધ્યયનપદ્ધતિનું જ એક મહત્ત્વનું અંગ છે. ગ્રથકારો પોતાના કથનના

---

૧ ઉત્પાદાદિસિદ્ધિમાં ધર્મકીર્તિકૃત હેતુબિન્દુ, તથા અર્ચટભટ્ટ( અપરનામ ધર્માકરદત્ત )-કૃત તેની ટીકામાથી પાનાંઓ ભરીને પૂર્વપક્ષરૂપે પાઠો લેવામા આવ્યા છે, તથા વાદિવેતાલ શાંતિસૂરિકૃત જૈનતર્કવાર્તિક ( અપરનામ ન્યાયાવતાર સૂત્ર વાર્તિક )-માથી અનેક સમાન પાઠો છે કે જેની તુલના ઉત્પાદાદિસિદ્ધિને અનેકાનેક સ્થળે શુદ્ધ અને પૂર્ણ કરવામાં ખાસ ઉપયોગી છે

સમર્થનમાં **उक्तं च, यदोक्तम्, आह च** વિગેરે ઉલ્લેખપૂર્વક બીજા બીજા ગ્રંથોમાંથી અનેક વાર સાક્ષિપાઠો ઉદ્ધૃત કરે છે. આ સાક્ષિપાઠોનાં મૂલસ્થાનો શોધી કાઢવામાં આવે તો ઘણીવાર આખી ચર્ચાનું મૂલભૂત-આધારભૂત સ્થાન જડી આવે છે. કેટલીક વાર આ સાક્ષિપાઠોનું સ્વરૂપ જ એવું હોય છે કે મૂલસ્થાનમાં પૂર્વાપર ભાગોની સાથે એનો સંબંધ મેળવવામાં આવે તો જ એનો સ્ફુટ અને સાચો અર્થ સમજાય. કદાચ આવાં સ્થળોએ ભલે આપણે માની લઈએ કે બરાબર અર્થ સમજાઇ ગયો છે, પણ મૂલસ્થાન જોયા પછી આપણને ખાતરી થાય છે કે પહેલાં બરાબર અર્થ સમજાયો નહોતો જ. અજાણપણાથી અથવા જાણપણાના ખ્યાલથી બુદ્ધિશક્તિ ઉપર વધુ પડતો વિશ્વાસ રાખીને આપણે આ બધી પદ્ધતિની ઉપેક્ષા કદાચ ભલે કરીએ, પણ એ પ્રમાણિકપણે સ્વીકારવું જોઇએ કે કેટલાંક સ્થળો જ એવાં હોય છે કે આપણી મતિ ગમે તેટલી કુશાગ્ર હોય તો પણ ત્યાં કુંઠિત થઈ જાય છે. કેટલીક વાર સાક્ષિપાઠો અશુદ્ધ થઈ ગયા હોય છે. આનાં પ્રમાણિક સંશોધન માટે પણ મૂલસ્થાનો શોધવાની દિશામાં સવિશેષ પ્રયત્ન થવાની જરૂર છે. કેટલાક સાક્ષિપાઠના મૂલસ્થાનભૂત ગ્રંથો ઉપર ટીકા-ટિપ્પણ વગેરે પણ હોય છે. આથી પણ સાક્ષિપાઠોના યથાર્થ ભાવોદ્‌ઘાટનમાં ઘણી મદદ મળે છે.

આ દૃષ્ટિથી મેં **सम्मतितर्क-समयदेवीयवृत्ति, अष्टसहस्री** તથા **आचारांग-सूत्रकृतांग** ટીકા આદિ કેટલાક ગ્રંથોમાં આવતા દાર્શનિક સાક્ષિપાઠોના મૂલસ્થાનો શોધવાની દિશામાં કેટલોક પ્રયત્ન કર્યો છે કે જે ભવિષ્યમાં આ માસિકમાં જ પ્રકાશિત કરવાની મારી ઇચ્છા છે. આ વખતે શ્રી **नन्दीसूत्रमलयगिरीया वृत्तिमां आवती दार्शनिक साक्षिपाठोनां मूलस्थानोथी** આનું મંગલાચરણ કરવામાં આવે છે

(ચાલુ)



વાહવાહથી રખે ફૂલાતા, એનાથી સાધુતા પ્રાપ્ત નહિ થાય. મિત્ર પર પ્રેમ કરવો અને શત્રુનો દ્વેષ કરવો એ લૌકિક નીતિ છે; પણ મારી સલાહ છે કે તમે તમારા શત્રુપર પણ પ્રેમ કરજો અને કદિ કોઈનો દ્વેષ તો કરશો જ નહિ. જે તમને હેરાન કરે તેનું હિત ઇચ્છજો તમારા ગાલે ગાલે તમાચો મારે તેને જમણો ગાલ ધરજો. એજ શાંતિનો માર્ગ છે. પ્રભુને પામવાનો માર્ગ છે. કૃતઘ્ની તરફ પણ કરુણા રાખો. કારણ કે પ્રભુ એવોજ કરૂણામય છે.



# સ્યાદ્વાદમંજરી

## ( ટીકાકારનું મંગલાચરણ )

લેખક–મુનિમહારાજશ્રી પૂર્ણાનન્દવિજય ( કુમારશ્રમણ )

જેમનુ જ્ઞાન અનન્ત વસ્તુ વિષયક છે, જે દેવતાઓવડે પૂજાય છે, જેમનુ વચન મિથ્યાત્વીઓના કોલાહળથી લોપાતુ નથી, જેમણે રાગદ્વેષ પ્રમુખ મોહરાજાની સભાને ક્ષણમાત્રમા ભાગી નાખી તે પરમાત્મ મહાવીર મારી બુદ્ધિને પાપ વમતી કરો ॥ ૧ ॥ મર્યાદાવગરની પ્રતિભારૂપી જીવનને ધારણ કરનારા સરસ્વતી અને બૃહસ્પતિને સંપૂર્ણ ભૂમિ વાસીઓના પુણ્ય સમુદાયથી પોતાના અંગમાં ધારણ કરતા અને પોતાના શરીરના દૃષ્ટાન્તથી જ સ્યાદ્વાદની સાધના કરતા શ્રી હેમચન્દ્રાચાર્ય પ્રભુ મારા સદ્બુદ્ધિરૂપી સમુદ્રને ઉત્તેજિત કરનારા થાઓ ॥૨॥

આ સ્યાદ્વાદમંજરી નામના ગ્રન્થના પઠન–પાઠનના બ્યાજથી જે પુરુષો શ્રી હેમચન્દ્રાચાર્યનો આશ્રય લે છે તે પુરુષો સંસારમાં ગૌરવને પ્રાપ્ત કરી ઉજ્જવળ કલાઓના ઉચ્ચ સ્થાનને ભજવાવાળા થાય છે ॥ ૩ ॥

હે માત સરસ્વતી ! મારા હૃદયમાં વાસ કરો, જેથી કરી હેમચન્દ્રાચાર્યદ્વારા રચિત આપ્તસ્તુતિનુ વિવરણ કરવા માટે આ મારી સ્યાદ્વાદમંજરી નામની આરંભ સંભાવના જલ્દીથી પ્રસિદ્ધિને પામે, અથવા સરસ્વતીના સ્મરણથી સર્યું ! ઉદયપ્રભ આ પ્રમાણે રચનાથી રમ્ય, સરસ્વતીનો શાશ્વત મંત્ર મારા હોઠ ઉપર રાત–દિવસ ફરકયા કરે છે ! ॥૪॥ ઉદયપ્રભસૂરિ ટીકાકારના ગુરુ હોવાથી પોતાના ગુરુ ઉપર અત્યન્ત અનુરાગ હોવાથી ગુરુનુ સ્મરણ કરે છે

### " ગ્રન્થની ઉત્થાનિકા "

આ સંસારમા વિષમ એવા દુષમ નામના આરારૂપી રાત્રિના અંધકારને તિરસ્કાર કરનારા સૂર્ય સદૃશ, પૃથ્વીતળ ઉપર ઊતરેલી અમૃતની નદી સમાન દેશનાસમૂહથી ઉત્કૃષ્ટ શ્રાવક કરાએલા કુમારપાળ રાજાવડે ફેલાએલી અભયદાન નામની જીવનૌષધિથી જીવનને પ્રાપ્ત કરેલાં નાના પ્રકારના જીવોએ દીધેલ આશીર્વાદના માહાત્મ્યથી કલ્પપર્યન્ત સ્થાયી રહેનાર સ્વચ્છ યશ જ છે શરીર જેમનો, ચાર વિદ્યાઓની ( લક્ષણ, આગમ, સાહિત્ય, તર્ક ) નિર્દોષ રચના કરવામા બ્રહ્માની સમાન શ્રી હેમચન્દ્રાચાર્યે, જગત્પ્રસિદ્ધ શ્રી સિદ્ધસેનદિવાકરદ્વારા બનાવેલી દ્વાત્રિંશત્દ્વાત્રિંશિકાને અનુસરનારી, શ્રી વર્ધમાન જિનની સ્તુતિરૂપ, અયોગવ્યવચ્છેદ અને અન્યયોગવ્યવચ્છેદ નામની બે બત્રીશીઓ, વિદ્વત્જનોના મતને જ્ઞાનના કારણરૂપ બનાવી તેમા પ્રથમ અયોગવ્યવચ્છેદ દ્વાત્રિંશિકા સુખેથી જાણવા યોગ્ય હોવાથી તેની વ્યાખ્યાની ઉપેક્ષા કરીને બીજી અન્યયોગવ્યવચ્છેદિકા ( પરમતખંડન અને સ્વમત સ્થાપન છે જેમાં ) સંપૂર્ણ કુવાદિઓની સભાને પરાજય આપવામા ચતુર, તેની થોડા પદાર્થોની વ્યાખ્યાદ્વારા મારી સ્મૃતિના બીજને જાગૃત કરનારી સ્યાદ્વાદમંજરી નામની ટીકા હું ( મલ્લિષેણ ) રચુ છુ.

તે અન્યયોગવ્યવચ્છેદિકાનુ આ પેલુ કાવ્ય છે.

**अनन्तविज्ञानमतीतदोष-**
**मबाध्यसिद्धान्तममर्त्यपूज्यम् ।**

**श्रीवर्द्धमानं जिनमाप्तमुख्यं,**
**स्वयम्भुवं स्तोतुमहं यतिष्ये ॥ १ ॥**

શ્લોકાર્થઃ—અનન્તવિજ્ઞાન ( અપ્રતિપાતિ અને સર્વ દ્રવ્યપર્યાયના વિષયથી ઉત્કૃષ્ટ કેવળ નામનું છે જ્ઞાન જેમને ) અતીતદોષ ( સત્તામાંથી સર્વથા નિકળી ગયા છે રાગાદિક દોષ જેમના ) અબાધ્યસિદ્ધાન્ત ( દુર્વાદીઓથી પણ અબાધ્ય છે સ્યાદ્વાદશાસ્ત્ર જેમનું ) અમર્ત્યપૂજ્ય ( દેવતાઓના પણ પૂજ્ય ) આપ્તોમાં મુખ્ય અને સ્વયમ્ભૂ એવા શ્રી વર્ધમાનની સ્તુતિ કરવા હું (હેમચન્દ્રાચાર્ય) પ્રયત્ન કરીશ.

"ચાર અતિશય"

આ શ્લોકમાં અનન્તવિજ્ઞાન, અતીતદોષ, અબાધ્યસિદ્ધાન્ત અને અમર્ત્યપૂજ્ય આ ચાર વિશેષણથી મહાવીરના ચાર મૂલાતિશય અનુક્રમથી બતાવ્યા છે, તે આ પ્રમાણે—અનન્તવિજ્ઞાનથી ભગવાનના કેવળજ્ઞાનલક્ષણ વિશિષ્ટ જ્ઞાનના આનન્ત્ય પ્રતિપાદનથી **જ્ઞાનાતિશય.** અતીતદોષથી અષ્ટાદશ દોષના ક્ષયને કહેવાથી **અપાયાપગમાતિશય.** અબાધ્ય સિદ્ધાન્ત વિશેષણથી મિથ્યાદષ્ટિઓની ખોટી દલીલોથી બાધા પમાડવામાં અશક્ય સ્યાદ્વાદ સિદ્ધાન્તની રચનાથી **વચનાતિશય** | અમર્ત્યપૂજ્યથી સ્વાભાવિક ભક્તિસમૂહથી ઓતપ્રોત થયેલા સુર અને અસુરોના માલિકોથી ( ઇન્દ્રોથી ) પૂજાએલા હોવાથી **પૂજાતિશય.**

"વિશેષણોની સફલતા"

શંકા—દોષોના નાશ વિના અનન્ત વિજ્ઞાનની પ્રાપ્તિ નથી થતી, અને મહાવીરમાં અનન્ત વિજ્ઞાન છે, તો પછી અતીતદોષ વિશેષણની જરૂર નથી.

સમાધાન—અન્યધર્માવલમ્બીઓનાં માનેલા ઇશ્વરનો વ્યવચ્છેદ કરવા માટે મહાવીરને અતીતદોષ વિશેષણ મૂક્યું છે. જેમકે આજીવિક મતવાલા પોતાના ઇશ્વરમાં અનન્ત વિજ્ઞાન તો માને છે, પરન્તુ અતીત દોષ માનતા નથી જેમકે "ધર્મ તીર્થની સ્થાપના કરનાર જ્ઞાની મહાત્માઓ, મોક્ષમાં જઈને પાછા પોતાના સ્થાપન કરેલાં તીર્થનો તિરસ્કાર દેખી સંસારમાં અવતાર લે છે" અહિં જૈન દર્શનનું કહેવું છે કે—જે જીવો મોક્ષમાં જાય છે તેઓ પાછા આવતા નથી, અને તેમના ઇશ્વર પાછા સંસારમાં આવે છે માટે તેમનામાં અતીતદોષતા નથી.

શંકા—જો આમ જ છે તો પછી મહાવીરમાં અતીતદોષ વિશેષણ રહેવા દો. અનન્ત વિજ્ઞાન વિશેષણની જરૂર નથી, કારણ કે દોષસમૂહના નાશમાં અનન્ત વિજ્ઞાન અવશ્યભાવી છે.

સમાધાન—આમ ન બોલીએ, કારણ કે વૈશેષિક ( એક જૂદું સ્વતન્ત્ર દર્શન ) લોકો પોતાના માનેલા ઇશ્વરમાં દોષોનો અભાવ તો માને છે પરન્તુ અનન્તવિજ્ઞાન માનતા નથી, એટલે તેમને મનાવા માટે મહાવીરને અનન્તવિજ્ઞાન વિશેષણ લગાડ્યું છે. આ રહ્યો તેમનો સિદ્ધાન્ત

"સર્વજ્ઞ સર્વ પદાર્થ જોતા હોય તો ય શું ? અને ન જોતા હોય તો ય શું ? ફક્ત ઇષ્ટ તત્ત્વ( જેનાથી પોતાનું કલ્યાણ થઇ શકે )ને જરૂર દેખે. અમુક ક્ષેત્રમાં કીડા કેટલા છે, પર્વતો કેટલા છે, નદીઓ કેટલી છે વિગેરેનું સર્વજ્ઞ વિષયક જ્ઞાન આપણા માટે શું કામનું ? એટલા માટે સર્વજ્ઞના કાર્યમાં આવતા જ્ઞાનની વિચારણા કરો, યદિ દૂરદર્શી જ્ઞાન જ પ્રમાણ છે તો પછી આકાશમાં ઊડતાં ગીધ પક્ષીઓની આપણે સેવા કરવી જોઈએ અર્થાત્ ગીધ પક્ષી પણ સર્વજ્ઞ છે"

આ પ્રમાણે અનન્તવિજ્ઞાનતયી રહિત તેમના સર્વજ્ઞનું ખંડન કરવા માટે મહાવીર માટે મૂકેલું અનન્તવિજ્ઞાન વિશેષણ સાર્થક છે બીજી વાત એ છે કે-વિજ્ઞાનના આનન્ત્ય વિના એક પણ પદાર્થનું જ્ઞાન યથાવત્ થતું નથી આગમનું પણ વચન છે "જે એક વસ્તુને જાણે છે તે સર્વને જાણે છે, અને જે સર્વને જાણે છે તે એકને જાણે છે જેણે એક પદાર્થ સંપૂર્ણરીત્યા દેખ્યો છે તેણે જ બધા પદાર્થો દેખ્યા છે, અને જેણે બધા પદાર્થો સર્વથા જાણ્યા છે તેણે જ એક પદાર્થ બરાબર જાણ્યો છે.

# અંતસમયે ખાસ લક્ષમાં રાખવા યોગ્ય.

લેખક–મુમુક્ષુ.

પરમોપકારી પરમતારક પરમાત્માના શાસનને પામેલ આત્મરસિક જીવનુ આરાધના એ જ મુખ્ય ધ્યેય હોય છે શ્રી વીતરાગ દેવના શાસનના આરાધક ઉત્તમ જીવો હમેશા સમાધિમરણની માગણી કરે છે "જેનુ છેવટ સારુ એનુ સઘળુ સારુ" એમ કહેવાય છે જે પોતાના મરણને સુધારી શકે છે, તે જીવનનો સાર પામી જાય છે મરણ સુધર્યું ત્યારે જ કહેવાય કે સમાધિપૂર્વક મરી શકાય મૃત્યુ સંસારમા અનિવાર્ય હોવાથી કોઈપણ વિચારક પ્રાણી મૃત્યુને ટાળવાના પ્રયત્ન કરતો નથી ફક્ત એ સુધરી જાય તો ભવાંતર સુધરી જાય, જેથી આ જીવન જીવ્યાનુ સાચુ ફળ પામી જવાય એવી માન્યતા તત્વજ્ઞાની પુરુષોની હોય છે. પૂર્વે કોઈપણ શક્તિસંપન્ન જીવો, મરણને રોકી શક્યા નથી તીર્થંકર, ચક્રવર્તી, વાસુદેવ, બળદેવ, દેવો, ઇન્દ્રો વિગેરે મૃત્યુને આઘુ કાઢવા શક્તિમાન થયા નથી, તો અન્યનુ શું ? આવુ સમજીને મૃત્યુ માટે હમેશા તૈયાર રહેવુ એ જ સમજુનુ કર્તવ્ય છે જ્યારે જ્યારે એકાંત મળે ત્યારે પોતે અંદરથી એક જ પ્રશ્ન પૂછે કે–"અત્યારે મોત આવે તો તૈયાર છુ કે નહિ ? જો સાચી તૈયારી હોય તો ગભરામણ શાની ? જૂના કપડા કાઢીને નવા પહેરવા એમા મૂઝવણને બદલે આનંદ હોવો જોઇએ પરલોકની ચિંતામા જીવન પસાર કરનારને મરણ કાળ ગભરાવતો નથી પરમતારક શ્રી વીતરાગ દેવના શાસનને અંતરદૃષ્ટિએ પ્રાપ્ત કરનાર આત્માર્થી જીવના અંતરમા મરણનો ભય હોતો નથી જગતમા સહુ આવે છે ને જાય છે, એમ વારા પ્રમાણે હુ પણ કરી જવાનો, આમા આશ્ચર્ય શુ છે ?" આ પ્રમાણે વિચાર કરી આત્મકલ્યાણ માટે સદા ધર્મકાર્યમા રક્ત રહેવુ જોઇએ

---

શંકા–તો પછી અબાધ્યસિદ્ધાન્ત વિશેષણ નિરર્થક છે, કારણ કે જે વ્યક્તિમા અનન્ત વિજ્ઞાન અને અતીત દોષ હશે તેનુ વચન અવ્યભિચારી હોવાથી તેમના સિદ્ધાન્તનુ ખંડન કોઇ કરી શકશે જ નહિ

સમાધાન–અમારા અભિપ્રાયને જ તમે હજી સમજી શક્યા નથી અમારુ કહેવુ એમ છે કે–નિર્દોષ પુરુષદ્વારા રચાયેલ સિદ્ધાન્તજ અબાધ્ય હોઇ શકે, નહિ કે પુરુષ પ્રયત્ન વિના (અપૌરુષેય) રચાયેલા વેદો તેમા અસંભવાદિ દોષોનુ બાહુલ્ય છે બીજુ કારણ આ પ્રમાણે છે, પોતાના આત્મમાત્રના ઉદ્ધારક મૂક કેવળી અને અંતકૃત્ કેવળી સિદ્ધાન્તની રચના કરવામા અસમર્થ છે એટલે તેમનો પણ વ્યવચ્છેદ કરવા માટે મહાવીરને અબાધ્યસિદ્ધાન્ત વિશેષણ દેવામા આવ્યુ છે

શંકા–તો પછી અમર્ત્યપૂજ્ય વિશેષણ કાઢી નાખો, કારણ કે જે ઇશ્વરમા ઉપર બતાવેલા ત્રણ ગુણો હશે તેમની પૂજા દેવતાઓ જરૂર કરશે

સમાધાન–તમારી શંકા સાચી છે, પરન્તુ લૌકિક પુરુષોમા દેવતાઓ જ પૂજાય છે એટલે લૌકિક પુરુષોના દેવતાઓથી પણ મહાવીર પૂજવા યોગ્ય છે આ વાતને જણાવતા હેમચન્દ્રાચાર્ય પરમાત્મા મહાવીરનુ દેવાધિદેવત્વ જાહેર કરે છે (અપૂર્ણ)

વિશેષે કરી જ્યારે શરીર નરમ પડે ત્યારે આરાધનાની વાતો ધારવા લાયક છે. વૈદ્ય, ડૉક્ટર, હકીમ, નર્સ, દવા, ઇન્જેકશન આદિની ધમાલમાં માંદગીનો વખત પસાર થઇ જાય તો પરમ શાંતિ કેમ પમાય? ઉપચારો કર્યા વિના કોણ રહે છે? સહુ કોઇ પોતાની શકિત પહોંચે એ પ્રમાણે ઉપચાર કરે છે, છતાં બધા સફલ થાય એમ બનતું નથી. કારણ કે બધા ઉદ્યમનું પરિણામ ભાગ્યાધીન છે ત્યારે ધર્મ માટે કરેલા ઉદ્યમનું ફળ વર્તમાનમાં શાંતિ અને ભવિષ્યની સુધારણા હોવાથી ત્યાં જ વિશેષ પ્રયત્ન કરવા લાયક છે.

માંદા માણસને પણ વહેમ લાવી ધર્મ કે આરાધનાની વાતોથી દૂર રાખવા એ હિતનો માર્ગ નથી. આરાધનામાં ઉપયોગી સ્તવનો, સજ્ઝાયો, આધ્યાત્મિક પદો કે બીજા લખાણો માંદગીને વધારનારા અગર મોતને નજીકમાં લાવનારા નથી. એના માટે વહેમ હોય નહિ. આરાધનાની વાતો સંસ્કારી કુલમાં હંમેશાં ચાલુ જ હોય. એનાથી રોગમાં શાંતિ પમાય અને મૃત્યુ અચાનક ભેટે તો મુશ્કેલી ન આવે. માટે માંદાની માવજત કરનારાએ દવા અને ફ્રુટનો રસ વિગેરે પાવાની સાથે ધર્મનો રસ અવારનવાર પાવાની અત્યંત જરૂર છે. જૈન કુલમાં જન્મ પામવાની મહત્તા એમાં જ છે. આજુબાજુ વાતાવરણ એવું સુંદર કરી નાંખવું કે કોઇ પણ ધર્મ સિવાય બીજી વાત બોલે જ નહિ. વિશેષ હોય ત્યારે ચોકીદારની વધારે જરૂર તેમ જ શરીરમાં રોગ વધી પડ્યા, આર્ત્તધ્યાન વિગેરેનો અવસર આવી પહોંચ્યો ત્યારે તેમાંથી બચાવનાર ધર્મની વાતો જેમ બને તેમ વિશેષપણે કરવી જોઇએ. માંદાના સાચા હિતકારી તે જ કે તેની પાસે તત્ત્વજ્ઞાન, વૈરાગ્યની વાતો કરી મરણનો ભય તેના મનમાંથી કાઢી નાંખે. શરીરરૂપ ખોખાના પ્રેમ કરતાં એના માલીક આત્માનો પ્રેમ એ મહાન વસ્તુ છે. જેને આત્માનો પ્રેમ હોય તે ખોખાની સાચવણી માટે આત્માને ભૂલી ન જાય.

કેટલાક અજ્ઞાની જીવોએ પુન્યપ્રકાશના સ્તવન આદિ આરાધક ભાવને ખીલવનારા પદાર્થોને જુદી જ રીતે ઓળખ્યા, એને વાઘ જેવા માન્યા, એથી "હવે હવે પુન્ય પ્રકાશનું સ્તવન સંભળાવી દીધું, થઇ રહ્યું, આવી બન્યું" એવી બાલિશ વાતો કરનારા પણ હોય છે. એ સ્તવન વિગેરે તો તદ્દન નિરોગીપણામાં રોજ, નહિ તો અવસરે વાંચવા, સાંભળવા, વિચારવા લાયક છે. એ ભૂલી જવાથી માંદો પણ એમ જ માને કે "હવે બધાએ મારી આશા મૂકી, સ્તવન સંભળાવવા માંડ્યું, અરે રે! હું મરી જઇશ? આ બધાનું મારા વિના શું થશે? મારા વેપારધંધા, બંગલા, કારખાનાં, ગાડી, મૉટરો વિગેરે કોણ સંભાળશે? બધું મૂકીને ચાલ્યું જવું પડશે?" આવી અનેક ચિંતામાં પડીને પોતાનું સાચવવાનું ચૂકી જઇ આર્ત્તધ્યાનમાં પડી જાય છે. "કોઈ પણ પ્રકારના વહેમ વિના ગમે તે વારે, દિવસે કે રાત્રે, ગમે તે તિથિએ ધર્મ આરાધનાની વાતો સાંભળવી, સંભળાવવી, વાચવી, વંચાવવી મહાહિતકર છે" એમ માનીને આરાધનાને ઉપયોગી કોઇ પણ વસ્તુ શાંત ચિત્તે સ્પષ્ટપણે એકાગ્રતાએ વાંચવી અગર સંભળાવવી. આજુબાજુના માણસોએ પણ બીજી આડીઅવળી વાતો, શોક, ચિંતા, ધમાધમી આદિ છોડીને આ વસ્તુ સાંભળવામાં તલ્લીન થઇ જવું. જેથી આર્ય દેશમાં જૈનકુલમાં જન્મ પામ્યાનું મહત્વ જાળવી શકાય. સમાધિમરણની માગણી કરનારે બીજાને સમાધિ મરણ આપવા માટે ખૂબ સહાયક બનવું જોઇએ. મહાસતી મદનરેખાએ પોતાના પતિને ઉત્તમ નિર્યામણા કરાવીને દેવલોકમાં મોકલ્યા હતા, એ વાતને વિચારી દરેક સ્નેહીએ પોતાના સ્નેહીનું મૃત્યુ સુધારવા ખૂબ પ્રયત્નશીલ રહેવું જોઇએ. ("અંતસમયની આરાધના" પુસ્તિકામાંથી)

# યાત્રાના નવાણું દિવસ.

લેખક—મોહનલાલ દીપચંદ ચોકસી

અંગોપાંગના અનુસંધાનમાં—

પૂજ્ય સંત! આજ હું ધારું છું કે આપ શ્રીને કંઈક મોડું થયું છે. સુખશાતા તો વર્તે છે ને? રોજ આપ પછી વિદાયથી આવનાર હું આજ તો આમ તેમ ફરી, કુદરતે પાથરેલ નૈસર્ગિક શાંતિનો અનુભવ લેતો માર્ગપ્રતીક્ષા કરી રહેલ છું

જિજ્ઞાસુ ભાઈ! તારી વાત સાચી છે રોજ કરતા આજે હું મોડો પડ્યો છું જો કે ધર્મશાળાથી તો દૈનિક સમય મુજબ જ પગલા ભરેલા પણ ડુંગરના પગથાર ચઢતા યાત્રાળુ વર્ગની વિચિત્ર કહાનીઓએ મારું લક્ષ ખેંચ્યું અને એ સાભળવાથી મારું મન વિચાર હિલોળે ચઢયું એટલે જ ગતિમાં મંદતા આવી આમ થવાથી ધર્મધ્યાનની પળો ગુમાવવી પડી, છતા બદલામાં વર્તમાન જૈન સમાજના નર-નારી વર્ગમા જે રીતનુ માનસ વર્તે છે એનો અનુભવ થયો તે દુર્લક્ષ કરવા જેવો નથી જ

તો પછી ગુરુજી, આજે ચર્ચામાં જ આગળ વધીએ

ના, ભાઈ! એ વાત વિચારવી ખરી અને એ ઉપરથી લેવો જોઈતો બોધપાઠ નક્કી પણ કરવો, છતા એ આગળ ઉપર આજ તો ચાલુ વિષયના પ્રવાહમાં જ ડગ ભરવાના અંગ ઉપાંગ મળી ત્રેવીશના અંક સુધી પહોંચ્યા એ પછી મૂળ તથા છેદસૂત્રો અને પયન્ના સંબંધે ટૂંકમા જણાવું વિચ્છેદ ગયેલા બારમા અંગ દૃષ્ટિવાદમાં જે પવિત્ર ચૌદ પૂર્વોનો સમાવેશ કરાયો હતો એ સંબંધમાં પણ કંઈક કહું

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૨૪ | આવશ્યક | સૂત્ર | મૂળ સૂત્ર | મૂળ | શ્લોક | ૧૦૦ | ચમત્કારી, અતિ સૂક્ષ્મ પદાર્થોનું તેમજ નયવિશેષ સંબંધી તથા ઐતિહાસિક બાબતો સંબંધે અને બીજું કથન |
| | વિશેષાવશ્યક | ,, | ,, | ,, | ,, | ૫૦૦૦ | |
| | પાક્ષિક | ,, | ,, | ,, | ,, | ૩૦૦ | |
| | ઓઘનિર્યુક્તિ | | ,, | ,, | ,, | ૧૧૭૦ | |
| ૨૫ | દશવૈકાલિક | ,, | ,, | ,, | ,, | ૭૦૦ | મનકપિતા પૂજ્ય શય્યંભવાચાર્ય-રચિત સાધુજીવનના આચાર-સૂચક ટંકશાળી ગ્રંથ |
| ૨૬ | પિંડનિર્યુક્તિ | ,, | ,, | ,, | ,, | ૭૦૦ | સાધુજીવનમાં શુદ્ધ આહાર અંગેનું સ્વરૂપ. |
| ૨૭ | ઉત્તરાધ્યયન | ,, | ,, | ,, | ,, | ૨૦૦૦ | છત્રીશ અધ્યયનોમાં જુદા જુદા વિષયો પર દૃષ્ટાન્ત યુક્ત હૃદયંગમ બોધ. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૮. દશાશ્રુતસ્કંધ | " | " | " | " | ૧૮૩૦ | પદ વિભાગ સમાચારી અને સાધુ |
| ૨૯. બૃહત્કલ્પ | " | " | " | " | ૪૭૩ | ગણ અંગેના પ્રાયશ્ચિત વિ. ની |
| ૩૦. વ્યવહાર કલ્પ | " | " | " | " | ૬૦૦૦ | મહત્વની બાબતો સંબંધી. |
| ૩૧. પંચકલ્પ | " | " | " | " | ૧૧૨૩ | |
| જીતકલ્પ | " | " | " | " | ૨૦૫ | |
| ૩૨. નિશિથ. | " | " | " | " | ૮૧૫ | |
| ૩૩. મહાનિશિથ | " | " | " | લઘુવાચના | ૩૫૦૦ | |
| ૩૪. ચતુઃશરણ પયન્ના | | " | " | " | ૬૪ | ચાર શરણ સંબંધી અધિકાર. |
| ૩૫. આઉર પ્રત્યાખ્યાન. | | " | " | " | ૮૪ | રોગી માટે પચ્ચખાણ વિધિ. |
| ૩૬. ભકતપરિજ્ઞા | " | " | " | " | ૧૭૧ | અનશન વિધિ. |
| ૩૭. મહાપ્રત્યાખ્યાન | " | " | " | " | ૧૩૪ | મોટા પચ્ચખાણોનું સ્વરૂપ. |
| ૩૮. તંદુલવેયાલીય | " | " | " | " | ૪૦૦ | ગર્ભાદિ સંબંધી વિચારણા |
| ૩૯. ચંદ્રવેધ્યક | " | " | " | " | ૧૭૬ | ચંદ્રવેધ્યનું સ્વરૂપ. |
| ૪૦. ગણિવિદ્યા | " | " | " | " | ૧૦૦ | જ્યોતિષ કથન. |
| ૪૧. મરણસમાધિ | " | " | " | " | ૬૫૬ | મરણવેળા સમાધિ ટકી શકે એવી વિચારણા. |
| ૪૨. દેવેંદ્રસ્તવ | " | " | " | " | ૨૦૦ | ઇંદ્રો સંબંધી કથન. |
| વીરસ્તવ | | | | | | |
| ૪૩. ગચ્છાચાર | " | " | " | " | ૧૩૮ | ગચ્છ સંબંધી સ્વરૂપ |
| સંસ્તારક | " | " | " | " | ૧૨૨ | સંથારાના મહિમા સંબંધી કથન. |
| ચૂલિકા વી. સાહિત્ય | | | | | | |
| ૪૪. નંદી સૂત્ર | " | " | " | " | ૭૦૦ | પાંચ જ્ઞાન અંગે વિસ્તારથી વિવેચન. |
| ૪૫. અનુયોગદ્વાર સૂત્ર | | " | " | " | ૧૮૯૯ | સામાયિક વિ. ઉપર વ્યાખ્યા. |

કેટલીક જગ્યાએ એક કરતાં અધિક નામ મૂકયા છે એ કયાં તો તદ્‌વિષયિક હોઇને અથવા તો ગણનાની ભિન્નતા આશ્રયીને સમજવા. પીસ્તાલીશ આગમનો ઉલ્લેખ જ્યા જ્યા કરાયેલો હોય ત્યાં ઉપરના સૂત્રો સમજવા. અહીં તો સામાન્ય સ્વરૂપ નિર્દેશ માત્ર છે; બાકી એ સૂત્રોમાં ઘણું ઘણું કહેવાયું છે અને જુદા જુદા વિદ્વાનોદ્વારા નિર્યુકિત–ભાષ્ય–ચૂર્ણિ કિંવા ટીકાઓ થયેલી છે જેમાંની ઘણી ખરી પાટણ, ખંભાત, સુરત આદિના જ્ઞાન ભંડારોમાં તેમજ જેસલમેર–[illegible] શહેરોમાં આજે મોજુદ છે.

૧ ઉત્પાદપૂર્વ પદ સંખ્યા એક ક્રોડ પદ સર્વદ્રવ્ય અને સર્વ પર્યાયોના [illegible]
૨ આગ્રાયણીપૂર્વ " છન્નું લાખ પદ ઉપર માફક દ્રવ્ય–પર્યાય [illegible]
૩ વીર્યપ્રવાદપૂર્વ "

| | |
|---|---|
| ૪ અસ્તિનાસ્તિપ્રવાદપૂર્વ ,, | આઠ લાખ ધર્માસ્તિકાયાદિ દ્રવ્યો આશ્રયી-અસ્તિત્વ નાસ્તિત્વ સ્વરૂપ-પરરૂપ આદિ વિચારણા |
| ૫ જ્ઞાનપ્રવાદ પૂર્વ ,, | એક ન્યૂન એક ક્રોડપદ મતિ વિ. પાચ જ્ઞાનનુ વિસ્તારથી કથન |
| ૬ સત્યપ્રવાદ પૂર્વ ,, | એક ક્રોડ છ પદ સત્ય સયમ વચન અગે વિસ્તૃત વિચારણા. |
| ૭ આત્મપ્રવાદપૂર્વ ,, | છવીશ ક્રોડ પદ આત્મા-જીવ વિષે સાતસો નય-મતોથી યુક્ત વર્ણન |
| ૮ કર્મપ્રવાદપૂર્વ ,, | એક ક્રોડ ને એશી હજાર પદ જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મ પ્રકૃતિ-સ્થિતિ-અનુભાગ-પ્રદેશ સબધી વિચારણા |
| ૯ પ્રત્યાખ્યાનપ્રવાદપૂર્વ,, | ચોરાશી લાખ પદ. ત્યાગવા લાયક વસ્તુઓ સંબંધી વિસ્તૃત વિવેચન |
| ૧૦ વિદ્યાનુપ્રવાદપૂર્વ ,, | એક ક્રોડ દશ લાખ પદ. અનેક ચમત્કારી વિદ્યાઓનુ વર્ણન. |
| ૧૧ અવધ્ય પૂર્વ ,, | છવીશ ક્રોડ પદ. જ્ઞાન-તપ સંયમ વિ. સબધી શુભરૂપ અને સર્વ પ્રમાદો સબધી અશુભ વિશે કથન. |
| ૧૨ પ્રાણાયુ પૂર્વ ,, | એક ક્રોડ પચાસ લાખ પદ પાચ ઇંદ્રિયાદિ દશ પ્રાણ સબધી વિસ્તૃત કથન |
| ૧૩ ક્રિયાવિશાળ પૂર્વ ,, | નવ ક્રોડ પદ કાયિકી ક્રિયા-સયમ ક્રિયા છદક્રિયા વિ. બાબતો. |
| ૧૪ લોકબિંદુસાર પૂર્વ,, | સાડાબાર ક્રોડ પદ શ્રુતજ્ઞાન આદિનુ તેમજ સર્વોત્તમ સર્વાક્ષરો જાણવા સંબંધી લબ્ધિ સબધી વર્ણન |

આમ જૈન ધર્મના પવિત્ર ગ્રથોની રૂપરેખા જૈન ધર્મ વિષયક વિવિધ પ્રશ્નોત્તર નામના ગ્રથના આધારે જણાવી છે. શ્રીકલ્પસૂત્રમા ચૌદ પૂર્વો લખવા સારુ જે શાહી અગે હાથીઓનુ પ્રમાણુ બતાવ્યુ છે તે આપણા સરખા બાળજીવોની સમજ માટે છે નથી તો એટલી શાહી કોઇએ એકઠી કરી અને નથી તો ઉપર મુજબ પૂર્વો કોઇએ લખ્યા. કેવળ સમજવાનુ એટલુ જ કે જ્ઞાનરૂપ દરિયો અગાધ છે આજે જે કંઇ ઉપલબ્ધ થાય છે એ તો સાગરની સરખામણીમા ગાગર જેટલુ જ એનો ઉપયોગ આત્મશ્રેય અર્થે કરવાનો હોય એ અગે વાદ-વિવાદની ઝઝટમા પડવાનુ હોય જ નહિ

ગુરુદેવ ! ઉપર બતાવ્યા એ સિવાય તત્ત્વાર્થ સૂત્ર, ઉપદેશમાળા આદિ બીજા પણ ગ્રથો દૃષ્ટિગોચર થાય છે. વળી એ ભગવતના નિર્વાણ પછી અલ્પ કાળ વ્યતીત થયે રચાયેલા છે એનો કેમ પીસ્તાળીશ આગમમા સમાવેશ નહીં કરાયો હોય ? '

વળી પ્રતિવર્ષ જે બારસા સૂત્ર પર્યુષણપર્વના દિનોમા સભળાવાય છે એનુ નામ પણ ઉપરની યાદીમા નથી. જો કે એ ચૌદપૂર્વી શ્રી ભદ્રબાહુસ્વામી રચિત છે અને પૂર્વમાથી ઉદ્ધરેલ છે એ વાત તો નિશક છે.

ભાઇ, મે શરૂઆતમા જ જણાવ્યુ હતુ કે જે જે વિષયો અગે પ્રશ્ન કિંવા આલાપસંલાપ ગણધર મહારાજાઓને ભગવત શ્રી મહાવીરદેવ સાથે થયા, અને એમા જે જે વિષયો મર્યાદા કિંવા ખુદ તીર્થંકરદેવે સ્વમુખે વર્ણવ્યા એતી અગ-ઉપાગમા તો વાનકીરૂપ ગૂથણી છે જ્ઞાન એટલુ અગાધ છે કે એ સર્વને લિપિમા ન ઉતારી શકાય, એમા પણ આ સર્વ આરૂઢ કરવામા આવ્યુ ત્યારે કેટલા વર્ષો વીતી ગયા હતા એમાં સમાવેશ કરવાનો કે નવસર્જનને

# કેટલાક સદ્બોધક દષ્ટાંતો.

અનુ-અભ્યાસી

( ગતાંક પૃષ્ઠ ૮૩ થી ચાલુ )

### બોલે નહિ તો ગુસ્સો મરે.

( ૫ ) ઘરમા સ્ત્રી પુરુષ બેજ માણસ હતા અને તે બન્ને અરસપરસ હમેશા લડ્યા કરતા હતા. એક દિવસે તે સ્ત્રીએ પોતાની પાડોસણની પાસે જઈને કહ્યુ કે–' બહેન, મારા પતિનો સ્વભાવ ખૂબ જ ચીડિયો છે એ જ્યારે ને ત્યારે મારી સાથે લડ્યા જ કરે છે અને અમારી બનાવેલી રસોઈ ટપકે છે." પાડોસણે કહ્યુ "અરે એમા તે શી મોટી વાત છે ? મારી પાસે એક એવી અચૂક દવા છે કે જે તમારો પતિ ગુસ્સે થાય અને લડે ત્યારે તમે મોઢામા ભરી રાખશો તો એ તુરત જ ચૂપ થઇ જશે " પાડોસણે શીશી ભરીને દવા આપી તે સ્ત્રીએ પોતાના પતિના ક્રોધ વખતે તે દવાની બે ત્રણ વાર પરીક્ષા કરી અને તેમા સારી સફળતા મળી ત્યારે ખૂબ ખુશી થઇને તેણે પાડોશણની પાસે જઇને કહ્યુ ' બહેન, તમારી દવા તો ભારે ચમત્કારિક છે, તેમા કઇ વસ્તુઓ આવે છે તે મને બતાવી દો, તો હુ પણ તે બનાવી લઉ " પાડોશણે હસીને કહ્યુ " બહેન, શીશીમા શુદ્ધ જલ સિવાય બીજુ કશુ નહોતુ ખરુ કામ તો તમારા મૌને કર્યું છે મોઢામા પાણી ભરવાથી તમે બોલી નહોતા શકતા એટલે તમારા શાંત રહેવાથી તેનો ક્રોધ પણ ચાલ્યો ગયો બસ, એક મૌન સઘળા દુ ખ હરે, બોલે નહિ તો ગુસ્સો મરે '

### એકનાથજીનો અક્રોધ.

( ૬ ) એક વખત કેટલાક દુષ્ટ લોકોએ જાહેર કર્યું કે જે કોઇ એકનાથ મહારાજને ગુસ્સે કરશે તેને અમો રૂપિયા ઇનામ આપવામા આવશે એક બ્રાહ્મણ યુવકે બીડું ઉઠાવ્યુ તે બીજે દિવસે સવારમાં એકનાથજીને ઘરે પહોંચ્યો તે વખતે એકનાથજી પૂજાપાઠ કરી રહ્યા હતા તે તો હાથ પગ ધોયા વગર અને કોઇને પૂછ્યાગાછ્યા વગર સીધો પૂજાગૃહમા જઇને તેના ખોળામાં બેસી ગયો તેણે ધાર્યું હતુ કે એમ કરવાથી એકનાથજીને જરૂર ક્રોધ થશે જ, પરંતુ તેણે હસીને કહ્યુ " ભાઇ, તને જોઇને મને બહુ આનંદ થયો ઘણા ય માણસો મળે છે પરંતુ તમારો પ્રેમ તો વિલક્ષણ છે " એ તો આ સાંભળીને સ્તબ્ધ જ થઇ ગયો, જોઇ જ રહ્યો. એને થયું કે ક્રોધ કરાવવો ખૂબ કઠિન છે પણ એને તો બસો રૂપિયાનો લોભ હતો તેથી ફરીવાર બીજો યત્ન કરવાનો વિચાર કર્યો ભોજનસમયે તેનુ આસન એકનાથજીની પાસે જ મૂકવામાં આવ્યુ ભોજન પીરસાઈ ગયુ ઘી પીરસવા માટે એકનાથજીના પત્ની આવ્યા તે જેવી બ્રાહ્મણની થાળીમાં ઘી પીરસવા ગઇ કે તરત જ બ્રાહ્મણ તેની પીઠ પર ચઢી ગયો. એકનાથજીએ તેની પત્નીને કહ્યુ–" જોજો બ્રાહ્મણ ક્યાંક પડી ન જાય." તેણે હસીને કહ્યુ ' બીક રાખવાનુ કારણ નથી મને તો છોકરાઓને પીઠ પર બેસાડવાની ટેવ છ આ છોકરાને હુ કેવી રીતે પાડી દઇશ ? ' આ જોઇ સાંભળીને બ્રાહ્મણની બધી આશા તૂટી ગઇ તે એકનાથજીના ચરણે પડ્યો અને તેની ક્ષમા માગવા લાગ્યો

### તુકારામજીની શાંતિ.

( ૭ ) એક વખત સંત તુકારામજી ખેતરમાથી

---

એટલુ મહત્વ આપવાનો પ્રશ્ન ઉદ્ભવતો જ નથી. વળી એ ઉપરથી એમ પણ માની લેવાનું નથી કે ભગવંત શ્રી વર્ધમાને માત્ર આટલુ જ કહ્યુ હશે કિંવા જે કંઇ છે તે બધુ આટલામા જ સમાયેલુ છે

અલબત્ત, એટલુ સાચુ છે કે જે ઉપલબ્ધ થયુ અને પ્રચારરૂઢ થતા ગ્રંથવાયુ એને લક્ષમા રાખી પાટપર પરામા થયેલા વિદ્વાન્ સૂરિપુંગવોએ, નિષ્ણાત સંતોએ પોતાની પ્રજ્ઞાદ્વારા એમાના ભિન્ન ભિન્ન વિષયોને ચાલુ કાળને અનુલક્ષી ઠીકઠીક પ્રમાણમા છણ્યા. એ ઉપર નવસર્જન કર્યા 'વહેતા પાણી નિર્મળા' એ ઉક્તિ મુજબ આ સાહિત્ય સરિતા વિસ્તૃત રીતે અદ્ભુત માર્ગે વહી રહી છે એનો લાભ લેનાર આત્મશ્રેય સાધી શકે છે ભગવંતની પુનઃ ઉચ્ચરાયેલી વાણીમા દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ ચક્ષુ સામે રાખવાની વાત હતી. એ ન ભૂલાય તો બેડો પાર થવાનો જ વધુ આવતી કાલે (ચાલુ)

શેરડીના સાંઠા લઇ જતા હતા રસ્તામાં જે લોકોએ માગ્યા તેને સાંઠા આપી દીધા એક સાંઠો બાકી રહ્યો તે ઘરે પહોંચ્યા. ઘરમાં ગરીબાઇને લીધે ભોજનનો અભાવ હતો વળી તેની સ્ત્રી ઘણા કડક સ્વભાવની હતી તેણે તેના હાથમાંથી સાંઠો ઝૂંટવી લીધો અને ખૂબ જોરથી તેની પીઠ પર માર્યો સાંઠાના બે ટૂકડા થઇ ગયા તુકારામજીએ હસીને કહ્યું, "મારે ખાવા માટે બે ટૂકડા કરવા જ પડત તમે જ તે કરી આપ્યા એ ઘણું સારું કર્યું"

## સોક્રેટીસનો ક્રોધ પર વિજય

( ૮ ) ગ્રીસના મહાપુરુષ સોક્રેટીસની સ્ત્રી ભારે કજિયાખોર હતી એક દિવસ તેણે ક્રોધાવેશમાં આવીને પોતાના પતિ ઉપર એંઠા પાણીની ડોલ ફેંકી તે વખતે સોક્રેટીસે શાંતિપૂર્વક હસીને કહ્યું 'ગર્જના પછી વરસાદ થવો જ જોઇએ' એક દિવસ કેટલાક સગાવહાલાની હાજરીમાં તેણે સોક્રેટીસના મોઢા ઉપર તમાચો માર્યો સગાવહાલાંઓએ તે સ્ત્રીને શિક્ષા કરવા માટે સોક્રેટીસને ખૂબ ઉશ્કેર્યો પરંતુ તે ગુસ્સે થયો જ નહિ તેણે કહ્યું 'હું તમારી સમક્ષ તમાસો કરવા ઇચ્છતો નથી કે તમે લોકો દૂર ઊભા રહીને જોયા કરો અને શેરીના કૂતરાને લડતા જોઇને જેમ બાળકો તાળી પાડે છે તેમ તમે તાળીઓ પાડો"

## શાસ્ત્રીજીની સહનશીલતા

( ૯ ) પં. વિશ્વનાથ શાસ્ત્રી બંગાળના સુપ્રસિદ્ધ પંડિત હતા એક વખત તેઓ કેટલાક પંડિતોની સાથે એક વિષય પર શાસ્ત્રાર્થ કરી રહ્યા હતા વિરુદ્ધ પક્ષની હાર થવા લાગી ત્યારે તે પક્ષના એક પંડિતે નાક છીંકીને શાસ્ત્રીજીના મોં પર ફેંક્યું શાસ્ત્રીજીએ તુરત મોં સાફ કરીને હસીને કહ્યું "આ તો એક ક્ષણ માટે અપ્રાસંગિક વિષયાંતરની વાત થઇ ગઇ હવે એને ભૂલીને ચાલો, આપણા મૂળ વિષય પર ધ્યાન આપીએ" શાસ્ત્રીજીની આ સહનશીલતા અને ક્ષમા જોઇને વિરુદ્ધ પક્ષવાળાએ શરમિંદા બનીને પોતાની હાર સ્વીકારી લીધી

## નાવેરની શિખામણ

( ૧૦ ) નાવેર નામના એક આરબ સજ્જન પાસે સુંદર ઘોડો હતો દાહર નામના એક માણસે પોતાના ઊંટના બદલામાં તે ઘોડો લેવાની ઇચ્છા કરી પરંતુ નાવેરને એ ઘોડો ખૂબ વહાલો હતો તેથી તે આપવાની તેણે ના પાડી દીધી, તેથી દાહરે તે ઘોડો તેના પાસેથી પડાવી લેવાની બીજી યુક્તિ રચી એક દિવસ નાવેર તે ઘોડા ઉપર બેસીને બહાર જતો હતો, તે જાણતા જ દાહરે હોંશિયારીથી વેશપલટો કરીને ફાટેલાં કપડાં પહેરી તેના રસ્તામાં બેસીને ખરાબ રીતે ખોંખારવા લાગ્યો નાવેર ત્યાંથી પસાર થતો હતો તે વખતે ગરીબ માણસને જોઇને તેને દયા આવી તેને નજીકના ગામ સુધી પહોંચાડવા માટે તેને ઘોડા ઉપર બેસાડી દીધો અને પોતે પગે ચાલવા લાગ્યો ઘોડા પર બેસતા વેંત દાહરે ચાબુક લગાવીને ઘોડાને પૂર ઝડપે ચલાવ્યો અને કહ્યું કે–તમે મને સીધી રીતે ઘોડો ન આપ્યો એટલે મે ચતુરાઇથી લઇ લીધો નાવેરે બૂમ પાડીને તેને કહ્યું, પ્રભુ ઇચ્છાથી તમે મારો વહાલો ઘોડો વશ લીધો છે તો ભલે, લઇ જાઓ, તેની ખૂબ સંભાળ રાખજો પણ ખબરદાર આ દાદાગીરીની વાત બીજા કોઇને કહેશો મા, નહિ તો દીન, દુખી અને ગરીબ લોકો પર દયા કરનાર લોકો મદદ કરતા અચકાશે અને ગરીબ લોકોને સહાયતાથી વંચિત થવું પડશે

નાવેરના આ શબ્દોથી તે ખૂબ શરમાઇ ગયો અને તે જ ક્ષણે પાછો ફરીને તેને ઘોડો આપી દીધો ને તેની સાથે હંમેશની મિત્રાઇ સાધી

## નોકરો પ્રત્યે શેઠનો સદ્ભાવ

( ૧૧ ) હુગલીના સરકારી વકીલ શ્રી શશિભૂષણ એક વખત જેઠ માસના સખત તાપમાં ભાડૂતી ગાડી કરીને કોઇ સબંધીને ઘેર ગયા તેઓ જે કામે ગયા હતા તે એવું કામ ન હતું કે તે માટે તેમને પોતાને જવું પડે તેઓ કોઇ નોકરને ચિઠ્ઠી લખીને મોકલી શકે એમ હતા સબંધીને ઘરે પહોંચ્યા પછી કોઇએ તેમને પૂછ્યું, આવા નજીવા કામ માટે આવા સખત તાપમાં આપ પોતે કેમ આવ્યા ? તેમણે કહ્યું, પહેલાં તો એવો વિચાર હતો કે કોઇ નોકરને મોકલું પણ જ્યારે મે જોયું કે તાપ ઘણો સખત છે ત્યારે કોઇ નોકરને પગે ચાલીને મોકલતાં મારું મન માન્યું નહિ અને હું પોતે ગાડી ભાડે કરીને ચાલ્યો આવ્યો

# ધર્મ-કૌશલ્ય.

## ( ૫૫ )

## Admission of error-ભૂલનો સ્વીકાર

### સ્ખલનાનો સ્વીકાર કરવો—મુશ્કેલ છતાં હિતકારી છે

નં. ૪ માણસ ઊંઘતો હોય તેને પૂછીએ કે કેમ ભાઈ! સૂઈ ગયા? તેના જવાબમાં તે કહેશે કે-ના રે! બરાબર જાગું છું આવા ઊંઘતા માણસ પાસે સાચો જવાબ મેળવવો જેટલો મુશ્કેલ છે તેટલો જ ભૂલનો સ્વીકાર કરાવવો કે કરવો મુશ્કેલ છે માણસમાં અભિમાન એવી વસ્તુ છે કે એને પોતાની ભૂલ જણાય, છતાં એનો સ્વીકાર કરવામાં સંકોચ થશે, એ બહાના કાઢશે, બીજા પર આળ લગાવશે, પણ સરળતાથી પોતાનો વાંક કે ગુન્હો એ કબૂલ કરશે નહિ પોતાનો વાંક કે વાસો માણસ જોઈ શકતો નથી, તેનું કારણ તેના ઊંધા ચશ્મા અને સરળતાનો અભાવ જ હોય છે

અને પ્રાણી ભૂલને પાત્ર છે જાણતા અજાણતાં એ અનેક ભૂલો કરી બેસે છે અને પછી એને ભૂલ બતાવવામાં આવે ત્યારે કદાચ એ સમજી જાય, તો પણ એ ભદ્રક ભાવે કે સરળ સ્વભાવે પોતાની ભૂલનો સ્વીકાર નહિ કરે અને આડાઅવળા અનેક બચાવો કરશે, એ બીજા પર આરોપ મૂકવા તૈયાર થઈ જશે, પણ સરળપણે પોતાની ભૂલ થઈ ગઈ છે એ વાત કબૂલ નહિ કરે એ સામનો કરવા કે બીજાને સંડોવવા મંડી જશે, પણ પોતાની ભૂલ થઈ ગઈ છે એમ કહેતા એનું નવનેજા પાણી ઊતરી જશે, કારણ કે ભૂલનો સ્વીકાર કરવામાં એ પોતાના ગૌરવનો ઘાત ગણે છે, પોતાના સ્વમાનની કલ્પનાનો હ્રાસ થતો દેખે છે અને કસુરના સ્વીકારમાં એ અલ્પતા માની બેઠેલ છે

અને ધર્મદૃષ્ટિએ જોતા પ્રતિક્રમણ એટલે દિવસરાત પક્ષ, ચાતુર્માસ કે વર્ષની સ્ખલનાઓને સંભારી તેનો સ્વીકાર અને ભવિષ્યમાં તે ભૂલોનું પુનરાવર્તન ન થવા દેવાની ભાવના જ છે આવા રૂપ પ્રતિક્રમણ કરનાર પણ ઉઘાડી ભૂલ સમજાય તેનો સ્વીકાર જલ્દી નહિ કરે આ મનની નબળાઈ છે, સત્ત્વનો અલ્પ ભાવ છે, મનોવિકારની પરીક્ષા, નિદાન કે ચિકિત્સાની ગેરહાજરી? અને પ્રગતિવાંછુને રસ્તામાં પડેલ ઠોકરો છે સાચા આત્મમાર્ગને અનુસરનારમાં તો એટલી સાહજિકતા હોય કે એ પોતાની ભૂલ જુએ કે શરમાઈ જાય, આત્મ સાખે ક્ષમા માગે, ઉઘાડી રીતે ખમતખામણાં કરે, જાહેર રીતે માફી માગે અને સગગ ભાવે અંતરના ઊંડાણમાંથી ખેદ બતાવે એટલે ભૂલનો સ્વીકાર કરવો દેખીતી રીતે મુશ્કેલ લાગે તેવી બાબત હોવા છતાં જેની નજર અંતર આત્મા તરફ હોય, જેને પોતાના વધારાની ખેવના અને ચીવટ હોય, દુન્યવી દૃષ્ટિ કરતા જેની આંતર દૃષ્ટિ ખીલેલી હોય, તે તો સરળતાથી ભૂલનો સ્વીકાર કરે અને એ સ્વીકારમાં રહેલ આનંદનો અનુભવ કરે ભૂલ સ્વીકારથી માણસ નબળો કે હલકો થતો નથી, મુદ્દો કે તુચ્છ ગણાતો નથી વીર બહાદુર હોય તે જ ભૂલનો સ્વીકાર કરી શકે છે અને તેવા સ્વીકારમાં જેને મોજ આવે તે સરળતાથી સંસાર તરી જાય છે, ઉમંગથી નાવને સાધ્ય સમીપ લઈ જાય છે અને પોતાનો કલ્યાણકારી માર્ગ સ્ખલનાના અંગીકારમાં જ છે એમ સમજી જાય છે

---

No 4 It is difficult to admit error but it pays to do so

(Thoughts of the Great)

(૫૬)

## Sneer–મશ્કરી

### મશ્કરી–ઠેકડીને ખમી ખાવી એ મુશ્કેલ છતાં હિતકારી વાત છે

ન પ. કોઈ ઠેકડી કરી, ઠઠ્ઠા ઉડાવે, ટીકા કરી ચાળા પાડે, નાક ઊંચુ કરી કે બીજી કોઇપણ રીતે તિરસ્કાર બતાવે માર્મિક વચન બોલે, ટોળ કરે, મ્હેણા ટોણા આપી આપણે ભોગે જીભનો મેલ ઉતારે, પોતાની મોટાઇ બતાવવા હાસી કરે, તિરસ્કાર બતાવવા ઉપહાસના વચન બોલે,–આ સર્વ મશ્કરી–ઠેકડી કે ઠઠ્ઠાના કક્ષામા આવે

માણસ નાનો મોટો, ગરીબ તવંગર, કીડીનો ખાધેલો કે મોટરમાં ફરનારો હોય, એના ઘર આગળ સેંકડોની આવજા હોય કે એ પોતે પારકે ઘેર ધક્કા ખાતો હોય–ગમે તેવો માણસ હોય તેને સ્વમાન જેવી બીજી ચીજ ઓછેવત્તે અંશે જરૂર હોય છે. ગરીબના માથામા પણ આંગળી ખૂચતી નથી અને જાહેર તિરસ્કાર, અપમાન કે બદનક્ષી ખમી ખાવાની તેવડ ભાગ્યેજ કોઇમા હોય છે 'એ મોટો હોય તો એના ઘરનો!' એ વચણ સાધારણ રીતે સાર્વત્રિક હોય છે એકાતમા એકાદ ધોલ ખાવાની તેવડવાળા પણ જાહેરમાં પોતાની જાતને પણ ઉતારી પાડવા સાચો ખોટો પ્રયત્ન કરે તો તુરત સામે પાટલે બેસી જાય છે અને આવી હલકી મશ્કરી સહન કરવી એ તેટલા માટે બહુ મુશ્કેલ બાબત છે, 'પણ જે ખરા ધર્મપ્રિય માણસ હોય છે તે મશ્કરી કે હાસ્યને પણ ખમી ખાય છે. એનામાં એટલી અદ્ભુત શાંતિ હોય છે કે એને પોતાને મનમા જરાએ દુઃખ પણ લાગતુ નથી, ક્રોધની સામે ક્રોધ કરવાનુ એને ગમતું નથી અને તાપ, ઉગ્રતા કે સામનો કરવો એને ઉચિત લાગતો નથી

એને મશ્કરી કરનારની દયા આવે છે, એને ઠઠ્ઠા કરનાર તરફ શાંતિ રાખવાની સમજણ આવે છે, અને એ સામની લઘુતા દીનતા તરફ ખેદ બતાવે છે. એ મ્હેણાના બદલામા ટોણાં મારે નહિ, એ પોતાની જાતને ગુસ્સામાં પરવશ ન કરી મૂકે, એ સામાના હાસ્યથી ભડકી કે ખખડી ન જાય. એ ધર્મવીર પ્રાણી મશ્કરીનો સામનો ન કરે, બદનક્ષીનો કેસ ન માંડે, ગુસ્સામા હાથ પગ ન અફાળે અને નાપસંદગી બતાવીને સામાની ખફગી ન વહોરી લે એ વિષને વધારે નહિ, ભાટાઇને યુક્તિથી જાગવે નહિ અધમતાની સામે હલકાઇનો બોલ ન કાઢે એ પોતાની અલ્પતા વિચારી સામાના હાસ્યને હસી કાઢે, વિરોધને વધવા ન દે અને પોતાની ગૃહસ્થાઈ અને ધર્મપ્રિયતા બતાવે

આવા પ્રકારની સહનશીલતા રાખવી ઘણી મુશ્કેલ બાબત છે મન પર એટલો કાબૂ રાખવો આકરી બાબત છે, પણ જેને ધર્મપ્રિયતા જાગી હોય અને પોતાનો આત્મ આતરવિકાસ સાધવાનો આદર્શ હોય તે આવે વખતે પોતાની જાત પરનો કાબૂ ખુએ નહિ અને સહનશીલતા અને ધીરજનો દાખલો બરાબર બેસાડી આપે ક્રોધ કરવાથી કે આક્રોશ કરવાથી કાઇ મળતું નથી, ધોલની સામે ધોલ થવાની વૃત્તિ સહજિક છે, પણ જે તેની ઉપરવટ જઇ જાત પર સયમ રાખે, હસીને ખમી ખાય તે સાચો ધર્મ સમજેલ છે એમ જાણવુ. મુશ્કેલ પ્રસગમા જાત પર કાબૂ રાખવો અઘરો તો છે, પણ એ પ્રસગે હિતકર–કલ્યાણકારી માર્ગ સેવો એમાં ખુબ લાભ છે, વેરઝેરનો ઉદ્ભવ અટકે છે અને અંતે આત્મિક પ્રગતિ છે મૌક્તિક

No 5 It is difficult to face a sneer but it pays to do so

(Thoughts of the Great.)

# આત્મસાધના.

લેખક—અમરચંદ માવજી શાહ

( ગતાંક પૃષ્ઠ ૭૯ થી શરૂ )

૧૬ આત્મ સાધના વ્યવહારિક, સાંસારિક જીવનમાં પણ શું શક્ય છે? જેને ખરેખર આત્મતત્વ ગુરૂગમથી યા પૂર્વના સંસ્કારબળથી સમ્યક્ પરિણમ્યું હોય તે આત્માને પ્રજ્ઞાવડે જડથી, પુદ્ગલોથી આત્માને ભિન્ન સમજે છે એ ભેદ જ્ઞાનની પ્રાપ્તિવડે વ્યવહારને પણ પરમાર્થમય બનાવી શકે છે, અને સ્વાનુભવ આત્મઉપયોગવડે સાંસારિક-વ્યવહારિક સર્વ પ્રવૃત્તિને ઉદયાધીન ઉપાધિ સમજે છે પૂર્વ કર્મની લીલામાં એ તલ્લીનતા પ્રાપ્ત કરતો નથી પણ ઉદાસીનતા સેવે છે એ ઉપાધિમાં સમાધિની સાધના કરે છે. સ્વ-પર વિવેકવડે અંતર્ગત ન્યારો રહી ફક્ત ઉદયને વેદે છે. નવ ભાવને રાગ દ્વેષ મોહવડે પાળવા તરફ તેની વૃત્તિ હોતી નથી. આવો સમ્યગ્દ્રષ્ટિ સત્પુરૂષ આશ્રવ ભાવે કર્મલેપ ચડાવતો નથી પણ સંવર ભાવે સ્થિર રહી પૂર્વકૃત કર્મની સકામ નિર્જરા જ કરતો રહે છે અને તેમાં જેટલો સમય ઉપયોગ મૂકી પ્રમત્ત દશામાં યોગ પ્રવર્તાવે છે તેટલો સમય કર્માશ્રવને ગ્રહણ કરે છે અને અપ્રમત્ત ભાવે ઉપયોગપૂર્વક સાધના કરતો-આત્મા નિર્લેપ રહી સ્વસ્વભાવના આત્મિક આનંદમાં નિર્વિકલ્પ સ્થિરતા પ્રાપ્ત થતાં સહજ શાંતિનો અપૂર્વ સ્વાદ સમજી શકે છે આમ વ્યવહારને પરમાર્થ સાથે જોડવા મત્શાસ્ત્રરૂપ રસાયણનું સદા સેવન હો.

૧૭ ભગવાન આત્મા ભૂલો પડ્યો છે, જ્યાં ત્યાં સુખની શોધ કરી રહ્યો છે, જ્યાં ત્યાં પૂછી રહ્યો છે, માર્ગદર્શન માગી રહ્યો છે, મોહના અંધારામાં અવળે પંથે ચડી ગયો છે, જ્યાં ત્યાં સુખ મેળવવા ફાંફાં મારી રહ્યો છે. ઘરમાં સુખ શોધે છે, બજારમાં સુખ શોધે છે, સ્વજનોમાં સુખ શોધે છે, ધન ધાન્યમાં મોજમજાહમાં સુખ શોધે છે, કયાંય સુખ જડતું નથી કલ્પિત સુખના છાયામાં ભ્રમિત થઈ અંતે દુઃખના વિયોગના ગાઢ અંધકારમાં ફસાઈ જાય છે, ઘડીકમાં હર્ષિત થાય છે, ઘડીકમાં શોકમગ્ન થાય છે, સાચું સુખ સ્વાધીન સુખ પ્રાપ્ત થતું નથી, પરાધીનતામાં પીડાઈ રહ્યો છે, રાગ દ્વેષ વધારી વધુ ઊંડાણમાં ઊતરી રહ્યો છે, જ્યાં ત્યાં હું ને મારું એમ મોહભાવમાં પોતે પોતાનેજ ભૂલી ગયો છે. મન-વચન-કાયાના યોગો પર પુદ્ગલોની તૃષ્ણાથી તૃપ્ત થવા વહી રહ્યો છે, સાચી તૃપ્તિ થતી નથી. જન્મ, જરા, મરણના ભયથી ઘેરાઈ ગયો છે. પોતે અજર, અમર, શાશ્વત સુખસ્વરૂપ છે એ સત્ જાણતો નથી. એ સત્ જાણનાર જ્ઞાની આત્મા જ ભગવાન છે, પોતેજ પરમાત્મા છે, દેહમંદિરમાં તે બિરાજમાન છે. યોગો-ઇન્દ્રિયો આદિ પૌદ્ગલિક સેના એને સ્વાધીન છે એ માર્ગ પામી ગયો છે, અર્થ જાણી ગયો છે, કળી કળી ગયો છે, એ એક જ મનરૂપી પ્રધાનને મૌન કરી નિર્વિકલ્પ થઈ સ્વાનુભવમાં સહજ સુખની સાધના કરી સિદ્ધિને વરે છે.

૧૮ આ દેહ મંદિરમાંથી આત્મ ભગવાન નીકળી ગયા પછી એ દેહની શું સ્થિતિ થાય છે તે તો સૌ કોઈ રોજ રોજ બનતો પ્રગટ કે અપ્રગટ કદેખાતા

મગજો દ્વારા જાણી શકે છે, મરનાર તો અમર છે. મરી કોણ જાય છે? ખરી રીતે દેહ-પરિવર્તન થાય છે આયુષ્ય નામ ગોત્ર આદિ કર્મોની આ દેહ પૂરતી લીલા પૂરી થાય છે એટલે નવો સ્વાંગ સજાય છે અને એ જ આત્મા નવા પુદ્ગલ પર્યાયમાં પ્રગટ થાય છે બાળક, વૃદ્ધ કે યુવાવસ્થા એ આત્માની અવસ્થા નથી, એ પુદ્ગલ દેહની છે એમા વસનાર ભગવાન આત્મા અખંડ ત્રણે કાલમાં રહે છે આવા પૌદ્ગલિક દેહાદિ પર્યાયમા મમત્વ રાખનાર દેહના સુખે સુખી અને દેહના દુ:ખે દુ:ખી પોતાને માનનાર આત્મા અજ્ઞાની છે આ અજ્ઞાનતા એજ સર્વ દુ:ખ અને સંસારપરિભ્રમણનુ સમગ્ર કારણ છે એ દુ:ખથી નિવૃત્ત થવા પોતે-પોતાને જાણવાની કળા પ્રાપ્ત કરી લે તો પોતનુ જ્ઞાન-દર્શનમય સતસ્વરૂપ સ્વાનુભવગમ્ય થાય એ સ્વાનુભવગમ્ય સ્વરૂપને પ્રાપ્ત કરવા સદ્ગુરુ, સત્-શાસ્ત્રોનાં નિમિત્ત કારણો ઉપયોગની યોગ્યતા થતા પ્રાપ્ત થાય અને દેહાદિના સંસાર વ્યવહારના બંધન માંથી મુક્ત થઇ સ્વસ્વરૂપમાં સ્થિર થવા ઉપયોગ વંત થઇ ઉપશમ ભાવમા જોડાય, પરવૃત્તિઓથી બંધાતાં અનંત કર્માશ્રવોને ખપાવી સહજ આનંદમા મગ્ન રહી દેહાધ્યાસનો ધ્વંસ કરે છે

૧૯ એ દેહમા પાંચ ઇન્દ્રિયો અને તેનુ સંચાલન કરનાર મન જે અનંત કાળથી આત્મ ભગવાનને ભૂલવણીમા નાખી રમાડી રહ્યુ છે તે પ્રજ્ઞાવંત આત્મા સમજી જતા તે પરમાં વહેતો ઇચ્છાઓનો પ્રવાહ જે રોકવાથી રોકાતો નથી, તેને સ્વમાં વહાવવા તેનુ વહેણ આત્મસાગર તરફ ફરી 'આત્માના અનંત જ્ઞાન-દર્શન-સુખ-વીર્યમા સ્થિર થવા તરફ વાળે છે આંખ સુંદર રૂપો જુએ છે, કુરૂપ પણ દેખે છે છતાં એ બન્ને તરફ તેની દૃષ્ટિ સમ છે જોવાના પ્રવાહને આત્મા બંધ કરતો નથી પણ તેમા ઇષ્ટાનિષ્ટ લાગણી અને રાગદ્વેષ નહીં થવા દેતા અભેદ પ્રેમરૂપે એ પ્રવાહ વહેવા દે છે, નાક સુગંધી પદાર્થોની સૌરભ લે છે, દુર્ગંધીયુક્ત પદાર્થો પણ સૂંઘવામા આવી જાય છે છતા તે બન્ને ભાવમાં હર્ષ-શોકને કરતો નથી નાકના એ સુગંધ દુર્ગંધ ગ્રહણ કરવાના પ્રવાહને તે રોકતો નથી તેની પ્રકૃતિ પ્રમાણે તે કાર્ય કરે તેમા પોતે રાગ દ્વેષવડે જોડાતો નથી તે રીતે કાનમાં સુંદર લાગે તેવા શબ્દોને સાંભળે છે અને દુ:ખ લાગે તેવી કટુ વાણી પણ સાંભળે છે તેને તે રોકતો નથી પણ તે વડે હર્ષ-શોક કરીને સંકલ્પવિકલ્પને વશ થતો નથી જીભવડે સરસ કે વિરસ પદાર્થોનુ સેવન કરતાં પ્રકૃતિના પ્રવાહને રોકતો નથી પણ તેમા ઇષ્ટાનિષ્ટ ભાવ કરી રાગ દ્વેષ કરતો નથી તે જ રીતે સ્પર્શમા પણ સમભાવી રહે છે, પૌદ્ગલિક પ્રકૃતિથી પોતાના આત્માને સર્વાંગ શુદ્ધ સમજનાર જ્ઞાની છે

૨૦ અષ્ટાંગ યોગનો સાર મનનુ અમનસ્કપણું કરવુ તે છે મનનો ક્ષય થતા આત્મતત્વ સ્વયં પ્રકાશિત થાય છે જેમ પવનમા દીપક પ્રગટાવી રાખવો મુશ્કેલ છે તેમ મનરૂપ પવનનો સંકલ્પ વિકલ્પરૂપ વાયરો વાતો હોય ત્યા સુધી આત્મારૂપ દીપિકા સ્થિર થઇ પ્રકાશિત રહેવી મુશ્કેલ છે મન અને પવન એ બન્ને સાપેક્ષ સંબંધી પુદ્ગળ દ્રવ્યો છે દેહમા પ્રાણ વાયુદ્વારા જીવન જીવાય છે વાયુ એ મહાન શક્તિશાળી દ્રવ્ય છે દેહનાં આરોગ્યાદિમાં વાયુની પ્રાધાનતા છે તેનાં સમ-વિષમપણાં ઉપર શરીર પ્રકૃતિનો મુખ્ય આધાર છે એ પવન-પ્રાણવાયુને સ્થિર કરવાં હઠયોગ-પ્રધાનતા આદિ કષ્ટકારી યોગોની સાધના કરવામા આવે છે, પરંતુ જો સમ્યક્ રીતે જડચૈતનનુ ભેદજ્ઞાન પ્રાપ્ત થયુ હોય અને મનની વૃત્તિઓને ઉપશમાવવાનુ-પરભાવ-પરદ્રવ્યથી પોતે ન્યારો છે એમ ઉપયોગમય દશા આવી જાય અને મનની વૃત્તિઓ-સંકલ્પ-વિકલ્પોને ઉપશમાવી નિર્વિકલ્પ સ્થિરતામા રહે તો મનનો જય થાય અને તે દ્વારા દેહારોગ્ય સાથે આત્મઆરોગ્યરૂપ સહજ આનંદ આમ આજન્મ રીતે પ્રાપ્ત અલ્પ પ્રયાસે થાય. યોગસાધનાની આ અનોખી કળા છે, તેને અજમાવી અનુભવ કરવા જેવો છે

૨૧ જો આત્મજ્ઞાન સહજ રીતે પ્રાપ્ત કરવુ હોય તો મનને અમનસ્ક-નિર્વિકલ્પ રાખવાનો અભ્યાસ દિવસ રાત્રિના સમયમાં પળે પળ ઉપયોગ રાખી વધારતા જાઓ. ચિત્તની સ્થિરતા વધારતા જાઓ આત્મદૃષ્ટિ કેળવી, પરભાવો પ્રત્યે ઉદાસીનતા યુક્ત રહી, પર ઈચ્છાઓથી નિવૃત્ત થાઓ અને એ રીતે સંકલ્પ-વિકલ્પોનુ બળ ઘટાડી મનને શાંત થવાનો માર્ગ સરળ બનાવો આ પ્રમાણે અભ્યાસ કરવાથી મન શાંત થતા આત્મતત્ત્વના કિરણો સ્વાનુભવમા પ્રગટતાં અનુભવાશે કોઈ ઓર આનંદ આવશે એક મિનિટ પણ આ અનુભવ લઈ જુઓ અને જગતમા નહિ મળે તેવો કોઈ ઓર આનંદ જણાય તો તેમા વધુ સ્થિરતા કરતા જાઓ. એટલે એટલો સમય સંવર-નિર્જરા થતાં કર્મબંધનો શિથિલ થશે અને મુક્તિનો આનંદ કેવો છે એ સુખ કેવુ છે તેની વાનકી પણ એ ધન્યપળમા પ્રગટ દેખાશે આ રીતે નિર્વિકલ્પતા પ્રાપ્ત કરવાથી મનની ઈન્દ્રિયોની દોડધામ શાંત થતા જાણે કોઈ શાંતિભુવનમા આત્મા સુખનિદ્રા લઈ રહ્યો છે તેવુ સંસારરૂપી અનંત ધમાલો વિષે પણ જણાશે આ માટે પ્રથમ આત્મજ્ઞાન એટલે જીવ-અજીવનુ સ્વરૂપ, જડ-ચેતનનો વિવેક, ભેદજ્ઞાન-સમ્યક્ રીતે સમજી લેવુ પડશે અને એ રીતે અમનસ્કયોગ પ્રાપ્ત થતાં કોઈ પણ પ્રકારના સાધનો વગર આત્મા સિદ્ધિને પથે પડશે

૨૨ મનને નિર્વિકલ્પ કરવા માટે પ્રથમ ચિત્તની એકાગ્રતા કરવાની જરૂર છે ચિત્તની એકાગ્રતા અને સ્થિરતા સિવાય મનના સંકલ્પવિકલ્પો ઉપશમતા નથી, માટે પ્રથમ ચિત્ત સ્થિર માટે કોઈપણ મન પસંદ જ્યા ચિત્ત સ્થિર થઈ શકે, એકાગ્ર થઈ શકે તેવા સદ્ આલંબનને ગ્રહણ કરવું, તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવાનું ધ્યેય રાખી સહેત ઓંકાર કે સુંદર પરમાત્માની પ્રતિમા કે એવી ઉચ્ચ આદર્શવાળી જ્યાં ચિત્ત સંકલિષ્ટ થયા સિવાય આનંદમય રહી સ્થિર રહી શકે તેમા દૃષ્ટિ એકાગ્ર કરવાનો અભ્યાસ વધારવો [illegible] મન પણ સ્થિર થઈ શકશે અને સ્થિર થતા ઇન્દ્રિયો પણ વશ થશે આમ એક ચાપ બંધ કરતા બધા વિભાવિક વ્યાપારો બંધ થશે અને ચિત્ત સ્થિરતા થતા મનનો લય થતા પ્રાણાયામ થશે પવન સ્થિર થશે, શરીર હલકુ ફૂલ લાગશે જાણે ભાર ઉતરી ગયો હોય તેમ હળવુ થશે અને સહજ આનંદસ્વરૂપ આત્મતત્વ પ્રકાશિત થશે અને તે દ્વારા અપૂર્વ સુખ ને શાંતિ અનુભવાશે આ અભ્યાસ વધતા વધતા લાંબો સમય સ્થિરતા કરતા યોગની સિદ્ધિ પ્રાપ્ત થશે તેમા ફળરૂપ રિદ્ધિઓ પણ આપોઆપ કષ્ટસાધ્ય હઠ યોગની સાધના વગર પ્રગટશે તત્વજ્ઞાની એ પૌદ્‌ગલિક માયામા નહિ મોહાતા તેની ઉપેક્ષા કરી પોતાના સહજ આનંદમા લીન રહી આનંદને પ્રાપ્ત કરશે

૨૩ આત્મજ્ઞાન વગર આ રાજયોગની સાધના અશક્ય છે તત્વજ્ઞાન હોય તો જ સમ્યગ્ આલંબન ગ્રહી ધ્યેય તરફ સાધના થાય છે માટે પ્રથમ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે સદ્‌ગુરુ સમાગમ સત્‌શાસ્ત્ર સ્વાધ્યાય-આત્મતત્ત્વ વિચારણા, ચિંતન મનન કરી ભૂમિકા શુદ્ધ કરવાની જરૂર છે ગુણ-દોષનુ જ્ઞાન લેવુ જરૂરી છે-હેય જ્ઞેય ઉપાદેય સમજવુ જરૂરી છે યોગની પ્રથમ ભૂમિકા નિર્મળ હૃદય સરળતા અને અહિંસા દયાથી આગળ વધવાનુ છે. મનશુદ્ધિ વચનશુદ્ધિ કાયશુદ્ધિ કરવાની રહે છે તે માટે પ્રથમ ભૂમિકામા યમ નિયમને પણ આધીન રહી એ વિભાવિક વૃત્તિઓમા ક્રોધ-માન-માયા-લોભમાં લપટાયેલા આત્માને પાછો વાળવાની જરૂર છે અહિંસા-સત્ય-અસ્તેય-બ્રહ્મચર્ય-વિષયનિગ્રહને ખૂબ ખૂબ પચાવવાની અને કર્તવ્યમા, મૂકવાની જરૂર છે બ્રહ્મચર્ય એ યોગમાં, ચિત્તસ્થિરતામાં આરોગ્યમા મહત્વનુ અંગ છે. યોગ વગર આરોગ્ય નહિ અને આરોગ્ય વગર યોગ નહિ એટલે એ બન્ને સાપેક્ષપણે સાધના કરવા માટે બધી તરફથી યથાપ્રકારની સામગ્રી સાથે આત્મસિદ્ધિ પ્રાપ્ત કરવા તત્પર થવું જોઈએ તો જ મન અને પવન સાથે થઈ શકે અને એ સાધનામા સફળતા મળી એટલે સહજ પ્રયાસે યોગસિદ્ધિ અને આત્મજ્ઞાન પ્રાપ્ત થવાના છે—(ચાલુ)

# વર્તમાન સમાચાર.

## બીકાનેર

### મહિલા ઉદ્યોગશાળા સ્થાપન.

આચાર્ય શ્રીમદ્વિજયવલ્લભસૂરિજી મહારાજના ચાતુર્માસથી બીકાનેરમાં શાસનોન્નતિના કાર્યો સારા થયા

કા સુ બીજે આચાર્યશ્રીજીનો જન્મદિવસ સમારોહથી ઉજવાયો, પ્રભાતફેરી થઇ સવારના વિરાટ સભા ભરવામાં આવી પંન્યાસ સમુદ્રવિજયજી, પાયચંદગચ્છીય મુનિશ્રી વૃદ્ધિચંદજી, રામચંદજી અને પંડિત હંસરાજજી શાસ્ત્રી, પંડિત રામાવધજી આદિ વિદ્વાનોના આચાર્યશ્રીજીના જીવનને સ્પર્શતા પ્રભાવશાળી પ્રવચનો થયા

રાતના રેવંતુ ક્રમીશ્નરની અધ્યક્ષતામાં માસ્તર આત્મારામજી, રૂપચંદજી સુરાણા, છોટાલાલજી વૈદ્ય, પંડિત હંસરાજજી શાસ્ત્રી આદિના આચાર્યશ્રીજીના જીવન અંગે વિદ્વત્તાભર્યા ભાષણો અને ભજનો થયાં

શેઠ મેઘરાજજી ખતરાજજી ખજાનચીના તરફથી ઉદ્યાપન નિમિત્તે અઠ્ઠાઇ મહોત્સવ પ્રારંભાયો

કા સુ ચૌદશે આચાર્યશ્રીજીના સચોટ સદુપદેશથી મહિલા ઉદ્યોગશાળા સ્થાપન કરવાનો નિર્ણય થયો અને ફંડની સારા પ્રમાણમાં શરૂઆત થઇ

પુનમે આચાર્યશ્રીજી તપાગચ્છની દાદાવાડીમા શ્રીસિદ્ધાચલ મહાતીર્થના પટના દર્શનાર્થે ચતુર્વિધ શ્રીસંઘ સહિત પધાર્યા

બપોરે શ્રીમહાવીરસ્વામીજીના દહેરાસરથી ભવ્ય રથયાત્રાનો વરઘોડો ચઢયો અને પાયચંદગચ્છ ડંડીમા રહ્યો રાત્રિજાગો થયો એકમે પૂજા, પ્રભાવના દિ થયા તે પછી બીજને દિવસે બજારોમાં થઇ શ્રીમહાવીરસ્વામીજીના દેહરાસરે ઊતર્યો

## વિહાર.

કા વ ત્રીજ શુક્રવારે આચાર્યશ્રીજી આ શ્રીવિજયવિદ્યાસૂરિજી, પંન્યાસ સમુદ્રવિજયજી આદિ શિષ્યપ્રશિષ્યાદિ મંડળી સહિત વિશાળ જનતાની સાથે રામપુરિયા જૈનભુવનથી વિહાર કરી દરવાજા બહાર શ્રીગોડીજી મહારાજના મંદિરના વિશાળ ચોગાનમાં આચાર્યશ્રીજીએ દેશના આપી.

કોયર મંડળીએ ગુરુવિરહના ભજનોની ધૂન મચાવી અને પુન બીકાનેર પધારવા વિનતિ કરી પંજાબના ઉપસ્થિત ૫૦, ૬૦ ભાઇઓએ યાત્રા કરી પાછા પંજાબ જલ્દી પધારવા આગ્રહભરી વિનતિ કરી આચાર્યશ્રીજી માંગલિક સંભળાવી સેંકડો ભાવિકો સાથે ભિન્નાસર પધાર્યાં

સાધર્મિક વાત્સલ્યાદિ થયા, જેનો હજારો ભાવિકોએ લાભ લીધો આચાર્યશ્રી અત્રેથી વિહાર કરી ઉદાસર, આબસર દેશનોક, સુરપુરા, નોખામંડી, ચીલા, અલાય, ગોગનાવ આદિ ગામોમાં ધર્મપ્રચાર કરતા કરતા માગસર સુદિ છઠે નાગોર પધાર્યા.

શ્રીસંઘે સુંદર સ્વાગત કર્યું

દેશનોક, આલાય, નોખામંડી વગેરે ગામોમાં પ્રભુના દહેરાસરો આવે છે, પરંતુ પ્રભુપૂજકોના ઘરો જૂજ આવે છે

બીકાનેરથી જ આચાર્યશ્રીજી સાથે સાથે પગે ચાલતા અને સેવાભક્તિનો લાભ લેતા શેઠ લક્ષ્મીચંદજી, પ્રસન્નચંદજી, રામરતનજી પુનમચંદજી ફતેહચંદજી ચાદમલજી રાજા કૃષ્ણચંદજી વગેરે કોયર સરદારો આચાર્યશ્રીજીને નાગોર પ્રવેશ કરાવી બીકાનેર જવા રવાના થયા

અહિં શ્રીસંઘની વિનતિથી થોડાક દિવસો સ્થિરતા કરી આચાર્યશ્રીજી પોતાનો વિહાર ગોડવાડ તરફ સંભાવશે

## સ્થાનિક સમાચાર.

શ્રી જૈન આત્માનંદ સભા ભાવનગર તરફથી પૂજ્ય મહાત્મા શ્રી મૂળચંદજી મહારાજની સ્વર્ગવાસ તિથિ અંગે માગશર વદિ ૬ ના રોજ દાદા સાહેબ જિનાલયમાં સવારે પૂજા ભણાવી જયંતિ અંગે યોગ્ય પ્રવચન સભાના મુખ્ય સેક્રેટરી ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસે કર્યું હતું. રાત્રિના આંગીની રચના કરાવવામાં આવેલ.

## આચાર્ય શ્રીવિજયલલિતસૂરિજી મહારાજનો વિહાર.

પૂ. આચાર્યશ્રી માગસર સુદી ૧૨ના રોજ દાદાવાડી શેઠ ચુનીલાલ દુર્લભજી પારેખનાં બંગલેથી સવારે વિહાર કરી ગઢેચી પધાર્યા હતા માગસર સુદી ૧૩ના રોજ વરતેજમાં અત્રેનાં શ્રીકૃષ્ણનગર સંઘ તરફથી પંચકલ્યાણકની પૂજા ભણાવવામાં આવી હતી અને સ્વામીવાત્સલ્ય થયું હતું. પૂજામાં મહાલક્ષ્મી મીલવાળા દાનવીર શેઠ ભોગીલાલભાઇ મગનલાલ, શેઠ ખાંતિલાલ અમરચંદ વોરા, શેઠ રમણીકલાલભાઇ તથા શ્રીયુત સુશીલભાઇ વિગેરે પધાર્યા હતા. ત્યાંથી વિહાર કરી તેઓશ્રીએ માગસર સુદી ૧૫ના રોજ શિહોર પ્રવેશ કર્યો હતો.

## શાન્તમૂર્તિ શ્રી જયંતવિજયજી મહારાજનો કાળધર્મ.

સ્વ. શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરીશ્વરજીનાં અગ્રગણ્ય શિષ્યરત્ન શાંતમૂર્તિ મુનિરાજશ્રી જયંતવિજયજી મહારાજ સં. ૨૦૦૫ નાં માગસર સુદિ બીજી સાતમ તા. ૮-૧૨-૪૮ બુધવારના રોજ પ્રાતઃકાળમાં ૭-૩૦ વાગતાં સૂર્યોદય સમયે સંપૂર્ણ સમાધિપૂર્વક કાળધર્મ પામ્યા છે. પ્રભુ મહાવીરના અનેકાન્તવાદના ઉદાર માર્ગનું અનુકરણ કરી પોતાનું જીવન સ્વપરને માટે કલ્યાણગામી બનાવનાર એક ઉદારચેતા મુનિવરની જૈન સમાજને ખોટ આવી પડી છે

સ્વ. વિજયધર્મસૂરિજીનાં સમુદાયમાં તેઓ ખૂબ શાન્ત અને વિદ્વાન સાધુ હતા. બનારસની યશોવિજયજી પાઠશાળાના તો એ પાયાના પથ્થર જેવા તદ્દન નિષ્કામ અને મૂક સેવક હતા. પોતાનાં ગુરુદેવનાં ભક્તિભાવના કારણે તેમણે પાઠશાળા માટે સર્વસ્વ આપી દીધું હતું

મહારાજશ્રીની અંતિમ પળો જોનાર પણ થકી જાય એવી અપાર વેદના છતાં જિંદગીની છેલ્લી પળ સુધી તેમણે જે સંપૂર્ણ શાંતિ જાળવી તે અદ્ભુત અને વિરલ હતી આવું સમાધિમરણ મળવું એ તો દુર્લભ છે જ પણ એનાં દર્શન થવા પણ દુર્લભ છે. તેમના આત્માની અમો પરમ શાંતિ ઇચ્છીએ છીએ.

## શેઠ શ્રી નરોત્તમદાસ જેઠાભાઇનો સ્વર્ગવાસ.

માંગરોળનિવાસી શેઠ નરોત્તમદાસ જેઠાભાઇ શ્રી કલકત્તા સંઘના અગ્રણી કાર્યકર હતા. કલકત્તામાં તેઓ બી આઇ એસ. એન કુ ની સ્ટીમરોના દલાલ હતા. તેઓ ઉદાર અને સ્વભાવે ઘણું જ મીલનસાર હતા. ધર્મ પર શ્રદ્ધાવાળા હતા. કેટલાક વખતથી તેઓ મુબઇખાતે નિવાસ કરતા હતા. આ સભાના તેઓ ઘણા વર્ષોથી લાઇફ મેમ્બર હતા. તેમનાં અવસાનથી એક લાયક સભાસદની ખોટ પડી છે. અમો તેમના આત્માની પરમ શાંતિ ઇચ્છીયે છીયે.

# સ્વીકાર-સમાલોચના.

(૧) દ્વાદશારનયચક્રમ્-પ્રથમો વિભાગઃ-આ ગ્રંથ શ્રી જૈન શાસનનો એક મહાન્ દર્શન પ્રભાવક

ગ્રંથ છે. તેનાં કર્તા પૂજ્ય આચાર્યશ્રી મલ્લવાદી ક્ષમાશ્રમણ છે. તેઓ શ્રીમદે 'વિધિનિયમભઙ્ગ-વૃત્તિ' એ પદથી શરૂ થતી એક જ કારિકા ઉપર આશરે આઠ હજાર શ્લોકપ્રમાણ ભાષ્યરૂપે આ ગ્રંથરત્નની રચના કરી છે. આ ભાષ્ય ઉપર શ્રી સિંહસૂર ગણિવાદી ક્ષમાશ્રમણજીએ સંક્ષિપ્ત અને અતિ ગહન ન્યાયાગમાનુસારિણી' નામક ટીકા લખી છે.

આ ગ્રંથનું સંપાદન પૂજ્ય આચાર્યશ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજે અનેકાનેક હસ્તપ્રતિઓ સન્મુખ રાખીને, તેમજ જે જે દર્શનોનું વિવરણ ગ્રંથકારે કર્યું છે ને તે દર્શનોના ઉચ્ચ અને પ્રામાણિક ગ્રંથો દ્વારા ગ્રંથના હાર્દને શુદ્ધ કરવાપૂર્વક કર્યું છે. ૩૦૪ પૃષ્ઠ પાકા બાઇડીંગનાં ગ્રંથની કિંમત રૂ ૬) છે પ્રકાશક શ્રી લબ્ધિસૂરીશ્વર જૈન ગ્રંથમાળા, છાણી (બરોડા સ્ટેટ) આચાર્ય મહારાજ સાહેબ તરફથી સભાને ભેટ મળ્યો છે તે માટે સભા આભાર માને છે.

(૨) **દાનધર્મ-પંચાચાર:**—લેખક સ્વ મનસુખભાઇ કીરતચંદ મહેતા, પ્રકાશક ડો. ભગવાનદાસ મનસુખભાઇ મહેતા ન. ૫ ચોપાટી રોડ-મુંબઇ, ન. ૭. મૂલ્ય એક રૂપીઓ આ પુસ્તકમાં દાનધર્મ કોને કહી શકાય અને તેના કેટલા પ્રકાર છે તે દર્શાવ્યા છે. પાંચ આચાર અને શીલધર્મ વિષે અને સ્વામીવાત્સલ્ય કેવું હોય ? ખરૂં સ્વામીવાત્સલ્ય ફક્ત જમણવારો કરવામાં નહિ, પરંતુ સ્વામીભાઇઓને સ્વાશ્રયી બનાવે તેવું કરવુ જોઇએ વિગેરે વિષયો ઉત્તમ રીતે વર્ણવ્યા છે. પ્રકાશક તરફથી સભાને ભેટ મળેલ છે.

(૩) **પ્રગતિની દિશા:**—શ્રીલબ્ધિસૂરીશ્વર જૈન ગ્રંથમાલા તરફથી બહાર પડેલ છે, જેમાં પૂજ્ય મુક્તિ મહારાજ શ્રીવિજયલબ્ધિસૂરીશ્વરજીના જાહેર વ્યાખ્યાનોનું સારભૂત અવતરણ લેવામાં આવેલ છે. જે વાંચન અને મનન કરવા યોગ્ય છે. ૧૬૪ પાનાની પુસ્તકની કિંમત રૂા. ૨) છે. પ્રકાશક તરફથી સભાને ભેટ મળેલ છે.

(૪) **દેવ-સૌભાગ્ય-ગુલાબગુણ સ્તવનમાલા.**—જેમાં વિવિધ ચૈત્યવંદનો, સ્તવનો વિગેરેનો સંગ્રહ છે. ૧૨૪ પૃષ્ઠની બુકની કિંમત રૂા ૧) છપાવી પ્રસિદ્ધ કરનાર સંઘવી મૂળજીભાઇ ઝવેરચંદ-પાલીતાણા. પ્રાપ્તિસ્થાન મહેતા નાગરદાસ પ્રાગજીભાઇ, દોશીવાડાની પોળ-અમદાવાદ, પ્રસિદ્ધકર્તા પાસેથી સભાને ભેટ મળેલ છે.

(૫) **ચોવીસ જિનેશ્વરનો છંદ તથા અધ્યાત્મભાવના** ૧૬૮ પાનાની પોકેટ બુક કિંમત—અમૂલ્ય છપાવી પ્રસિદ્ધ કરનાર સંઘવી મૂળજીભાઇ ઝવેરચંદ-પાલીતાણા, પ્રાપ્તિસ્થાન મહેતા નાગરદાસ પ્રાગજીભાઇ દોશીવાડાની પોળ-અમદાવાદ પ્રસિદ્ધકર્તા પાસેથી સભાને ભેટ મળેલ છે

(૬) **અનેકાન્ત** માસિકનો ભાદ્રપદ માસનો અંક અવલોકનાર્થે મળ્યો છે. સત્ય, શાંતિ અને લોકસેવાની ભાવનાથી ભારતીય જ્ઞાનપીઠ કાશી તરફથી નીકળે છે. સંસ્થાપક-પ્રવર્તક વીર સેવામંદિર, સરસાવા, માસિક હિંદીમાં પ્રગટ થાય છે.. વાર્ષિક લવાજમ રૂા ૫-૦-૦ રાખવામાં આવ્યું છે જેના મુખ્ય સંપાદક જુગલકિશોર મુખ્તાર અને સહકારી સંપાદકો મુનિ કાન્તિસાગર તેમજ દરબારીલાલ ન્યાયાચાર્ય છે

## ગયા અંકમાં સુધારીને વાંચશો.

(૧) પાનું ૬૪ જમણી બાજુના કોલમમાં છેલ્લેથી પહેલી લીટીમાં 'સદુપયોગ' ને બદલે 'દુરુપયોગ' વાંચવું.

(૨) પાનું ૯૮ ડાબી બાજુના કોલમમાં ૨૮ મી લીટીમાં 'આકાશ અલોક કરતાં પણ અનંત ગુણો છે' ને બદલે 'આકાશ આ લોક કરતા પણ અનંતગુણો છે'

# અનુક્રમણિકા.

# શ્રી આત્માનંદ પ્રકાશ.

... પ્રકાશકઃ—શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર ...

વીર સં. ૨૪૭૫. પોષ પુસ્તક ૪૬ મું.

વિક્રમ સં. ૨૦૦૫. :: તા. ૧ લી જાન્યુઆરી ૧૯૪૯ :: અંક ૬ ઠ્ઠો.

## સીમંધર જિન સ્તવન.

( મારે તે ગામડે એક વાર આવજો... )

સ્વામી સીમંધરજી ! પ્રેમથી પધારજો,
ભારત ભૂમિને પ્રભુ આવી ઉદ્ધારજો;
મુક્તિના મંત્ર નાથ ! ભારતને આપજો. સ્વામી. ૧

( સાખી )

જગબંધુ પરમેશ છો, પ્રિયતમ પ્રાણાધાર;
દર્શન આપી ભાવથી, સફલ કરો અવતાર.

દૂર દૂર નાથ છતાં, ચિત્ત ચરણે વસે;
ચિદ્દ્ઘન સ્વરૂપ જોઈ, અંતર મારું હસે.

નાથ ! તમે મારા હું આપનો, નિભાવજો,
નિર્મળ શુભ જ્ઞાન જ્યોત અંતર જગાવજો;
મુક્તિના મંત્ર નાથ ! ભારતને આપજો. સ્વામી. ૨

ચાહું ના ઈન્દ્ર, ચન્દ્ર પદને ત્રિલોકનાથ !
સ્થાપો અજિત દિવ્ય ધામે......હાં......
મુનિ હેમેન્દ્ર પ્રભુ ! ચરણે વસાવજો. સ્વામી. ૩

રચયિતાઃ—મુનિમહારાજશ્રી હેમેન્દ્રસાગરજી.

# શ્રી ઘંટાકર્ણ—અષ્ટક.

(વસંતતિલકા.)

હ્રીંકાર યુક્ત બલવીર અનંત જ્ઞાની,
સોહંત રત્ન મુકુટે શિર, દિવ્ય દાની;
શાં ચક્ર સર્પ ત્રિશૂલે કર દક્ષિણે ત્યા!
ને વામ હસ્ત અસિ ચાપ સુમાલ ધાર્યા. ૧
આભૂષણે બલ ભર્યા પદ્ હસ્ત શોભે,
ને વીર વેશ શુચિ કેશ બલેશ લોભે;
તું સર્વ વ્યાધિ, દુઃખ સર્વ ઉપાધિ ટાળે,
ને ભૂત પ્રેત દુઃખકારક ગર્વ ગાળે. ૨
ઘંટા મહા ઘણઘણે રવ ઘોર જાગે,
તેને સુણી મલિન ભાવ સુદૂર ભાગે;
પામંત રિદ્ધિ, બળ, સિદ્ધિ પ્રસિદ્ધિ, ભક્ત,
તારા પદે વિમલ પ્રેમલ નિત્ય રક્ત. ૩
આપત્તિ ઘોર જલધિ, વન મધ્ય આવે,
ત્યા શ્રેષ્ઠ વીર! અતિ પ્રેમલ તું બચાવે;
સૌ ઇષ્ટ સિદ્ધિ તુજને ભજતાં પમાય,
હે ઘંટકર્ણ! બલવીર કરો સહાય ૪
શાન્તિ, પ્રસિદ્ધિ, ધન, ધાન્ય અતીવ આપો,
સદ્ધર્મ-મર્મ શુચિ કર્મ સદૈવ સ્થાપો;
તારી સ્તુતિ સુખભરી જન નિત્ય ગાઓ,
પ્રેમેભરી તુજ કૃપામય દૃષ્ટિ થાઓ ૫
વિદ્યા, સુપુત્ર, વનિતા, શુભ ભાગ્ય જાગે,
તારા પદે શુચિ મને જન કોઈ લાગે;
સ્નેહાર્દ્ર તું સ્તવનથી, શુભ દિવ્યનામ!
હે ઘંટકર્ણ! તુજને નિત હો પ્રણામ! ૬
રક્ષા કરો સકળની, ધન, ધામકેરી,
કીર્તિ મહાન પ્રસરી સઘળે અનેરી;
દારિદ્રયહારક મહાન પ્રબુદ્ધ દેવ,
તારી કરું હરખથી બસ નિત્ય સેવ. ૭
થાઓ કૃપાળુ મુજ સંકટ દૂર રાખો,
સ્વીકારજો મુજ પ્રણામ સદૈવ લાખો;
આનંદમૂર્તિ! મુખ દિવ્ય પ્રભા સુનામી,
દેવેન્દ્ર દર્શન ચહે, બલવીર સ્વામી. ૮

રચયિતાઃ—મુનિ દેવેન્દ્રસાગર (શ્રી દિવ્ય)

# श्री नन्दीसूत्रमलयगिरीया वृत्तिमां आवता दार्शनिक साक्षिपाठोनां मूलस्थानो.

(२)

## સાક્ષિપાઠોના મૂલસ્થાનભૂત મુખ્ય ગ્રંથોનો પરિચય

(લેખકઃ-મુનિરાજ શ્રી જંબૂવિજયજી મહારાજ)

ગતાંક પૃષ્ઠ ૬૧ થી ચાલુ

**નંદીમલયગિરિવૃત્તિમાં** આવતા સાક્ષિપાઠોના મૂલભૂત પ્રમુખ ગ્રંથોનો આ સ્થળે સ્થૂલ પરિચય આપવો આવશ્યક છે. આવા પ્રમુખ ગ્રંથો ત્રણ છે—૧ **શાસ્ત્રવાર્તાસમુચ્ચય**, ૨ **પ્રમાણવાર્તિક**, ૩ તથા વિશેષે કરીને **[પ્રમાણ] વાર્તિકાલંકાર.** શ્રી હરિભદ્રસૂરિવિરચિત શાસ્ત્રવાર્તાસમુચ્ચય[1] પ્રસિદ્ધ ગ્રંથ છે. પ્રમાણવાર્તિકની રચના બૌદ્ધાચાર્ય ધર્મકીર્તિએ કરેલી છે. **ધર્મકીર્તિનો સંક્ષિપ્ત કીર્ત** નામથી પણ ઉલ્લેખ કરવામાં આવે છે. બૌદ્ધન્યાયના પિતા (Father of Buddhist Logic) તરીકે મનાતા દિઙ્નાગના प्रमाणसमुच्चय[2] નામના ગ્રંથની **प्रमाणभूताय जगद्धितैषिणे प्रणम्य शास्त्रे सुगताय तायिने। प्रमाणसिद्ध्यै स्वमतात् समुच्चयः करिष्यते विप्रसृतादिहैकतः ॥ १ ॥** આ પ્રથમ મંગલકારિકાને અવલંબીને [3] તેના ઉપર કરવામાં આવેલી લગભગ ૧૫૦૦ કારિકાપ્રમાણ પદ્યમય ટીકાનું નામ પ્રમાણવાર્તિક છે. અત્યાર સુધી આ ગ્રંથ લુપ્ત જ મનાતો હતો, પણ બૌદ્ધ પં. **રાહુલસાંકૃત્યાયનના** પ્રવાસ અને ભારે પ્રયાસને અંતે ટિબેટના મઠોમાં રહેલા પ્રાચીન પુસ્તક સંગ્રહોમાંથી કેટલાક વર્ષો પૂર્વે એનો પત્તો લાગ્યો હતો. આના મૂલમાત્રનું તથા **મનોરથનન્દિની ટીકા** સહિત પ્રમાણવાર્તિકનું-એમ બે પ્રકાશન **બિહાર એણ્ડ ઓરિસ્સા રિસર્ચ સોસા-**

---

૧. ગોડીજી જૈન ઉપાશ્રય, (મુંબઈ)-પ્રકાશિત સંસ્કરણમાં છપાયેલા સળંગ શ્લોકક્રમને અનુસારે જ આગળ સાક્ષિપાઠના મૂલસ્થાનોમાં શ્લોકાંક આપવામાં આવશે.

૨ પ્રમાણસમુચ્ચયના, ૬ પરિચ્છેદ છે ૧ પ્રત્યક્ષ, ૨ સ્વાર્થાનુમાન, ૩ પરાર્થાનુમાન, ૪ દૃષ્ટાન્ત, ૫ અપોહ, ૬ જાતિ. તેમાં ૧ લા પરિચ્છેદનું ટિબેટન ભાષાંતર ઉપરથી સંસ્કૃતમાં પરિવર્તન માયસોર ઓરિએન્ટલ ઇન્સ્ટીટ્યુટના **એચ. આર. રંગાસ્વામી આયંગરે** કર્યું છે કે જે મ્હૈસુર યુનિવર્સીટિ તરફથી પ્રગટ થયું છે. હમણાં તેઓ ૨ જા ૩ જા પરિચ્છેદને તૈયાર કરી રહ્યા છે કે જે ટૂંક સમયમાં જ પ્રસિદ્ધ થશે, એમ તેમના તાજેતરમાં જ મારા ઉપરના પત્રથી જાણવામાં આવ્યું છે.

૩ તેના=પ્રમાણસમુચ્ચયના.

યુટી( પટણા )ના જર્નલમાં[1] થયાં છે. પ્રમાણવા૦ના ચાર પરિચ્છેદ છે-૧ સ્વાર્થાનુમાન, ૨ પ્રમાણસિદ્ધિ, ૩ પ્રત્યક્ષ, ૪ પરાર્થાનુમાન-આ ધર્મકીર્તિએ સકારણ[2] રાખેલો ક્રમ છે, જ્યારે મનોરથનંદિએ અભ્યાસીઓની અનુકૂલતા માટે મૂલક્રમ બદલીને ૧ પ્રમાણસિદ્ધિ, ૨ પ્રત્યક્ષ, ૩ સ્વાર્થાનુમાન, ૪ પરાર્થાનુમાન-આ પ્રકારનો ક્રમ રાખ્યો છે. અહીં સાક્ષિપાઠના મૂલ સ્થાનોમાં જે પરિચ્છેદાંક તથા શ્લોકાંક[3] આપવામાં આવશે તે મનોરથનંદિની વૃત્તિ અનુસારે આગળ આપવામાં આવશે. પ્રમાણવાર્તિકના પ્રથમ સ્વાર્થાનુમાન પરિચ્છેદ ઉપર ધર્મકીર્તિની સ્વોપજ્ઞટીકા પણ કર્ણકગોમિવિરચિત પ્રટીકા સાથે કિતાબમહેલ, પ્રયાગ-( અલ્હાબાદ )થી પ્રકાશિત થઇ છે. આ પ્રમાણવાર્તિક ગ્રંથમાંથી સંખ્યાબંધ કારિકાઓ જૈન-જૈનેતર ગ્રંથોમા ઉદ્ધૃત કરવામાં આવી છે.

વાર્તિકાલંકાર એ પ્રજ્ઞાકરગુપ્તે પ્રમાણવાર્તિકના અંતિમ ત્રણ પરિચ્છેદ ઉપર કરેલા લગભગ ૧૬૦૦૦ શ્લોકપ્રમાણ ગદ્ય-પદ્યમય અતિવિસ્તૃત મહાભાષ્યનું નામ છે. ન્યાયાવતારના ટિપ્પણમાં ( પૃ ૫, જૈન શ્વે૦ કો૦ પ્રકાશિત) જે બૌદ્ધાલંકારનું નામ આવે છે તે પણ આ જ છે. શ્રી હરિભદ્રસૂરિ, અભયદેવસૂરિ મ૦ વિગેરે આપણા અનેક પૂર્વાચાર્યોએ આ ગ્રંથનો ખંડન-મંડનમા ઉપયોગ કર્યો છે મલયગિરિ મહારાજે તો આનો ખૂબ જ છૂટથી ઉપયોગ કર્યો છે એ આગળ સાક્ષિપાઠોના મૂલસ્થાનો જોવાથી જ આપોઆપ જણાશે. અત્યાર સુધી આ ગ્રંથ પણ લુપ્ત મનાતો હતો. રાહુલસાંકૃત્યાયનને થોડા વખત પહેલા ટિબેટના સાસ્કય મઠના ગુ-રિમૂ-લ્હા-ખડ્ પુસ્તક સંગ્રહમાથી આનો ૩ જા પ્રત્યક્ષપરિચ્છેદની ૩૦૩ મી કારિકાથી ૩ જા પરિચ્છેદની સમાપ્તિ સુધીનો થોડો ભાગ મળી આવ્યો હતો કે જે બિહાર ઓરિસ્સા રિચર્સ સોસાયટીના જર્નલમા ( વોલ્યુમ ૨૧ સું; અંક ૨ જો ) તથા મહાબોધિ સોસાયટી, સારનાથ( કાશી )થી પ્રગટ થયો છે. અહીં એની મુ૦ વા૦ અલં- સંજ્ઞા રાખવામા આવી છે ત્યાર પછીના ટિબેટના પ્રવાસમા સાસ્કય મઠના ચાગૂ-પે-લ્હા-ખડ્ ગ્રંથસંગ્રહમાથી સંપૂર્ણ ગ્રંથ રાહુલ સાંકૃત્યાયનને મળી આવ્યો હતો, અને ત્યા જ તેની કોપી કરી લીધી હતી આ રાહુલ સાંકૃત્યાયનકૃત પ્રતિલિપિ પં. સુખલાલજી પાસેથી મૂળ તો આ૦શ્રી મલ્લવાદીએ નયચક્રમાં ઉધ્ધૃત કરેલી દિગ્નાગના પ્રમાણસમુચ્ચયની નષ્ટ મનાતી કારિકાઓ પ્રજ્ઞાકરે ઉધ્ધૃત કરી હોય તો શોધી કાઢવા અમે મેળવી હતી; પણ પાછળથી આપણા બીજા અનેક ગ્રંથોમાં ઉપયોગી

૧ મૂલમાત્રનું પ્રકાશન વોલ્યુમ ૨૪ માના ૧ લા, ૨ જા અંકમાં થયું છે. મનોરથનંદિનીનું ત્યારપછીના અંકોમાં પ્રકાશન થયું છે.

૨ આનું કારણ મુદ્રિત મનોરથનંદિની વૃત્તિ સાથે છપાયેલ વિભૂતિચંદ્રના પરિશિષ્ટમાં પૃ ૫૧૬-૫૧૭ માં આપવામાં આવેલું છે.

૩. મનોરથનંદિએ કેટલીક કારિકાઓની વ્યાખ્યા ન કરી હોવાથી. શ્લોકાંકમાં કવચિત ફેરફાર આવે છે જેમકે મલયગિરિ મહારાજે આવશ્યકવૃત્તિમા ઉદ્ધરેલી ( પૃ. ૯૭ ) ધર્મકીર્તિ वेदप्रामाण्य कस्यचित् कर्तृवादः स्नाने धर्मेच्छा जातिवादावलेप । सन्तापारम्भ. पापहानाय चेति ध्वस्तप्रज्ञाने पच लिङ्गानि जाडये ॥ १ ॥-આ કારિકા મનોરથનંદિની વૃત્તિમાં નથી, પણ મૂલમાત્ર પ્રમાણવાર્તિકમા તથા સ્વ૦ વૃત્તિ સહિત પ્રમાણવાર્તિકના સ્વાર્થાનુમાન પરિચ્છેદના અંતે છે.

હોવાથી ભારતવર્ષમાં વિદ્યમાન આ એકના એક હસ્તલિખિત ગ્રંથની અમે નકલ કરાવી લીધી છે. અહીં જે પૃષ્ઠાંક આપવામાં આવશે તે અમારી પ્રતિલિપિના છે. અને તેની **वा० सलं.** સંજ્ઞા રાખવામાં આવી છે.

## ધર્મકીર્તિ-પ્રજ્ઞાકરનો સમય.

**ધર્મકીર્તિ** તથા **પ્રજ્ઞાકર**નો સમય જાણવો પણ ઉપયોગી છે. પ્રસિદ્ધ ચીની યાત્રી **હ્યુએન-ત્સાંગ**[1] ભારતવર્ષમાં વિક્રમ સં. ૬૮૭ થી ૭૦૨ સુધી રહ્યો હતો તે ઘણો જ સમય **નાલંદા** વિદ્યાપીઠના તત્કાલીન આચાર્ય **શીલભદ્ર** પાસે બૌદ્ધ દર્શનનો અભ્યાસ કરવા માટે રહ્યો હતો. તેણે પોતાના **યાત્રાવર્ણનમાં** ઘણા ઘણા બૌદ્ધ પંડિતોનો ઉલ્લેખ કર્યો છે, છતાં એ જ **નાલંદા વિદ્યાપીઠમાં** નિષ્પન્ન થયેલા **ધર્મકીર્તિ** જેવા સમર્થ તાર્કિકનો ઉલ્લેખ ન કર્યો હોવાથી એમ માનવામાં આવે છે કે ધર્મકીર્તિની તે વખતે પ્રસિદ્ધિ થઇ નહીં હોય-અને પ્રારંભ જ હશે. કેમકે ત્યારપછી બીજો ચીની યાત્રી **ઇત્સિંગ ભારતમાં** આવ્યો હતો; અને સં. ૭૨૭ થી ૭૫૨ સુધી તેણે **ભારત**મા પર્યટન કર્યું હતું. સં. ૭૨૩ થી ૭૪૨ સુધી એ નાલંદા વિદ્યાપીઠમાં જ રહ્યો હતો. તેણે પણ પોતાનું યાત્રાવૃત્તાત સં. ૭૪૭-૭૪૮ માં ચીની ભાષામાં લખ્યું હોવાનું માનવામાં આવે છે. આના ડૉ૦ **તાકાકુસુએ** કરેલા ઇંગ્લીશ ભાષાંતરમાં નીચે મુજબ ઉલ્લેખ છે—Of such persons in every generation only one or two appear. They are likened to the sun and moon, or are to be regarded as dragon and elephant. Such were **नागार्जुन, देव, अश्वघोष**, of an early age. **वसुबंधु, असङ्ग, संघभद्र, भवविवेक**, in the middle ages, and **जिन (दिङ्नाग), धर्मपाल, धर्मकीर्ति, शीलभद्र, सिंहचन्द्र, स्थिरमति, गुणमति, प्रज्ञागुप्त, गुणप्रभ, जिनप्रभ** ( or **परमप्रभ** ) of late years.

[ A record of Buddhist religion is practicised in India and the Malaya Archipelago. By I-tsing, translated by J. Takakvsu p. 181, Oxford University ] અર્થ—" પ્રત્યેક પેઢીમાં આવા મનુષ્યો એકાદ બે જ પ્રગટ થાય છે. તેમની ઉપમા સૂર્ય અને ચંદ્ર સાથે કરવામાં આવે છે, અથવા તેમને સર્પ અને હાથી સમાન ગણવામાં આવે છે. પ્રાચીન સમયમાં **નાગાર્જુન, દેવ,** અને **અશ્વ-ઘોષ**, મધ્યસમયમાં **વસુબંધુ**, અસંગ,......અને **જિન**[2] ( -દિઙ્નાગ ), **ધર્મપાલ,**

---

૧ આનો હ્યુન-ચ્વાંગ ( Hyuan Chwang ) નામથી પણ ઉલ્લેખ કરવામાં આવે છે. **પ્રબોધચંદ્ર બાગચીના** કથન પ્રમાણે આના ચીની નામનો સાચો ઉચ્ચાર **શ્યૂઆન્-ચૂઆઙ્** છે. ( **જુઓ-પ્રેમી અભિનંદન ગ્રંથ** પૃ૦ ૨૧૩ )

૨ દિઙ્નાગ માટે જૈન શાસ્ત્રોમાં 'દિન્ન' શબ્દનો ઘણે સ્થળે ઉપયોગ કરવામાં આવ્યો છે. ચીની ભાષામાં ઉચ્ચાર દોષથી ચેન્ન શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે, પરંતુ પાશ્ચાત્ય કોઈ સંશોધકે એનો સાચો પર્યાય ન સમજી શકવાથી જિન એવું રૂપાંતર કરેલું કે જેને પાછળના મોટા ભાગના લેખકો અનુસર્યા છે. વસ્તુતઃ ચીની ગ્રંથોમાં ટિપ્પણની અંદર ચેન્નનો આપેલો ( Given ) એવો અર્થ કર-

ધર્મકીર્તિ, શીલભદ્ર,......પ્રજ્ઞાગુપ્ત......અંતિમ ( અર્વાચીન ) સમયમાં આવા મનુષ્યો હતા." ઇત્સિંગે અહીં જે પ્રજ્ઞાગુપ્તનો ઉલ્લેખ કર્યો છે તે જ પ્રજ્ઞાકરગુપ્ત હશે એવી સંભાવના છે. આ રીતે હુએનત્સાંગે ધર્મકીર્તિનો ઉલ્લેખ ન કર્યો હોવાથી અને ઇત્સિંગે ઉલ્લેખ કર્યો હોવાથી ધર્મકીર્તિનો વિકાસકાલ સં. ૭૦૨ થી ૭૪૮ સુધીમાં વચમાં હશે, એમ માનવામા આવે છે. પ્રજ્ઞાકરગુપ્તનો સમય પણ એ અરસામા જ હોવાનો સંભવ છે

ઉપલબ્ધ વાર્તિકાલંકારમાં ઘણે સ્થળે અશુદ્ધિ પણ જોવામાં આવે છે. કેટલેક સ્થળે શબ્દો પડી ગયા હશે એમ પણ લાગે છે. ટિબેટન અનુવાદ સાથે મેળવતાં પાઠભેદ પણ ઘણે સ્થળે હોવાનો સંભવ છે. આથી મલયગિરિમહારાજે ઉદ્ધૃત કરેલા પાઠો સાથે ભેદ જોવામાં આવે ત્યાં આવું જ કંઇક કારણ છે—એમ સમજી લેવું. કેટલેક સ્થળે મલયગિરિ મહારાજે પ્રસંગાનુરૂપ પરિવર્તન કર્યું હોય તો બનવાજોગ છે—એવો ભાસ થાય છે.

પ્રારંભમા નંદીમલયગિરિવૃત્તિના પત્ર–પૃષ્ઠાંક, પછી સાક્ષિપાઠ, પછી [ ] આવાં ચતુષ્કોણ કોષ્ઠકમા મૂલ સ્થાન એવો ક્રમ રાખ્યો છે. જ્યાં મૂલસ્થાન નથી જડ્યું ત્યાં કોષ્ઠક ખાલી રાખવામાં આવ્યું છે.

સાક્ષિપાઠોના મૂલસ્થાનો શોધવાના મહત્ત્વને જાણનારા-માનનારા વાચકો આ પ્રયત્નને આવકારશે જ એમાં શંકા નથી આશા છે કે માનનીય મુનિવરો આ પ્રયત્ન પ્રત્યે કૃપાદૃષ્ટિથી જોશે.

## साक्षिपाठोनां मूल स्थानो.

नन्दीसूत्रमलयगिरिवृत्ति पृ ९६/२ उक्तं च—" यः कर्ता कर्मभेदानां भोक्ता कर्मफलस्य च। संसर्ता परिनिर्वाता स ह्यात्मा नान्यलक्षणः ॥ " [ शास्त्रवार्तासमु० श्लोक ॥ ९० ॥ ]

નં. મ. પૃ ९६/२ आह च प्रज्ञाकरगुप्तोऽपि—" [1]रूपान्तरेण यदि तत् तदेवास्तीति मा रटीः। चैतन्यादन्यरूपस्य भावे तद् विद्यते कथम् ॥ " [ वा० अलं० पृ. २९४ ] આ સ્થળે વા० અલં૦મા...विज्ञानादन्यरूपस्य...પાઠ છે.

નં. મ. પૃ. ९६/२ उक्तं च—" काठिन्याबोधरूपाणि भूतान्यध्यक्षसिद्धितः। चेतना च न तद्रूपा सा कथं तत्फलं भवेत् ॥ " [ शास्त्रवार्तासमु० ॥ ४३ ॥

નં. મ. પૃ ९६/२ " अन्तराभवदेहोऽपि सूक्ष्मत्वान्नोपलभ्यते। निष्क्रामन् प्रविशन् वापि नाभावोऽनीक्षणादपि ॥ १ ॥ " [ वा० अलं० पृ. २११ ] અહીં વા० અલં૦માં स्वच्छत्वान्नो-

વામા આવ્યો છે, આથી તેનો સાચો મૂલશબ્દ दिन्न (–दित्त) જ છે–આ હકીકતનું વિસ્તારપૂર્વક વોટર્સે ( On Yvan-Chawang's Travels in India, By Watters. Vol. 11, p. 211. Oxford University ) પ્રતિપાદન કર્યું છે. दिन्न એ સંસ્કૃત दत्त શબ્દનું પ્રાકૃત રૂપાંતર છે.

1 અહાથી આરંભીને નં. મ. ९६/२ સુધીના બધા જ સાક્ષિપાઠો આવશ્યક મલયગિરિ વૃત્તિમાં પણ છે. જુઓ પૃ. ૩૧૫ થી પૃ. ૩૧૯ ષડ્દર્શનસમુચ્ચયવૃત્તિ વિગેરે બીજા ગ્રંથોમાં પણ આ પૈકી કેટલાક વચનો છે.

पलभ्यते પાઠ છે, પણ તે અશુદ્ધ છે. કારણ કે આના સમર્થનમાં પ્રજ્ઞાકર જણાવે છે કે—"अन्तराभवदेहो हि स्वच्छतया कर्मसामर्थ्यादुत्पन्नो योगिमात्रगम्यः स्वप्नशरीरवन्नोपलभ्यते, न तावता तस्याभावः।" અહીં વસ્તુતઃ स्वच्छता अस्मदाद्यनुपलब्धि તથા योगिमात्रगम्यतામાં કારણ ન હોઈ શકે, सूक्ष्मता જ કારણ હોઈ શકે પ્રાચીન લિપિમાં सू એવી રીતે લખાય છે કે ઘણીવાર स्वની ભ્રાંતિ ઉત્પન્ન કરે છે અને પછી વાચક લેખકની કલ્પના ભળવાથી स्वदमतुं सूक्ष्म ન કરતા स्वच्छ બનાવી દેવામા આવે છે

पृ. ६ उक्तं च—"शरीराग्रहरूपस्य चेतसः सम्भवो यदा। जन्मादौ देहिनां दृष्टः किं न जन्मान्तरागतिः॥१॥" [ वा० अलं० पृ० १६९ ] वा० अलं०માં किं न देहान्तरागतिः પાઠ છે

नं. भं. पृ ६ आह च—"अनुमेयेऽस्ति नाध्यक्षमिति कैवाऽत्र दुष्टता?। अध्यक्षस्याऽनुमानस्य विषयो विषयो न हि॥१॥" [ वा० अलं० पृ० १७० ]॥

उक्तं च—"आग्रहस्तावदभ्यासात् प्रवृत्त उपलभ्यते। अन्यत्राध्यक्षतः साक्षात् ततो देहेऽनुमा न किम्?॥१॥" [ वा० अलं० पृ० १७० ] वा० अलं०मा "शरीरेऽन्यत्र वाऽध्यक्षात् तत एवाऽनुमा न किम्?।"—આ પ્રમાણે ઉત્તરાર્ધ છે

नं. भ. पृ ६ उक्त च—"अक्षव्यापारमाश्रित्य भवदक्षजमिष्यते। तद्व्यापारो न तत्रेति कथमक्षभवं भवेत्॥१॥" [ वा० अलं० पृ० १५० ]

नं० भ० पृ० ६ आह च-"चेतयन्तो न दृश्यन्ते केश-श्मश्रु-नखादयः। ततस्तेभ्यो मनोज्ञानं भवतीत्यतिसाहसम्॥" [ वा० अलं० पृ. १५२ ] वा० अलं० मा यदा केश-नखादयः। तदा तेभ्यो मनोज्ञानं भवतीति कथं स्थितिः ॥ એવો પાઠ છે.

नं० भ०.पृ० ६ "तेषां समत्वमारोग्यं क्षय-वृद्धी विपर्यये" [ ] इति वचनात्। આ વચન કોઈ વૈદ્યક ગ્રંથનું હોય તેમ લાગે છે, પણ મલયગિરિ મહારાજે તો અહીં वा० अलं० पृ १७४ માંથી જ ઉદ્ધૃત કર્યું છે તેમા પણ "तेषां विपर्यये" इति वचनात्—આવો જ અક્ષરશઃ પાઠ છે [1]ચરકસંહિતા હું આખી તપાસી ગયો, પરંતુ તેમા આ વાક્ય નથી. વાગ્ભટવિરચિત अष्टांगहृदयसंहिता મારી પાસે ઉપસ્થિત ન હોવાથી તેમાં છે કે કેમ તે કહી શકાતું નથી.

---

१ ચરકસંહિતા મુખ્યતયા વૈદ્યકનો ગ્રંથ હોવા છતા પ્રસંગે પ્રસંગે વૈદ્યકવ્યતિરિક્ત એવી એવી વાતો એમા આવે છે કે જેની આપણને એ ગ્રંથ જોયો ન હોય ત્યાં સુધી કલ્પના પણ ન આવે જ્યારે કેટલાક વર્ષો પહેલા મેં વાંચતા તેના ૧ લા સૂત્રસ્થાનના ૨૫ મા અધ્યાયમા ૨૭ મી હરિભદ્રસૂરિ મહારાજની પ્રસિદ્ધ वादांश्च प्रतिवादांश्च वदन्तो निश्चितास्तथा। तत्त्वान्तं नैव गच्छन्ति तिलपीलकवद् ॥१॥ —આ કારિકા જોઈ ત્યારે તો હું ચકિત જ થઈ ગયો, જો કે તેમા वादान् सप्रतिवादान् हि वदन्तो निश्चितानिव पक्षान्तं ॥१॥ આવો પાઠભેદ છે નયચક્ર ટીકામાં ચરકસંમાંથી ઉદ્ધૃત કરેલા શ્લોકોમાં પણ આવો થોડો પાઠભેદ તો જોવામા આવે છે, વૈદિક ગ્રંથોમાં પાઠભેદો ઘણા મળે છે

* ન૦ મ૦ પૃ ૪ आह च-" दोषस्योपशमेऽप्यस्ति मरण कस्यचित् पुन । जीवने दोषदुष्टत्वेऽप्येतन्न स्याद् भवन्मते ॥ " [ वा० अल० पृ १७४ ] वा० अल० मा स्याद् व्यवस्थितम् ॥-આવો પાઠ છે

ન૦ મ૦ પૃ૦ ૬ " अविकृत्य हि यद्वस्तु य पदार्थो विकार्यते । उपादान न तत् तस्य युक्त गो-गवयादिवत् ॥ " [ प्रमाणवार्तिक २ । ६३ ॥ ]

ન૦ મ૦ પૃ૦ ૬ तदुक्तमन्यैरपि-" ज्ञापकत्वाद्धि सम्बन्ध स्वापमज्ञानमपेक्षते । तेनाऽसौ विद्यमानोऽपि नाऽगृहीत प्रकाशक " ॥ [ ] આ શ્લોક ક્યાનો છે એ શોધવાનું છે वा० अल० આખો જોઇ ગયો, પણ નજરે પડયુ નથી

ન૦ મ૦ પૃ૦ ૧૨ " वक्तुरभिप्रेत तु सूचयेयु ।" [ ] તુલના-वक्तुरभिप्रेतत तु वाच सूचयन्ति अविशेषेण नार्थतत्त्वमपि ' [ ] इति कथमविद्रुव । लघीयस्त्रयस्वोपज्ञविवृति ॥ २८ ॥ । यथोक्तम्—' वक्तुरभिप्राय सूचयेयु शब्दा '— मोक्षाकरगुप्तविरचिततर्कभाषा । नान्तरीयकताभावाच्छब्दाना वस्तुभि सह । नार्थसिद्धिस्ततस्ते हि वक्तभिप्रायसूचका ॥ १ ॥ —प्रमाणवा० ॥ ३ । २१२ ॥

ન૦ મ૦ પૃ૦ ૧૫ आह च-" ऐश्वर्यस्य समग्रस्य रूपस्य यशसः श्रिय । धर्मस्याऽथ प्रयत्नस्य षण्णा भग इतीङ्गना ॥ १ ॥ " [ ] આને મળતો એક શ્લોક ऐश्वर्यस्य समग्रस्य वीर्यस्य यशस श्रिय । वैराग्यस्याथ मोक्षस्य षण्णा भग इतीरणा ॥ १ ॥ [ विष्णुपुराण ६ । ५ । ७४ ]-આ પ્રમાણે વિષ્ણુપુરાણમા મળે છે । ન૦ મ૦ ૧૬૧ પણ આ શ્લોક ઉદ્ધૃત છે

ન૦ મ૦ પૃ૦ ૧૬ उक्त च स्तुतिकारेण-' सुनिश्चित न परतन्त्रयुक्तिषु स्फुरन्ति या काश्चन सूक्तसम्पद । तवैव ता पूर्वमहार्णवोत्थिता जगत्प्रमाण जिनवाक्यविप्रुष ॥ १ ॥" [ सिद्धसेनदिवाकरप्रणीत द्वात्रिंशिका- १।३०

ન૦ મ૦ પૃ૦ ૧૯ ' सदकारणवन्नित्यम् " [ वैशेषिकसूत्र ४।१।१ ] इति प्रवचन प्रामाण्यात् ।

---

જીવનનુ ધ્યેય નિઃશક પોતાની જાતને-આત્માને ઓળખવાનુ છે જ્યા સુધી જીવમાત્ર સાથે આપણે અભેદ અનુભવતા ન શીખીએ ત્યાસુધી આત્માને ઓળખી શકાતો નથી એવા જીવનનો એકદર સરવાળો એ જ ઇશ્વર એટલે જ આપણા દરેકમા રહેલા ઇશ્વરને ઓળખવો એ જરૂરનુ છે આવુ જ્ઞાન નિઃસીમ, નિ સ્વાર્થ સેવા દ્વારા પ્રાપ્ત થઇ શકે છે

ગાધીજી

# પવિત્રાપવિત્રમીમાંસા

લેખક:-આચાર્ય શ્રી વિજયકસ્તૂરસૂરિજીમહારાજ.

માનવી માત્રને પવિત્ર વસ્તુ ગમે છે. પવિત્ર, શુદ્ધ, ચોખ્ખું વિગેરે એક જ અર્થને જણાવવાવાળા પર્યાયવાચક શબ્દો છે. ખોરાક-વસ્ત્ર-પાત્ર-મકાન-દેહ અને ઉપરે માણસ પણ પવિત્ર હોય તો તેને બધા ચહાય છે. જ્યાંસુધી પવિત્ર વસ્તુ ન મળે ત્યાંસુધી માનવી ગમે તેટલી વસ્તુ મેળવે, વાપરે છતાં તેને અસંતોષ જ રહે છે. માનવી માને છે કે અપવિત્ર-અશુદ્ધ વસ્તુ મેળવવાથી કે વાપરવાથી ધારેલો લાભ મેળવી શકાતો નથી અને પરિણામે નુકસાન કરનારી થાય છે, તેથી માનવી નિરંતર શુદ્ધ વસ્તુના ગવેષક હોય છે છતાં ન મળે તો જીવનના નિર્વાહ માટે અનિચ્છાએ જ અશુદ્ધ વસ્તુનો આદર કરે છે.

જેવી રીતે માનવ જગત વિલાસ-વૈષયિક વાસનાની તૃપ્તિ માટે શુદ્ધ પૌદ્ગલિક વસ્તુઓનું અભિલાષી હોય છે તેનાથી અલ્પાંશે પણ વિકાસ માટે પવિત્ર ભાવનાઓનું ચાહનાવાળું હોતું નથી. વિકાસ આત્માને આશ્રયીને હોય છે અને વિલાસ અનાત્મ પૌદ્ગલિક દેહ આદિને આશ્રયીને હોય છે જો કે તાત્ત્વિક પવિત્રતા તો આત્મામાં જ રહેલી છે. પુદ્ગલસ્વરૂપ જડાત્મક વસ્તુઓમાં હોઈ શકતી નથી તેથી આત્મા જ પવિત્ર બની શકે છે, છતા અનાદિથી વિષયાસક્ત જગતે પૌદ્ગલિક વસ્તુઓમા જ પવિત્રાપવિત્રપણું માન્યું છે, વાસનાધીન માનવી મનગમતી વિષયપોષક અનુકૂળ વસ્તુને પવિત્ર-શુદ્ધ માને છે અને અણગમતી પ્રતિકૂળ વસ્તુને અપવિત્ર માને છે. અર્થાત્ શુભ વર્ણ-ગંધ-રસ-સ્પર્શ તથા શબ્દવાળી વસ્તુને પવિત્ર અને અશુભ વર્ણાદિ અપવિત્ર માને છે; અને તે પાચે ઇંદ્રિયોના વિષય તરીકે ઓળખાય છે. વર્ણ આદિ પૌદ્ગલિક વસ્તુના ધર્મ છે. શુભ વર્ણાદિના પુદ્ગલોની અધિકતાથી વસ્તુ શુદ્ધ-પવિત્ર કહેવાય છે અને અશુભની અધિકતાથી અશુદ્ધ-અપવિત્ર કહેવાય છે. બાકી જડાત્મક વસ્તુઓમાં પવિત્રાપવિત્રપણા જેવું કશુય હોતું નથી, તોયે સકર્મક જડાધીન આત્મા જડને જ પવિત્રાપવિત્ર માને છે અને પોતાની-આત્માની તાત્ત્વિક પવિત્રતા અજ્ઞાનતાથી વિસરી જઈને તે દેહ, તથા વસ્ત્રાદિની પવિત્રતાથી પોતાને પવિત્ર અને તેની અપવિત્રતાથી પોતાને અપવિત્ર માને છે.

જે પૌદ્ગલિક વસ્તુઓમા પવિત્રાપવિત્રપણું માનવામાં આવે છે તે પુદ્ગલો સચેતન અને અચેતન એમ બે પ્રકારના હોય છે. સચેતન પુદ્ગલસ્કંધોની રચનાને દેહ-શરીર કહેવામાં આવે છે અને અચેતન એટલે ચેતન રહિત થયેલા દેહસ્વરૂપ પુદ્ગલ સ્કંધોને જડ કહેવામાં આવે છે. સંસારવાસી જીવમાત્રને થાવરકાય અને ત્રસકાય એમ બે વિભાગમાં વહેંચી નાખ્યા છે. તેમાથી ત્રસકાયના અચેતન દેહ શબ-મડદું અથવા તો કલેવરના નામથી ઓળખાય છે અને થાવરકાયના નિર્જીવ દેહની જડ સંજ્ઞા છે. એમ તો સચેતન હોય કે અચેતન, દેહ માત્ર જડ કહેવાય છે અને તેને આશ્રયીને જ જડાસક્તિ માનવામાં આવે છે; છતાં જેમ થાવરકાયના બંને પ્રકારના દેહ વિષયપોષક હોઈને આસક્તિ ભાવના સાધક હોય છે તેમ ત્રસકાયના અચેતન દેહ વિષયપોષક હોઇ શકતા નથી તેથી આસક્તિના સાધક નથી, પચેંદ્રિય ત્રસ મનુષ્ય આદિના દેહ તો આસક્તિભાવને બદલે અનાસક્તિભાવના સાધક બને છે તેથી જડાસક્તિમાં પ્રધાનતા થાવરકાયના દેહને આપવામાં આવી છે.

જગતમાં જેને દેહ અથવા તો શરીર કહેવામાં આવે છે તે ઇંદ્રિયોની રચના વિશેષ હોય છે ઇંદ્રિયોની સંખ્યા પાંચની છે પાંચે ઇંદ્રિયો જડમાં રહેના વર્ણાદિ પાંચે ધર્મોનો બોધ કરાવે છે તેથી તે ઇંદ્રિયોના વિષયો કહેવાય છે અને ઇંદ્રિયો વિષયી કહેવાય છે જે દેહ માત્ર સ્પર્શ ઇંદ્રિયનો બનેલો હોય છે તેનો અધિષ્ઠાતા જીવ એકેદ્રિય કહેવાય છે અને તે સ્થાવર કાયના નામથી ઓળખાય છે, કારણ કે તે જીવોને માત્ર શરીર હોવાથી તેઓ સ્વત હાલીચાલી શકતા નથી તેમનું જીવનમરણ સ્થિર દેહમાં થાય છે જે દેહમાં સ્પર્શ અને રસન બે ઇંદ્રિયો હોય છે તેવા દેહવાળો જીવ બેઇંદ્રિય, સ્પર્શ-રસન-ઘ્રાણવાળો તેઇંદ્રિય, સ્પર્શ-રસન-ઘ્રાણ-ચક્ષુવાળો ચતુરેંદ્રિય અને સ્પર્શ-રસન-ઘ્રાણ-ચક્ષુ તથા શ્રોત્ર ઇંદ્રિયવાળો જીવ પચેંદ્રિય કહેવાય છે બે ઇંદ્રિયથી લઇને પાંચ ઇંદ્રિય સુધીના જીવો સ્વત હાલવાચાલવાવાળા હોવાથી ત્રસકાય કહેવાય છે પ્રત્યેકના દેહની રચના ભિન્નભિન્ન પ્રકારની હોય છે, કારણ કે તેમના અવયવોની આકૃતિ ભેદ હોવાથી શરીરમાં પણ અસદશતા હોય છે માનવ દેહની આકૃતિમાં ભેદ હોતો નથી એક સરખા અવયવોવાળા હોવાથી એક માનવીને ઓળખવાથી માનવી માત્ર ઓળખી શકાય છે પણ એક ઇંદ્રિયથી લઇને પાંચ ઇંદ્રિય સુધીના તિર્યંચોમાં સરખી ઇંદ્રિયવાળા એક તિર્યંચનું શરીર જોઇને ઓળખવાથી તેટલી ઇંદ્રિયવાળા બધાય જીવોની ઓળખાણ થઇ શકતી નથી, કારણ કે સરખી ઇંદ્રિયવાળા એક જાતિના તિર્યંચોમાં અનેક પ્રકારના દેહની રચના ભિન્ન હોવાથી તેમના નામો પણ જુદા હોય છે જેમકે શંખ-જળો અળશિયા-કરમીયા આદિ બેઇંદ્રિયવાળા છે છતાં બધાયના દેહની આકૃતિ ભિન્ન હોવાથી એક શંખ માત્રની ઓળખાણ કરવાથી બધીય બેઇંદ્રિય જાતિ ઓળખી શકાય નહિ આવી જ રીતે ત્રણ-ચાર અને પાંચ ઇંદ્રિયવાળા તિર્યંચોમાં પણ એક જ જાતિમાં ભિન્ન આકૃતિવાળા દેહ ધારણ કરવાથી આ કઇ જાતિના તથા શું નામવાળા છે તેને અલ્પજ્ઞો જાણી શકે નહિ મો-નાક-આંખ તથા કાન આ ચાર ઇંદ્રિયો તો ફક્ત પાંચ ઇંદ્રિયવાળા જીવોના દેહમાં જ હોય છે, બાકીના ચાર-ત્રણ-બે અને એક ઇંદ્રિયવાળા જીવોમાં કાનથી લઇને મો સુધીમાં એક એક ઇંદ્રિય ઓછી થતી જાય છે, પણ સ્પર્શ ઇંદ્રિય તો એક ઇંદ્રિયથી લઇને પાંચ ઇંદ્રિય સુધીના જીવોને હોય છે જેને દેહ અથવા તો શરીર કહેવામાં આવે છે તે મુખ્યત્વે કરીને સ્પર્શ ઇંદ્રિયને આશ્રયીને હોવાથી એકેંદ્રિય જીવોને પણ દેહ હોય છે.

આ પ્રમાણે સંસારવાસી જીવ માત્ર દેહધારી છે છતાં મળ, મૂત્ર, રુધિર માંસ આદિ સાત ધાતુથી બનેલો માનવ દેહ જેટલો અપવિત્ર છે તેટલો તેવા જ મળ, મૂત્રાદિ સાત ધાતુથી બનેલો પશુ-પક્ષિ આદિ તિર્યંચોનો દેહ અપવિત્ર નથી અને સ્થાવરકાય કે જેને માત્ર સ્પર્શ ઇંદ્રિય હોય છે એવા એકેંદ્રિય પૃથ્વી-પાણી-અગ્નિ-વાયુ અને વનસ્પતિના દેહ તો અપવિત્ર હોતા જ નથી એટલું જ નહિ પણ બે ઇંદ્રિય આદિ ત્રસકાયના જીવોના દેહને પોષનાર તથા તેમને જીવવામાં અદ્વિતીય સાધનભૂત હોઇને તેમના દેહની શુદ્ધિ-પવિત્રતાનું કારણ બને છે તાત્પર્ય કે-સ્થાવરકાય પૃથ્વી આદિનો દેહ પોતે પવિત્ર છે એટલે બીજાને પવિત્ર બનાવે છે અને ત્રસકાય બેઇંદ્રિય આદિનો દેહ પોતે અપવિત્ર હોવાથી પવિત્ર વસ્તુને પણ અપવિત્ર બનાવે છે, માટે જડાત્મક પૌદ્ગલિક વસ્તુઓમાં પવિત્રાપવિત્રપણું સચેતન અથવા તો અચેતન શરીરને આશ્રયીને મનાય છે પૌદ્ગલિક વસ્તુઓના સંસર્ગથી પવિત્ર વસ્તુ અપવિત્ર અને અપવિત્ર વસ્તુ પવિત્ર બને છે માનવી દેહ તથા વસ્ત્ર આદિની શુદ્ધિ-પવિત્રતા માટે માટી તથા પાણીનો ઉપયોગ કરે છે, પાણી આદિના સંસર્ગથી દેહ તથા વસ્ત્ર આદિ પવિત્ર બને છે અને મલિન દેહ આદિના સંસર્ગથી પાણી આદિ અપવિત્ર બને છે આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે-માનવ દેહ અત્યંત અપવિત્ર છે વસ્ત્રાદિ વનસ્પતિકાયનો દેહ છે અને તે પવિત્ર હોવા છતાં પણ માનવીના દેહ તથા તેના મળ આદિ

અશુચિના સંસર્ગથી અપવિત્ર બને છે. તેને પાણી સ્વચ્છ-પવિત્ર બનાવે છે તે ફરીને માનવ દેહના સંસર્ગમાં ન આવે તો અપવિત્ર બની શકતો નથી કારણ કે થાવરકાય મૂળથી જ પવિત્ર હોય છે તેથી મળાદિના સંયોગથી થયેલી અપવિત્રતા દૂર થયા પછી પાછું સયોગ સિવાય અપવિત્ર બની શકે નહિં, પણ માનવ દેહ કે જે મૂળથી જ અપવિત્ર છે તેને પાણી આદિથી ગમે તેટલો પવિત્ર બનાવવામાં આવે તોયે તે ક્ષણવાર પવિત્ર રહીને પાછો પોતાની અપવિત્ર મૂળ અવસ્થામાં આવી જાય છે. વિષ્ટાથી ભરેલી કપડાની કોથળી પાણીથી ધોવાથી સ્વચ્છ-પવિત્ર બની શકે તો જ માનવ દેહ સ્નાન કરવાથી પવિત્ર-સ્વચ્છ થઇ શકે. સ્નાનથી દેહની ક્ષણિક શુદ્ધિ માનવામાં આવી છે તે માત્ર દેહ ઉપર રહેલી મળાદિ અશુચિ પાણીથી ધોવાઇને દૂર થાય છે તેને આશ્રયીને જ છે, બાકી તો દેહમાં રહેલા મળાદિના ઝરવાથી તે પાછો અપવિત્ર બની જાય છે. ફળ-જળ-અન્નાદિ તથા દૂધ-દહિં-મિષ્ટાન્ન આદિ શુદ્ધ વસ્તુઓ માનવી ખોરાક તરીકે વાપરે છે તે જઠરમાં જઇને દેહનો સંસર્ગ થતાની સાથે જ મળ મૂત્રાદિના રૂપમાં પરિણમી જઇને અપવિત્ર બને છે કે જે મળ મૂત્રાદિના સંસર્ગથી જે પવિત્ર વસ્તુ હોય છે તે પણ અપવિત્ર બની જાય છે. તેને માટી, પાણી, અગ્નિ અને વાયુરૂપ થાવરકાયના દેહથી પવિત્ર બનાવવામાં આવે છે. માનવીના મળ મૂત્રથી અપવિત્ર બનેલી ભૂમિને પવિત્ર બનાવવાને માટે પશુના મળ મૂત્રાદિ વાપરવામાં આવે છે અર્થાત્ ગાય આદિનો પેશાબ છાંટીને તથા છાણથી લીંપીને જમીનશુદ્ધિ કરવામાં આવે છે. પવિત્ર ધાર્મિક ક્રિયાઓ કે જેમાં માનવીઓને દેહ તથા વસ્ત્રાદિની સંપૂર્ણ શુદ્ધિ જાળવવાની હોય છે તેમાં પણ ગોમૂત્રને પવિત્ર માની વાપરવામાં આવે છે.

ઉપર પ્રમાણે જડાત્મક પૌદ્‌ગલિક-પવિત્રાપવિત્રપણાનો વિચાર કરતાં સંસારી જીવ માત્રમાં માનવ દેહ જ સૌથી વધારે અપવિત્ર હોઇ શકે છે. માનવી વ્યવહારમાં બ્રાહ્મણ તથા ચાંડાલ આદિ ઊંચ નીચ જાતિથી કેમ ન ઓળખાતો હોય, સુંદર આકૃતિવાળો, રૂપાળો કે કુરૂપ, કુબડો અને બેડોળ કેમ ન હોય પણ માનવ જાતિમાં કોઇપણ પ્રકારનો ભેદ ન હોવાથી માનવી માત્રનું શરીર એક સરખી રીતે, અપવિત્ર હોય છે. બ્રાહ્મણ પવિત્ર અને ચાંડાળ અપવિત્ર એમ કહેનાર વસ્તુસ્થિતિથી અજાણ્યા છે, કારણ કે મળ મૂત્રાદિ સાત ધાતુથી બનેલું શરીર કર્મ પરત્વે કલ્પેલી જાતિથી પવિત્ર બની શકતું નથી, પુદ્‌ગલાનંદી જડાસક્ત દેહદૃષ્ટિ માનવી કર્મ પરત્વે કલ્પિત ઊંચ નીચ જાતિને આશ્રયીને જો માનવ દેહમાં પવિત્રાપવિત્રપણાનો ભેદ જોતો હોય તો તે ભૂલે છે. સંસારમાં મનુષ્ય ગતિને આશ્રયીને એક માનવ જાતિ જ અનાદિથી નિર્માણ થયેલી છે તેમાં કોઇપણ કાળે પરિવર્તન થયું નથી તેમજ થવાનું પણ નથી અર્થાત્ અનાદિ કાળથી જ માનવ દેહ મળ મૂત્રાદિ સાત ધાતુથી બનતો આવ્યો છે અને બનશે તેથી માનવ જાતિમાં ફેરફાર થવાનો નથી; પરંતુ કલ્પિત બ્રાહ્મણ આદિ ઊંચ-નીચ જાતિમાં કાળક્રમે કરીને પરિવર્તન થતું આવ્યું છે અને થશે. અત્યારે મનુષ્યની ભિન્નભિન્ન જેટલી જાતિયો જણાય છે તેનો વિચાર કરીએ તો સંખ્યાતા કાળ પહેલાં જૈન દૃષ્ટિએ બધાયના વડવા યુગલિયા હતા અને તે એક માનવી જાતિથી જ ઓળખાતા હતા. ત્યારપછી કાળક્રમે કરીને એક જ માનવ જાતિ કલ્પિત અનેક જાતિઓમાં બદલાતી આવી છે અને બદલાશે. અત્યારે જે આર્ય દેખાય છે, સેંકડો વર્ષ પહેલાં તેમના વડવાઓ અનાર્ય હતા અને જે અનાર્ય દેખાય છે તેમના વડવા આર્ય હતા. આવી માનવીઓની કલ્પિત તથા અનિયમિત જાતિઓથી માનવ દેહમાં પવિત્રાપવિત્રપણાની કલ્પના કરવી વ્યર્થ છે, કારણ કે ગમે તે કાળે, ગમે તેવી જાતિમાં માનવ દેહ તો અપવિત્ર જ રહેવાનો. પાણી આદિથી જે માનવ દેહની પવિત્રતા માની ગઇ છે તે મળમૂત્રાદિથી બહારથી ખરડાયલા શરીરને ધોઇ નાખવાથી દેહમાં મળાદિ રહેવા છતાં પણ ક્ષણિક શુદ્ધિ વ્યવહારથી જ છે અને તે પણ નાક,

કાન તથા મોના અંદરનો ભાગ ધોવાતો નથી માટે તે દેશશુદ્ધિ કહેવાય છે

પાણી આદિ થાવરકાયની પવિત્રતાની સિદ્ધિમાં એક બીજુ પણ કારણ જાણવા મળે છે પ્રભુપૂજા આદિ પવિત્ર ધાર્મિક કાર્યોમાં પાણી, અગ્નિ, વનસ્પતિ તથા માટી આદિનો ઉપયોગ કરવામા આવે છે પુષ્પ-જળ-ચદન આદિથી પ્રભુની અગપૂજા કરાય છે ધૂપ-દીપમાં અગ્નિ વપરાય છે, તાત્પર્ય કે પ્રભુની અષ્ટપ્રકારી પૂજામા સચેતન તથા અચેતન થાવરકાયના દેહ વપરાય છે તેથી થાવરકાયના દેહમાં અપવિત્રતા હોઇ શકતી નથી ત્રસકાયના દેહના સસર્ગ સિવાય નિરતર પવિત્ર જ રહી શકે છે

બહિરાત્મદશા ભોગવતા પુદ્ગલાનદી જીવો ઉપર બતાવ્યા પ્રમાણે જડ વસ્તુઓમા પવિત્રાપવિત્રપણુ માને છે તેમા પણ વ્યવહારથી રૂઢ થયેલી પવિત્રાપવિત્રતાને પ્રધાનતા આપે છે પણ બુદ્ધિપૂર્વક ઉચિતાનુચિતપણાનો વિચાર કરતા નથી તેથી વ્યવહારિક પવિત્રાપવિત્રપણાનો પોતે સાચો બોધ કરી શકતા અને વિષયાસક્તિના દબાણથી અપવિત્રને પણ પવિત્ર માની બન વગી આનદ તથા સુખમાં મગ્ન રહે છે, ત્યારે અતરાત્મ દશામાં વિચરતા મહાપુરુષો તાત્વિક દષ્ટિથી જોનારા હોવાથી આત્માને જ પવિત્ર માની તેને અપવિત્રતાથી બચાવવાને માટે જડાત્મક વસ્તુઓના સસર્ગથી મુક્ત હોય છે, અર્થાત્ અપવિત્ર પૌદ્ગલિક વસ્તુઓનો ત્યાગ કરીને વિષય-કષાયથી આત્માને અભડાવી અપવિત્ર બનાવતા નથી અને આત્માની તત્ત્વિક પવિત્રતા પ્રગટ કરવા પર સ્વરૂપથી નિવૃત્ત થઇને આત્મસ્વરૂપમા રમણતા કરે છે. આત્મા સ્વરૂપથી તો ત્રણે કાળમા પવિત્ર જ છે પણ પુદ્ગલસ્વરૂપ કર્મના સસર્ગને લઇને અપવિત્ર મનાય છે, તે તાત્વિક નથી, માત્ર વ્યવહાર દષ્ટિથી જ હોઇ શકે છે. પૌદ્ગલિક વસ્તુ સ્વરૂપથી જ અપવિત્ર છે, કારણ કે તે પવિત્ર સ્વરૂપ આત્માને પોતાની અપવિત્રતાથી અભડાવીને તેના સ્વરૂપને કલકિત કરે છે જો કે જડાત્મક દેહાદિ સ્વરૂપથી અપવિત્ર છે છતાં વિકાસી આત્માના સસર્ગથી પવિત્ર મનાય છે તીર્થંકરો તથા લબ્ધિધારી અન્ય મહાપુરુષોના શરીર તથા તેમના સંસર્ગમા આવેલી અન્ય જડાત્મક વસ્તુઓ પવિત્ર બનીને માનવીઓને આત્મવિકાસનુ સાધન બની શકે છે તીર્થંકરોના શરીર સામાન્ય માણસો કરતા ભિન્ન પ્રકારનાં હોય છે. એટલે કે તેમનુ શરીર તો મળમૂત્રાદિ ધંતુથી જ બનેલુ હોય છે પણ તેમના રુધિર, માસ, ગાયના દૂધ જેવાં ધોળા હોય છે, શ્વાસોશ્વાસ કમળ જેવો સુગંધી હોય છે અને મળમૂત્રાદિમાં દુર્ગંધ હોતી નથી લબ્ધિધારી મહાપુરુષોના શરીર પવિત્ર હોય છે કારણ કે તેમના કફ-શ્લેષ્મ-મળમૂત્રાદિ દુર્ગંધ વગરના હોઇને માનવીઓના અનેક પ્રકારના રોગોને મટાડનારા બતાવ્યા છે આ પ્રમાણે દેહાદિ જડ વસ્તુ અપવિત્ર હોવા છતા પવિત્ર આત્માના સસર્ગથી વ્યવહારથી પવિત્ર કહેવાય છે, અને એટલા માટે જ સયમી-મહાવ્રતધારી મહાપુરુષોને પ્રભુમદિર જેવા પવિત્ર સ્થળોમાં જવાને માટે અથવા તો ધાર્મિક પવિત્ર ક્રિયાઓ આદરવામા સ્નાનની કે વસ્ત્રશુદ્ધિરૂપ બાહ્ય શુદ્ધિની આવશ્યકતા હોતી નથી, કારણ કે મહાવ્રતધારી-વિકાસી મહાપુરુષોનો આત્મા કષાય-વિષયથી અભડાયેલો હોતો નથી તેથી એવા મહાપુરુષોના દેહ તથા વસ્ત્ર શુદ્ધ હોય છે આત્મવિકાસ માટે દેહ તથા વસ્ત્ર શુદ્ધિ કરતાં અધ્યવસાય શુદ્ધિની અત્યાવશ્યકતા છે અને રાગ-દ્વેષની મદતા સિવાય હોઇ શકે નહિ, જે મદતા સયમી મહાપુરુષોમાં સ્વભાવથી જ હોય છે મનિનાર્ બી ગૃહસ્થોમા પ્રાય તેનો અભાવ હોવાથી તેમને દેહ તથા વસ્ત્રાદિની શુદ્ધિની ખાસ જરૂરત રહે છે, દેહાદિની શુદ્ધિવાળા ગૃહસ્થે પણ પ્રભુપૂજા આદિ પવિત્ર ધાર્મિક કાર્યોમા કષાય-વિષયના મલિન અધ્યવસાયથી આત્મા અભડાઇને અપવિત્ર ન બને તેની કાળજી રાખવી જોઇએ, માત્ર દેહાદિની બાહ્ય શુદ્ધિથી આત્મવિકાસ સાધી શકાતો નથી એટલુ જ નહિ પણ પુન્ય કર્મથી પણ વચિત રહેવાય છે

માત્ર દેહશુદ્ધિથી આત્મા શુદ્ધ થતો નથી તેમજ દેહ અભડાવવાથી આત્મા અભડાતો નથી, પણ કષાય-વિષયથી આત્મા અભડાય છે અને આત્મા અભડાવવાથી માનેલી દેહશુદ્ધિ આત્મશુદ્ધિ માટે નિરર્થક છે, કારણ કે તેનાથી અધ્યવસાયની શુદ્ધિ થતી નથી.

જે થાવરકાયને પવિત્ર માની માનવી આદિ ત્રસકાયના દેહાદિની પવિત્રતાનું કારણ માનવામાં આવે છે તે માત્ર વ્યવહારથી હોવાથી અતાત્વિક છે. નહિં તો પૌદ્ગલિક વસ્તુ માત્ર અપવિત્ર હોવાથી તેમના દેહ પણ પવિત્ર હોઇ શકે નહિં કારણ કે તે જડસ્વરૂપ કર્મનો વિકાર છે. તાત્વિક દૃષ્ટિથી વિચાર કરવાથી સમજાય છે કે જે વસ્તુ મૂળથી જ અપવિત્ર હોય તેનું કાર્ય પણ અપવિત્ર જ હોય છે પણ એક પવિત્ર અને બીજું અપવિત્ર એમ ભેદ સ્વભાવ સંભવી શકે નહિં. કર્મના વિકારરૂપ માનવી આદિ ત્રસકાયના દેહ અપવિત્ર અને પૃથ્વી આદિ થાવરકાયના દેહ પવિત્ર એમ એક જ કારણના ભિન્ન ભિન્ન બે કાર્ય હોઇ શકે નહિં. કારણનું ફળ કાર્ય થાય છે. ઉપાદાન કારણના સ્વભાવથી પણ ભિન્ન સ્વભાવવાળું કાર્ય થાય નહિં, માટીનો ઘડો બની શકે પણ વસ્ત્ર બને નહિં અને કપાસ રૂનું વસ્ત્ર બને પણ ઘડો બને નહિં અર્થાત્ પાણી આદિ ધારણ કરવાનો તથા રસોઈ બનાવી આપવાનો સ્વભાવ માટીના વાસણનો હોય છે અને શરીર ઢાંકવાનો તથા શરદી આદિથી બચાવવાનો કે કોઇપણ વસ્તુનું પોટલું બાંધવાનો સ્વભાવ વસ્ત્રનો હોય છે. આ પ્રમાણે ભિન્ન સ્વભાવવાળા કારણ હોવાથી કાર્ય પણ ભિન્ન સ્વભાવવાળા છે પણ એક જ સ્વભાવવાળા કારણથી ભિન્ન સ્વભાવવાળાને કાર્ય હોઇ શકતા નથી માટે આત્મા મૂળથી જ પવિત્ર સ્વભાવવાળો છે તેથી તેનું કાર્ય માત્ર પવિત્ર જ હોઇ શકે છે અને પુદ્ગલ સ્વભાવથી જ અપવિત્ર છે માટે તેનું કાર્ય પણ અપવિત્ર જ હોય છે. માત્ર વ્યવહારથી જ પવિત્ર આત્મામાં અપવિત્રપણું અને અપવિત્ર પુદ્ગળ સ્કંધોમાં પવિત્રપણું માનવામાં આવે છે એટલા માટે જ સંસારની દૃષ્ટિથી વ્યવહારને પણ પ્રધાનતા આપવામાં આવી છે.

તાત્વિક નિશ્ચય દૃષ્ટિથી આત્મા પવિત્ર હોવાથી કર્મ સંયોગને લઇને વ્યવહારથી અપવિત્ર હોવા છતાં પણ તે પવિત્ર બની શકે છે; કારણ કે જે પવિત્ર સ્વરૂપ હોય છે તે જ પવિત્ર બની શકે છે પણ સ્વરૂપથી જે અપવિત્ર હોય તે પવિત્ર બની શકતું નથી. તેથી આત્મામાં પવિત્રતા આવતી નથી પણ તપ-સંયમ-દ્વારા રાગાદિ મળ દૂર થવાથી થતી પવિત્રતા પ્રગટ થાય છે. જ્યાં સુધી આત્મા ઉપરનો રાગાદિ મળ ધોવામાં નહિ આવે ત્યાં સુધી શરીરનો મેલ પાણીથી ગમે તેટલો ધોવામાં આવે તેથી કાંઇ આત્માની પવિત્રતા પ્રગટ થાય નહિં જેમકે મૂળથી જ શ્વેત કપડા ઉપર ચીકાસ લાગવાથી રજ ચોંટીને મેલું થાય છે તેને પાણીથી ગમે તેટલું ધોવામાં આવે તોયે તે ધોળું બની શકતું નથી; કારણ કે શ્વેત કપડામાંના તાંતણામાં વળગેલી ચીકાસ જ્યાંસુધી શિથિલ થાય નહિં ત્યાંસુધી માત્ર પાણીથી ધોવાથી ચોંટેલી રજ મૂળથી છૂટી પડતી નથી; કારણ કે રજનો સંબંધ ચીકાસની સાથે છે પણ કપડાની સાથે નથી એટલે રજ દૂર કરવાને માટે પ્રથમ ચીકાસ કાઢવાની જરૂર છે, તે સિવાય તો કપડું ઉજળું બની શકે નહિ તેથી ધોબી લોકો કપડું ઉજળું બનાવવા પ્રથમ ચીકાસ કાઢવાને માટે ભઠ્ઠી કરીને કપડામાં રહેલી ચીકાસને શિથિલ બનાવે છે. પછી નદી આદિના બહોળા પાણીમાં કપડાને ધોઇને ઉજળું બનાવે છે. તેવી જ રીતે આત્મપ્રદેશોમાં રહેલી રાગ-દ્વેષની ચીકાસની શિથિલતારૂપ સમ્યક્ત્વ ( સમ્યગ્જ્ઞાનાદિ ) પ્રાપ્ત કર્યા સિવાય કર્મ-રજ કાઢવાને કરવામાં આવતી બાહ્ય શુદ્ધિ અથવા તો જપ-તપ આદિ બાહ્ય ક્રિયાઓની કર્મ રજ દૂર થઇને આત્મા વિકાસી-પવિત્ર બની શકતો નથી, પણ આવી પ્રવૃત્તિઓથી તો પુન્ય કર્મ-સ્વરૂપ રજનો સંગ્રહ કરી શકે છે કે જેથી આત્મ-સ્વરૂપ ઢાંકવાથી પવિત્રતા પ્રગટ થવાને બદલે ઢંકાઇ

# ન્યાય રત્નાવલી.

## (૧૩)

લેખક —મુનિમહારાજ શ્રી ધુરંધરવિજયજી મહારાજ

अङ्गुल्यग्रे हस्तियूथशतमास्ते ॥ १३ ॥

"આગળીના ટેરવા ઉપર હાથીના સો ટોળા રહે છે!" એવુ કોઇ કહે તો માનવામા ન આવે, એવુ વાકય પ્રમાણભૂત ન કહેવાય જ્યા આગળી ઉપર એક હાથીનુ રહેવુ પણ અસભવિત છે ત્યા હાથીનુ ટોળુ ને તે પણ એક નહિ, સો એ બને જ કેમ? આવા અસભવિત બનાવો કહેનાર પણ પ્રમાણિક ન કહેવાય ઉપરનો ન્યાય, પ્રામાણિક વિચારોમા અન્યનુ કથન અપ્રમાણિક સિદ્ધ કરવુ હોય ત્યારે વપરાય છે

આ ન્યાય એક ગપ્પા જેવો છે જેમ કેટ લાએક માણસોને ઠંડા પહોરના ગપ્પા માર વાની આદત હોય છે, તેવુ આ એક ગપ્પુ છે ગપ્પીને ઘેર ગપ્પી આવ્યા, આવો ગપ્પીજી, બાર હાથનુ ચીભડુ, ને તેર હાથનુ બી. એના જેવુ આ છે

*   *   *

બીજા શાસ્ત્રોની જેમ ગપ્પ શાસ્ત્ર પણ નાનુંસૂનું નથી. સૌથી વિશાળ અને વ્યાપક કોઇ શાસ્ત્ર હોય તો તે ગપ્પનુ છે ભાગ્યેજ કોઇ એવો હશે કે જેને એ શાસ્ત્રનો પરિચય નહિ થયો હોય

ગપ્પ શાસ્ત્રમા જેણે સારું સ્થાન મેળવ્યુ છે એવી લોકપ્રચલિત એક કથા છે—ટૂકમા તે આ પ્રમાણે છે

એક મલ્લ હતો મલ્લ જેવો તેવો નહિ પણ

---

જાય છે કર્મ શુભ હોય કે અશુભ, પણ તે પુદ્ગલ-સ્વરૂપ હોવાથી આત્મશુદ્ધિને મલિન બનાવે છે કારણ કે તે પવિત્ર આત્મધર્મથી ભિન્ન ધર્મવાળા હોવાથી વિજાતીય છે માટે આત્માની પવિત્રતાના બાધક છે તેથી જન્મ-મરણની વૃદ્ધિ થાય છે એટલે આત્મા શાશ્વત જીવન મેળવી પરમ પવિત્ર સિદ્ધાત્માની પંક્તિમા ભળી શકતો નથી માટે ધાર્મિક પ્રવૃત્તિઓમા દેહ તથા વસ્ત્રાદિની માત્ર બાહ્ય શુદ્ધિ કરવા કરતા રાગ દ્વેષનો મળ આત્મા ઉપરથી કાઢવાને માટે સમ્યગ્જ્ઞાનરૂપ પાણી વાપરીને અધ્યવસાય શુદ્ધ કરવાની અત્યાવશ્યકતા છે પૂજા આદિ ધાર્મિક પ્રવૃત્તિઓમા રાગ–દ્વેષજન્ય મલિન અધ્યવસાયથી આત્મા અભડાય નહિ તેની પૂરતી કાળજી રાખવી જોઇએ કે જેથી આત્મ–પવિત્રતા પ્રગટ થવામાં કાંઇપણ બાધ આવી શકે જ નહિ

ઉપર પ્રમાણે તાત્ત્વિક દૃષ્ટિથી વિચાર કરતાં સંસારમાં આત્મા સિવાય વસ્તુ માત્ર અપવિત્ર છે જે અપવિત્ર હોવા છતાં પવિત્ર કહેવાય છે તે પ્રગટ પવિત્ર સ્વરૂપવાળા આત્માના સંસર્ગનો જ પ્રભાવ છે, બાકી તો જે સ્વરૂપથી પવિત્ર છે તે વિજાતીયના સંસર્ગને લઇને અપવિત્ર કહેવાય પણ તેનુ પવિત્ર સ્વરૂપ નષ્ટ ન થવાથી પરિણામે તેની પવિત્રતા પ્રગટ થાય જ છે અને જે જડાત્મક વસ્તુ સ્વરૂપથી જ અપવિત્ર છે તેનુ પરિણામે અપવિત્રપણુ પ્રગટ થયા સિવાય રહેતુ નથી માટે વિભાવસ્વરૂપ માનવ દેહધારી આત્માએ પોતાની સાચી પવિત્રતા પ્રગટ કરવાને માટે રાગ-દ્વેષનો મેલ ધોઇ નાખવા અધ્યવસાય પવિત્ર રાખવાની આવશ્યકતા છે

---

જયમલ્લ. ભલભલાને છક્કડ ખવરાવે એવો, દેશ-દેશાવરમાં ફરેલો, દેશ દેશના મલ્લોને હરાવેલા-જિતેલા. જિતેલા એટલું જ નહિં પણ ઈનામો-બક્ષીસો મેળવેલી. દરેક રાજ્યે તેની કુસ્તિની કદર કરી હતી ને સોનાનું નાનું પુતળું ભેટ આપ્યું હતું. એવા તો તે મલ્લે એક બે નહિં પણ પચાસ સુવર્ણ મલ્લો એકઠા કર્યા હતા.

એકદા તે ઉજ્જૈનમાં આવી ચઢ્યો. રાજાને કહ્યું કે-મને હરાવે તેવો કોઇ મલ્લ આપો, નહિં તો સોનાનું પુતળું આપો.

ઉજ્જૈની જેવી તેવી નગરી ન હતી પ્રતાપી રાજાઓની પાટનગરી હતી. પોતાના રાજ્યમા એવો એકે મલ્લ ન નીકળે તો તેની નામોશી ગણાય. એમ તો રાજ્યમાં સેંકડો મલ્લો હતા, પણ બધા દંડ બેઠકીયા. કોઇ આવેલા મલ્લની સરસાઇ કરે એવો નહિં. કેટલાક તો આ મલ્લનું નામ સાંભળીને જ ડરી ગએલા પણ હવે થાય શું ?

રાજ્ય તરફથી ઘણી જાહેરાતો થઇ પણ કોઈ આ મલ્લ સાથે દાવપેચમાં ઊતરવા તૈયાર ન થયું.

એ રાજ્યમાં એક તેલી રહે, શરીરે અલમસ્ત. ખોળ ખાય ને ઘાણી ચલાવે રાખે તેનું નામ ગાંગો તેલી. તેની સ્ત્રીનું નામ ગાંગલી. ગાંગલી ઘાંચણ અને ગાંગો તેલી એની જોડ ઉજ્જૈનમાં તો શું પણ જગતમાં જડવી મુશ્કેલ.

રાજ્યના કુનેહબાજ પુરુષોએ યુક્તિ અજમાવીને કહ્યું કે-અમારા પહેલવાનો તો દૂર રહ્યા પણ અહિંના એક બળદની ઘાણી ચલાવતા તેલીને પણ તમે જીતી ન શકો. '

સ્વાભિમાની મલ્લને ચટપટી લાગી તે તો એકદમ રાજસભામાંથી ઊઠ્યો ને ગયો ઘાંચણને ઘેર. પૂછ્યું કે ગાંગો તેલી ક્યાં છે ? ઘાંચણે કહ્યું કે-બળતણ ખૂટ્યું છે તે પચાસ ગાડા લઇને જંગલમાં લાકડા લેવા ગયા છે એટલા વખતે આવી જશે, આવો-બેસો. પણ મલ્લને બેસવું નહોતું. તે ગયો જંગલને માર્ગે. દૂર દૂરથી જોયું તો ખભા ઉપર ગાડાની ધોંસરી રાખીને લહેરથી પચાસે લાકડાના ભરેલા ગાડાને ખેંચી લાવતો ને ગીત લલકારતો ગાંગો ચાલ્યો આવતો હતો. નજીક પહોંચતા મલ્લે ખોંખારો ખાધો જબરા ખોંખારાથી ગાંગાએ સામો જવાબ વાળ્યો. બન્ને મળ્યા ને મલ્લે કુસ્તી લડી લેવાનો વિચાર દર્શાવ્યો ગાંગો કહે પણ અહિં હાર્યા જીત્યાનો સાક્ષી કોણ ?

એટલામાં એક ભરવાડણ દૂધ વેચવા માટે ઉજ્જૈની જતી હતી તે ત્યાં આવી પહોંચી. તેણે પોતાના માથા ઉપર ત્રણ ત્રણ મણ દૂધ માય એવી સાત હેલ ચડાવી હતી.

બન્ને જણે તેને રોકીને કહ્યુ કે-આ અમારી મલ્લ કુસ્તી જો ને હારે જીતે તેની સાક્ષી બન. ભરવાડણે કહ્યું—મારે એવો સમય નથી. જો તમારે કુસ્તી કરવી હોય તો ચાલી જાઓ મારી હથેળી ઉપર અને આ ગાડાની ધોંસરી સોંપી દો મારા બીજા હાથમાં. એમ કહીને તેણે હાથ લંબાવ્યો.

બન્ને જણા હથેળીના મેદાનમાં દાવપેચ ખેલવા લાગ્યા. એટલામાં પવનની એક ડમરી ચડી આવી. એ વાવંટોળમાં ભરવાડણ, મલ્લ, ગાંગો ને ગાડાં બધુંય જાય ઊડયું.

*           *           *

દૂર દૂર એક જબરું રાજ્ય હતું. ત્યાં વિશાલોદર મહારાજા રાજ્ય કરતા હતા. તેમને ગિરિનયના નામે પટરાણી હતા.

એક દિવસ મહારાણી ગગનપ્રાસાદની અગાસીમાં ચડીને દુનિયાની અજાયબી જોઇ રહ્યા હતા તેવામા તેમની આંખમાં કાંઇક પડ્યું. મહારાણી આંખ ચોળવા લાગ્યા આંખમાં

પડેલાં કણાને કાઢવા માટે સેંકડો વૈદ્યોને બોલાવવામાં આવ્યા પણ કાંઇ વળ્યું નહિં. મહારાણીને પીડા થતી હતી પીડા નજીવી હતી પણ મહારાણી એવી નજીવી પીડાને સહન કરે તો મહારાણી શાની?

કોઇની હેન નહોતી કે મહારાણીની એ પીડા શમાવી શકે. ગામમાં એક જ માડીજાયો એના માથાનો હતો. તે હતો અજબ ટીખળી હજામ છેવટે તેને બોલાવવામા આવ્યો ને તે આવ્યો પણ એક શરતે કે આંખમાથી જે કાંઇ નીકળે તે મારું.

મહારાણીની આંખમાથી જોતજોતામા હજામે કણ 'કાઢયું'-નીકળવામાં બીજું કાંઇ ન હતુ એ તો પેલા વાવ ટોળામા ઊડેલા મહ્લ, તેલી, ભરવાડણ ને ગાડા હતા

નીકળતાની સાથે ભરવાડણ વગેરેએ રસ્તો પકડયો પણ હજામ એમ ને એમ બધાને જવા દે એવો કયા હતો? તેણે બધોય સામાન લઇ લીધો ને પછી છૂટા કર્યા. પોતાની આ બહાદૂરી લોકોને જણાવવા એણે ગાડાઓનુ લોઢું અને સાત હેલનુ તાબુ પીત્તળ એકઠુ કરી એક સુદર ચીપીયો નાકના વાળ તોડવા માટે બનાવ્યો ને તેના ઉપર પુતળાના સોનાની ઘુઘરીઓ લટકાવી

આ પ્રસંગ પછી એ ઘુઘરીઆળો હજામ કહેવાવા લાગ્યો.

* * *

હજામ એક દિવસ મહારાજા સાહેબની હજામત કરતો હતો. હજામત કર્યા બાદ નાકના વાળ લેવા પોતાનો માનીતો ચીપીયો કાઢયો. વાળ લેવા જ્યાં ચીપીયો નાક આગળ ધર્યો ત્યા રાજા સાહેબે શ્વાસ ઊચો લીધો જાણે વીજળીનો આંચકો લાગ્યો હોય નહિ તેમ હજામના હાથમાંથી ચીપીયો છૂટી પડયો ને નાકમાં ચડી ગયો હવે શું થાય? પોતાની મગરૂરીનું અપૂર્વ ઓજાર આમ ચાલ્યુ જાય તે આ ટીખળી હજામથી કેમ સહેવાય?

તેણે રાજા સાહેબને વિનવ્યા. રાજાએ કહ્યું-ભાઇ હું શું કરું? તું જરા નાક આગળ ઊભો રહે. હું શ્વાસ લઉં એટલે અંદર જઇને શોધી લેજે

હજામ ઊભો રહ્યો રાજાએ શ્વાસ ઊંચો ચડાવ્યો ને હજામ ચડી ગયો નાકમાં ને ત્યાથી જઇ પહોંચ્યો વિશાળકાય પેટમા

પેટમા દિવસોના દિવસો સુધી હજામે શોધ ચલાવી પણ કાંઇ પત્તો ન ખાધો.

ફરતા ફરતા એક દિવસ ત્યાં તેને લખમેર રબારીનો ભેટો થઇ ગયો. લખમેર રબારી પાસે લાખ ઘેટા હતા લોકો તેને લખમસી કહીને બોલાવતા.

હજામે પૂછયુ—ભાઇ લખમસી તું અહિં કયાથી?

રબારીએ કહ્યુ કે હું અહિં મહારાજાના મહેલની આજુના જગલમાં મારા ઘેટાં ચરાવતો હતો તેવામાં રાજા સાહેબે બગાસું ખાધું ને ઘેટા ગુમ મેં રાજા સાહેબને ફરિયાદ કરી.

રાજા સાહેબે કહ્યુ—જોઇ લે મારા પેટમા. હું પેટમાં પેઠો. આજ છ-છ મહિનાથી શોધ કરું છું પણ કાંઇ પત્તો લાગતો નથી.

ઠીક થયું તું આવી ચડ્યો, મને કાંઇ અહિં ચેન પડતું નહોતુ. હવે તો બહાર નીકળવાનો ય રસ્તો નથી. પણ તું અહિં કેમ આવ્યો તે તો કહે. રબારીએ હજામને પૂછયું.

હજામે પોતાની વાત જણાવી,

બન્ને એક પથ્થર પર વિસામો ખાવા બેઠા હજામે ચૂંગી ને તમાકુ કાઢી. બે ચકમકીયા પથ્થરથી અગ્નિ પાડ્યો. બન્ને ચૂંગી પીવા લાગ્યા

રાજાનું પેટ ધૂમાડાથી ભરાઇ ગયું. ધીરે ધીરે ધૂમાડાના ગોટે ગોટા ઉપર ચઢ્યા. ગીલના ભૂંગળામાંથી નીકળે તેમ નાકના નસકોરામાંથી ધૂમાડો બહાર નીકળવા લાગ્યો.

તમાકુના ધૂમાડાએ રાજાના નાકમાં સળવળાટ કર્યો.

રાજાએ જોરથી છીંક ખાધી ને બધું બહાર નીકળી પડ્યું.

* * *

વાત જરા લાંબી થઇ ગઇ, પણ એ તો ગપ્પ. ગપ્પ શાસ્ત્રરૂપી સમુદ્રનું આ તો નાનું બિંદુ છે.

ગપ્પ શાસ્ત્રનું બીજું નામ છે 'કપોલપુરાણ' એ પુરાણના ૩૨ અધ્યાયો છે. એક એક અધ્યાય એવડો મોટો છે કે તેનો પાર જ આવે નહિ.

ઇશ્વરને માટે જેમ કહેવાય છે કે—

असितगिरिसमं स्यात् कज्जलं सिन्धुपात्रे,
सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी;
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं,
तदपि तव गुणानामीश ! पारं न याति ॥

અર્થ—નીલગિરિ જેટલું કાજળ સમુદ્રરૂપી વાસણમાં ભરીને, કલ્પવૃક્ષની ડાળની કલમ બનાવીને પૃથ્વીરૂપી કાગળ ઉપર સાક્ષાત્ સરસ્વતી પણ જો સર્વદા લખે તો પણ હે ઇશ્વર! તારા ગુણોના પારને ન પામે!

તે પ્રમાણે આ શાસ્ત્ર માટે પણ કહી શકાય કે—

सकलगिरिसमं स्यात्, कज्जलं विश्वपात्रे,
तरुवरगणशाखा लेखिनी भूमिपत्रे;
सततमखिललोकाश्चेल्लिखेयुर्धृतयत्ना-
स्तदपि नहि समर्था लेखितुं तव पुराणम् ॥

અર્થ—સકલ પર્વતો જેટલું કાજળ વિશ્વરૂપી વાસણમાં ભરીને પૃથ્વીરૂપી પત્ર ઉપર વૃક્ષ માત્રની ડાળીઓની કલમોથી બધા લોકો પ્રબલ પ્રયત્નપૂર્વક સતત લખ્યા કરે તો પણ ગપ્પ પુરાણનો પાર પામવાને સમર્થ ન બને. બસ, અહિં એ ગપ્પ પુરાણને આપણે પૂરું કરીએ.

* * *

પૂજ્ય શ્રી હરિભદ્રસૂરિજીએ 'ધૂર્તાખ્યાન' નામે ગ્રન્થ રચ્યો છે. ગપ્પશાસ્ત્રની સત્ય સમજ લેવી હોય તો આ ગ્રન્થ વાચવા લાયક છે.

આપણો ન્યાય એવો જ છે.

સારા સારા ગ્રન્થકારોએ એ ન્યાયને જ ઉપયોગમાં લીધો છે

વિવરણપ્રમેયસંગ્રહમાં કહ્યું છે કે—

"अत्र केचिच्चोदयन्ति-व्यर्थोऽयं व्युत्पत्ति-निरूपण-प्रयासः। शब्दस्यार्थासंस्पर्शित्वात्। न ह्यङ्गुल्यग्रे हस्तियूथशतमास्ते इत्यादि शब्दैः कश्चिदर्थः प्रमीयते। यत्राप्तवाक्ये प्रमीयते तत्रापि मानान्तरनिबन्धना सा प्रमितिर्न शब्दनिबन्धना ॥

અહિં વિવરણાચાર્ય શબ્દ અને અર્થને કોઇ સંબન્ધ નથી એ હકીકતની પુષ્ટિમાં આ ન્યાયનો ઉપયોગ કરે છે.

ચિત્સુખીમા પણ આ ન્યાયનો પ્રયોગ કરતા આપ્ત અને અનાપ્તની મીમાંસા કરી છે.

તે ગ્રન્થ આ પ્રમાણે છે.

" आप्तोदीरितवाक्येषु, मालतीमाधवादिषु ॥
व्यभिचारो न तद्युक्त-माप्तत्वस्यानिरुक्तितः ॥२२॥

स्वकपोलकल्पितमालतीमाधवादिवाक्येषु प्रामाण्याभावादतिव्याप्तिः। नहि पुराण एव सप्राटकनाटिकादिप्रबन्धविरचनमात्रेणाप्तो भवति भवभूति। उक्तं चैतदुम्बरोन ॥ यद्यपि

कश्चिदुपदिशति न त्वयाऽननुभूतार्थविषयं वाक्यं प्रयोक्तव्यम् ।

" यथाऽङ्गुल्यग्रे हस्तियूथशतमास्ते " इति ॥

तत्त्वार्थव्यभिचारः स्फुटः ॥

ખંડનખાદ્યમાં શ્રી હર્ષ આ ન્યાયને થોડા શબ્દફેરથી મૂકે છે—" अङ्गुल्यग्रे करिशतं विहरति ॥ "

આ જ જાતનો બીજો ન્યાયપ્રયોગ તર્કશાસ્ત્રમાં આવે છે તે આ પ્રમાણે—

मम कर्णकुहरं प्रविश्य सिंहः क्रीडति ।

( મારા કાનની ગુફામાં પેસીને સિંહ રમે છે )

આત્મતત્ત્વવિવેકમાં ઉદયનાચાર્યે પણ પૂર્વોક્ત ન્યાય વાપર્યો છે. તે આ—

मम कर्णे प्रविश्य गजो गर्जति भेषजमुच्यताम् ।

( મારા કાનમાં પેસીને હાથી શરો પાડે છે ! દવા બતાવો )

એમ જુદા જુદા ગ્રન્થોમાં આ ન્યાયનો પ્રચાર સારો છે.

* * *

આ ન્યાયથી એ સમજવાનું છે કે વિશ્વમાં શબ્દ વ્યવહાર બે પ્રકારના ચાલે છે. એક અર્થને અનુસરતા એટલે સત્ય અને બીજા નિરર્થક–અસત્ય. સમજુ માણસે પોતે સત્ય અર્થના પ્રતિપાદક શબ્દ વ્યવહાર કરવા અને એવા જ શાસ્ત્રોને પ્રમાણભૂત માનવા.

અસત્ય અર્થને જણાવનારા શબ્દને સાંભળવા પણ નહિં. બીજાને વારવા કે મિથ્યા શબ્દ વ્યવહાર બંધ કરો. શબ્દના પુદ્ગલો નકામા નથી–જેમ આવે તેમ ફેંકે ન રાખો. વિશ્વ સમજે કે ન સમજે પણ પોતે કહી છૂટવું. બાકી તો એવી હકીકતોથી અઢારે પુરાણો ઠાંસી ઠાંસીને ભર્યા છે. કોણ કોને રોકી શકે છે ? સર્વેના હૃદયમાં સત્ય વસો.

---

### સભા, વૃદ્ધ, ધર્મ અને સત્યનું યથાર્થ સ્વરૂપ

न सा सभा यत्र न सन्ति वृद्धा न ते वृद्धा ये न वदन्ति धर्मम् ।
नासौ धर्मो यत्र न सत्यमस्ति न तत् सत्यं यच्छलेनाभ्युपेतम् ॥

જે સભામાં વૃદ્ધ ( અનુભવી વિચારશીલ પુરુષ ) ન હોય તે સભા સભા નથી; જે વૃદ્ધ ધર્મનો ઉપદેશ નથી કરતો તે વૃદ્ધ જ નથી; જે ધર્મમાં સત્ય નથી તે ધર્મ જ નથી, અને જે સત્ય છળથી યુક્ત છે તે સત્ય જ નથી.

( મહાભારત, ઉદ્યોગ પર્વ )

# ધર્મ-કૌશલ્ય.

## (૫૭)

## Charitable—સખાવતી.

### પરોપકારી થવું કઠણ છે પણ એ ખૂબ લાભકારી છે.

નં. ૬. જેના હૃદયમાં ધર્મ વસી ગયો હોય તેને પરોપકાર કરવો, ઉદારતા દાખવવી, વચન ક્રિયા કે વિચારથી દાન કરવું, પોતાની પાસે શક્તિ, ધન, આવડત કે ઐશ્વર્ય હોય તેનો ઉપયોગ પારકા માટે કરવો એ સાહજિક બની જાય છે. જ્યારે ખરી ધર્મની જમાવટ થઇ હોય ત્યારે તો એની અસ્થિમજ્જામાં ધર્મ માટે તરવરાટ થઇ ગયો હોય છે. એને પછી સખાવતી થવાનું કહેવાની, ભલામણ કરવાની કે પ્રેરણા કરવાની જરૂર રહેતી નથી. એ ધનની અસ્થિરતા સમજે છે, એ અહીંનો વસવાટ ટૂંકો છે એ જાણે છે, એ સગપણ સંબંધ અને મેળાપની અસ્થિરતા જાણે છે અને એ શક્તિનો કે ધનનો ઉપયોગ બીજાના ઉત્કર્ષ કે વિકાસમાં કરવામાં રસ લે છે અને એની સાર્થકતા પરોપકારના ઉપયોગમાં જ સમજે છે.

બાકી ઘણા માણસો એટલા બધા કંજુસ અને દુર્બળ હોય છે કે એને પારકા માટે ધનનો કે વખતનો ઉપયોગ કરવામાં પણ સંકોચ થાય છે. એ દાન આપવામાં હાથને લંબાવી શકતો નથી, એ પારકા માટે ધનવ્યય કરવામાં પોતે ગરીબ થઇ જશે એમ માને છે. એ ધનના ઢગલા જોઇને આનંદે છે અને એના મનની દશા ચમડી તૂટે પણ દમડી ન તૂટે એવી હોય છે. કોઇ એને સખાવત કરવાનો કે મનની વિશાળતા રાખવાનો ઉપદેશ આપે ત્યારે એ એને કડવો ઝેર જેવો લાગે છે અને એની પાસે કોઇ ખરડો લઇને જાય ત્યારે એ અનેક બ્હાનાં કાઢી પોતાની ઉદારતા દાખવી શકતો નથી. આવા માણસો માખીની જેમ મધ ભેગું કરે છે, ખાતા નથી, ખાવા દેતા નથી અને આખરે સર્વ અહીં મૂકી ઉઘાડે હાથે ચાલ્યા જાય છે.

પણ હૃદયથી ધર્મ વૃત્તિવાળા પ્રાણીઓ તો જ્યારે પોતાની શક્તિ કે મિલકતનો ઉપયોગ પરને માટે થાય ત્યારે પોતાની જાતને તેટલા પૂરતી કૃતાર્થ માને છે. એને દ્રવ્ય કે આવડતનો ઉપયોગ પરને માટે થાય તેમાં ભારે મોજ આવે છે, એ મોટા અન્નનાં સત્રો કે વિદ્યાધામો નીરખી આનંદ માને છે અને પોતાને એવો ધન વ્યય કરવા ક્યારે તક મળશે? એવી ભાવના કરે છે. એને ખાત્રી હોય છે કે મોટા ધનપતિ ચાલ્યા ગયા તેની સાથે લક્ષ્મી ગઇ નથી.

ઉદાર દિલના થવું, સખાવતી માનસ રાખવું, સમાજ કે જનતાની આફત વખતે પોતાના ભંડારો ખુલ્લા મૂકી દેવા એ મુશ્કેલ કામ છે, પણ એવું ખમીર કરી દેવું, એવો સ્વભાવ પાડી દેવો અને સેવામાં જીવન ગાળવાની સખાવતી વૃત્તિ રાખવી એ ખેલદીલી બતાવે છે, એવા પરોપજીવી માણસો પોતાનું કામ કાઢી લે છે, દેશને દોરવણી આપે છે અને સમાજને દાખલારૂપ નીવડે છે. મનને એવું બનાવી દેવું જોઇએ કે એ પારકાનું દુઃખ જુએ કે રડવા લાગી જાય, એ જરૂરીઆત જુએ ત્યાં ઘરનાં ખાતાં બાંધીને સેવા માટે ઊતરી જાય, એ દુકાળ, જળપ્રલય કે મહામારીના પ્રસંગે પોતાની જાતને ભૂલી જઇ, સેવામાં ઝુકાવી દે અને તેમ કરવામાં રાત કે દિવસ ન ગણે, ભૂખ કે તરસ ન ગણે, એ બીજાં કામ ભૂલી જાય અને એને પરની સેવાનું વ્યસન પડી જાય. આવી વિશાળતા, ઉદારતા, મહાનુભાવતા આવવી મુશ્કેલ છે, પણ આત્મવિકાસ માટે જરૂરી છે, લાભકારી છે, મહાકલ્યાણકારી છે. સજ્જન પુરુષની સમૃદ્ધિ પરોપકાર માટે જ હોય. એમાં ગોટાળાને, દેખાદેખીને, ધાધલને સ્થાન ન હોય. સ્વભાવસિદ્ધ મહાનતાના ગૌરવ અનોખાં જ હોય છે.

No. 6 It is difficult to be charitable, but it pays to do so.

Thoughts of the Great.

## ( ૫૮ )

## Success appropriating વિજયને ખમી ખાવો.

### વિજયને પચાવવો—એ આકરી છતાં હિતકારી વાત છે.

ન ૭. પોતાની ધારણા પ્રમાણે સફળતા ન મળે, બાજી ઊનની પડી જાય, નફાનો વેપાર ખોટમાં આવી પડે, સગાંસ્નેહીનું મરણ થાય પરીક્ષાનું પરિણામ ઊલટું આવે ત્યારે માણસ કકળાટ કરવા લાગી જાય છે એને જાણે દુનિયા આખી પોતાની સામે સંપ કરીને હેરાન કરવા મંડી ગઇ હોય અને જાણે એક પછી એક ખરખરાના સમાચારની હાર મંડાણી હોય એમ જ લાગે છે એવે વખતે એને કોઇ દિલાસો કે ઉપદેશ આપે ત્યારે એને જરા ધીરજ કે આશ્વાસન મળે છે, પણ સંકટ સમયે મનની સ્થિરતા રાખવી બહુ આકરી પડે છે જ્યારે એક તરફ નુકસાનીના સમાચાર એક પછી એક આવ્યા કરતા હોય, ઘરમાં ખાવાનું ઠેકાણું ન હોય છોકરાઓના અભ્યાસને અટકાવવો પડ્યો હોય, તેવે વખતે મનની સ્થિરતા રાખવી ભારે મુશ્કેલ પડે, છતાં ખમીરવાળા માણસો આફતના પ્રસંગોમાં ધક ઝીલે છે, આફતથી દબાઇ ન જતાં તેનો સામનો કરે છે અને પડતા આખડતા પણ ખડા થઇ જાય છે આફત વખતે માણસની કસોટી થાય છે એ ખરી વાત છે છતાં આપત્તિ વખતે પોતાનું વર્ચસ્વ જાળવી રાખનારા અને પડતા પડતાં પણ ઊભા થઇ જનારા માણસો જોવામાં આવે છે જેના સંસ્કારી હૃદયમાં ધર્મવાસના જામી ગઇ હોય છે તે ગમે તેવા આકરા બનાવો વખતે પણ પોતાની જાત પરનો કાબૂ ખોઇ નાખતા નથી દુઃખમાં કે ત્રાસમાં દબાઇ જતા નથી, પાટુ ઉપર પાટુ પડે તો પણ ફડભર થઇ જતા નથી આવા માણસો અવલોકન કરતા મળે છે અને તેમને ટેકો ધર્મનો હોય છે એ બારીક અવલોકનને અંગે આપણને સમજાય છે

પણ ફતેહના ડંકા વાગતા હોય અભિનંદનના તારો આવતા હોય, વિજયના દુંદુભી વાગતા હોય જાહેર સભામાં ધન્યવાદ મળતા હોય, હારતોરાના ઢગલા થતા હોય, વધામણાં આપનારની હાર લાગી હોય ત્યારે વિજયને પચાવવો એ ભારે આકરી વાત છે આમાં દેખીતો વિરોધ લાગે તેવી વાત છે, પણ તે બરાબર સાચી વાત છે વિજય વખતે માણસ ઘેલો થઇ જાય છે, ફતેહ મળે એટલે એ સાતમે આસમાને ચઢી જાય છે, લોકોની પ્રશંસા સાંભળી એ અંતે પોતામાં પણ કાંઇક છે એમ માનતો બની જાય છે ' મેં મારી ફરજ ઉપરાંત કાંઇ કર્યું નથી ' અથવા ' હું તો સામાન્ય અદનો આદમી છું, ' એમ બોલતાં બોલતાં એને અંદર ગલીપચી થાય છે અને પોતાનું જીવન ધન્ય છે, પોતે ચાલુ જનતાથી વધારે છે, એમ એને અંદર ઊંડે ઊંડે લાગવા મંડી જાય છે વિજય પચાવવો મુશ્કેલ છે ડંકો વાગે ત્યારે ડોકને ખરેખર નમાવવી કે કાન આડા હાથ દેવા મુશ્કેલ છે મીઠી ખુશામત, બહારની પ્રશંસા કે બિરૂદાવલીની ગાથા ખમી ખાવી ઘણી આકરી છે એ તો જીવનને સમજનાર, રસ્તો ઓળખનાર, સ્વપરનો વિવેચક શાણો વિવેકી હોય તો વિજયને પચાવી શકે, આત્મધર્મને સમજનાર પોતાનું સ્થાન જાણી લે બાકી શિખરે ચઢેલો માલુમ ત્યાંથી આગળ તો ક્યાં જાય ? એટલે ધાત એ હાથે જ વહોરી લે. પણ વિજયને પચાવવાની ધર્મ બુદ્ધિ હૃદયમાં જાગતી રાખનાર ખરો ધર્મપ્રિય છે, સાચો નરપુંગવ છે વિકાસ માર્ગે અવિચ્છિન્ન પ્રયાણ કરનાર સાચો યોદ્ધો છે એમ સમજવું વિજય કાચો પારો છે, એને જીરવવા માટે સાથે માત્રાનો મેળ જોઇએ સાચા ધર્મપ્રિયને એ આવડે ત્યાં ધર્મનું મૂલ્ય છે મૌક્તિક

No 7 It is difficult to endure success but it pays to do so

Thoughts of the Great

# આત્મસાધના.

લેખક:—અમરચંદ માવજી શાહ

( ગતાંક પૃષ્ઠ ૧૦૫ થી શરૂ )

૨૪ હું શુદ્ધ ચિદાનંદ સ્વરૂપ છું, મારો સર્વત્ર અભેદ પ્રેમ પ્રવર્તે છે, હું આત્મસ્વભાવમાં સ્થિર થઇ શાંતિ અનુભવું છું, હું જ્ઞાન સ્વરૂપ છું, તેમા મને પૂર્ણ શ્રદ્ધા છે, મારી તેમાં અખંડ સ્થિરતા હો.

૨૫ મારા આંતર પરિણામો દ્રવ્ય–ભાવથી અહિંસામય હો, મારા મન, વચન, કાયાના યોગો સંયમમય હો, મારામાં પરભાવ પરદ્રવ્ય પ્રત્યે રાગદ્વેષ રહિતપણું હો.

૨૬ શાંત સુધારસથી તૃપ્ત થયેલું મન આત્મામાં લીનતા કરી ત્રિવિધ તાપને શમાવવારૂપ તપ કરે છે. પરભાવ પરદ્રવ્યની ઇચ્છાથી તૃષ્ણાથી અનાસક્ત થઇ આત્મ સંતુષ્ટતા પ્રાપ્ત કરે છે.

૨૭ હૃદયકમળ દયા ભાવમા મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને મધ્યસ્થતાવડે સ્થિરતા પ્રાપ્ત કરી શાંતિ અનુભવે છે.

૨૮ બાહ્ય દૃષ્ટિવડે પરભાવ પરદ્રવ્યની વૃત્તિઓના સંકલ્પવિકલ્પોના ઝંઝાવાતથી બચવા એ વૃત્તિઓને ઉપશમાવી એને સ્વપ્રજ્ઞાવડે પર જાણી નિર્વિકલ્પ જ્ઞાતા દ્રષ્ટાના સ્વભાવમાં આત્માનંદ અનુભવું છું.

૨૯ આત્માનાં ઉપયોગમાં સદાય જાગ્રત રહી વિવેકની પ્રજ્ઞાવડે આત્માના અખંડ આનંદમા, અભેદ પ્રેમમાં, અપૂર્વ શાંતિમાં સ્થિર રહી આત્મઉદ્ધાર કરવા સાધના કરું છું.

૩૦ આત્મજ્ઞાનની પ્રાપ્તિવડે સમતાભાવમાં સ્થિર રહી કર્મના આશ્રવોને સંવરવડે ઉપશમાવી પૂર્વકૃત કર્મની સમયે સમયે નિર્જરા કરતો શુદ્ધ થવારૂપ પરમ પુરુષાર્થ જાગ્રત રહો.

૩૧ સંયમમાં દૃઢ રહું, તપમા નિશ્ચળ રહું, સંયમથી સંવર કરું, તપથી નિર્જરા કરું અને જ્ઞાન ઘન જ્ઞાપક પ્રકાશિત કરું.

૩૨ અમનસ્ક માર્ગથી નિર્વિકલ્પ ધ્યાન કરું, વિકલ્પ રહિત મૌન પ્રાપ્ત કરું, દર્શન શુદ્ધ કરી સવિકલ્પ આત્મજ્ઞાનનું ધ્યાન કરી જ્ઞાન પ્રાપ્ત કરું અને જ્ઞાનમાં સ્થિરતાનાં ઉપયોગવડે ચારિત્રની સિદ્ધિ કરુ.

૩૩ નિશ્ચિંતતા રાખું, નિઃશંકતા રાખું, નિર્ભયતા રાખું, અને નિર્મળ, નિરંજન, નિર્વિકલ્પ, આત્મસ્વરૂપનો અગમ્ય આનંદ પ્રાપ્ત કરું.

૩૪ ત્રણે કાળમાં હું એક અખંડ આત્મદ્રવ્ય છું, ગમે તે સ્થિતિ કે સંજોગોમાં, પર્યાયના પરિવર્તનમાં પણ હું તો હું જ છું. ભૂતકાળમાં હું હતો, વર્તમાનમાં છુ, ભવિષ્યકાળમાં પણ હું જ હોઇશ. ત્રણે કાળને જાણવાવાળો અને આત્મદ્રવ્યરૂપે સળંગ રહેવાવાળો હુંજ છું, આથી હું ભૂત ભવિષ્યના વિકલ્પોથી રહિત થઇ નિશ્ચિંતપણે આત્માનંદમાં રહું, આત્મવીર્યમાં, આત્માની અતુલ બળમાં વિશ્વાસ હોઇ હું નિઃશંકતાથી રહું. અજર અમર શાશ્વત હોવાથી, છેદ્યો છેદાઉં નહિં, ભેદ્યો ભેદાઉં નહિં, સ્વરૂપથી ચલિત થાઉં નહિં એવો શાશ્વત હોવાથી નિર્ભય છું.

૩૫ મને કોઇપણ જીવાત્માઓ પ્રત્યે દ્વેષ–ભાવ ન હો, મને કોઇપણ બાબતનો મનમાં ખેદ ન રહો. મારામાં સદાય નિર્ભયતા પ્રવર્તો. હું પૂર્ણ સ્વરૂપ શુદ્ધ આત્મા નિશ્ચયથી છું, અવસ્થાએ કર્મોના લીધે અશુદ્ધ થયેલો છું, પણ તે એકાંતે નથી. અશુદ્ધમાંથી

# પવિત્ર જીવનનું રહસ્ય

અનુ૦ અભ્યાસી.

જે વ્યક્તિ એમ જાણે છે કે પ્રભુ સત્કાર્યોથી પ્રસન્ન થાય છે અને પ્રભુની પ્રસન્નતાના હેતુથી હમેશાં સત્કાર્યોમાં દત્તચિત્ત રહે છે તેનો પ્રયત્ન સાચો પ્રયત્ન કહેવાય છે જેને સત્કાર્ય વહાલુ છે, સદ્‌ગુણોને જે આદરની દૃષ્ટિથી જુએ છે, તેને પોતાનો આદર્શ માને છે, તેને ધારણ કરે છે, તેના વિચાર ઉન્નત અને પવિત્ર થઇ રહ્યા છે એમ સમજી લેવુ જોઇએ એથી ઊલટુ જે વ્યક્તિ સત્કાર્યો તથા તે કરનાર તરફ ઘૃણાની દૃષ્ટિથી જુએ છે, તેઓની પ્રત્યે ગુસ્સે થાય છે, સદ્‌ગુણોને ગ્રહણ કરવાથી વિરક્ત રહે છે અથવા કદિ ગ્રહણ કરવાનો યત્ન કરે છે તો તે કેવળ કોઇ ક્ષુદ્ર સ્વાર્થ સાધન માટે કે કીર્તિ અને પ્રશંસા માટે જ કરે છે તો તે બહુ જ નીચે પડી ગયેલ છે એમ સમજવુ એનાથી પવિત્રતા ઘણી જ દૂર છે જ્યાં સુધી તે ખરા હૃદયથી પોતાની ઉન્નતિની ઇચ્છા રાખીને સદ્‌ગુણોને અપનાવતા નહિ

---

શુદ્ધ થવાની સોના ને માટીની જેમ મારા આત્મામાં યોગ્યતા છે

૩૬ શ્રદ્ધા રાખી શુદ્ધિ કરતાં જાઓ અને દૃઢ રહો વિજય તમારો જ છે. આ જગતમા પુરુષાર્થ વડે પ્રાપ્ત કરવા યોગ્ય પરમ આત્મસ્વરૂપ છે એ પુરુષાર્થ બાહ્ય દૃષ્ટિએ અવળો છે અને સમ્યગ્‌દૃષ્ટિએ સવળો છે વિભાવને બદલે સ્વભાવ તરફ વૃત્તિ વાળી તેમાં મગ્ન થઇ સ્થિરતા કરવાનો છે પરથી પોતાને જુદો જાણી પરમાત્મા બનવાનો પરમ પુરુષાર્થ કરો

૩૭ નિવૃત્તિમાં કે પ્રવૃત્તિમા, ઘરમા કે બહાર, સુખમાં કે દુ ખમાં સર્વ સમયે આત્મ ઉપયોગમાં જાગ્રત રહી, પરિણામોમાં વિષમતા ન આવે તે રીતે પ્રવર્તન કરો, અશુભ પ્રવૃત્તિઓનો ત્યાગ કરો એટલે શુભ તો સહજ થાય જ એ શુભ અને અશુભ બન્ને વૃત્તિઓ પાપ-પુન્યરૂપ આશ્રવની છે. અને તેનુ પરિણામ શાતા અશાતારૂપ છે, પરતુ શુદ્ધ થવા માટે તો શુદ્ધ એવા સ્વરૂપને જ્ઞાનમાં જાણી તેમાં સ્થિરતા જેટલી વધતી જાય તેટલી સકામ નિર્જરા થાય.

૩૮ મારો વ્યવહાર, પરમાર્થમય સત્ય, ન્યાય અને નીતિપૂર્વક હો મારૂ નિશ્ચયનુ લક્ષ જાગ્રત રાખી તેને પ્રાપ્ત કરવારૂપ વ્યવહાર યોગોદ્વારા કરી પરભવ, પરદ્રવ્ય પ્રત્યે ઉદાસીનતા પ્રાપ્ત કરી, આત્માના આનદનો અનુભવ કરુ

૩૯ ક્ષમા, નમ્રતા, સરળતા અને સતોષવડે કષાયભાવનો નાશ કરુ. સર્વ જીવો પ્રત્યે આત્મદૃષ્ટિથી દેખી તેના કર્મના પર્યાયોની ઉપેક્ષા કરી રાગ દ્વેષ રહિતપણે તેના અપરાધોની ક્ષમા કરુ સર્વ આત્માઓ નિશ્ચય દૃષ્ટિએ સમાન હોઇ નમ્રતા ધરુ સર્વ જીવો મોહથી માયામાં અટવાઇ ગર્યા છે, તેમા આત્મદૃષ્ટિએ સર્વને સરખાં ગણી સરળતા સેવુ આત્મા જ સર્વ રિદ્ધિસિદ્ધિથી પરિપૂર્ણ આનદપૂર્ણ છે એટલે પરમાથી ગ્રહણ ત્યાગ કરવા રૂપ કાંઇ નહિ રહેવાથી પૂર્ણ આત્મસતોષ અને અનંત શાંતિમાં રહુ.

૪૦ હુ મહાવીરનો પુત્ર છુ, હુ વીર પુત્ર છુ, મારામાં વીરનુ ક્ષાત્રતેજ પ્રકાશે છે, મારો મહાવીર અનંતવીર્ય ફોરવી અમર બન્યો છે, હુ પણ એ માર્ગે આત્મવીર્ય સ્ફોરવી એ મહાન સામ્રાજ્ય જે પછી કોઇથી પરાભવ પામે તેવુ નથી એવુ આત્મશાસન પ્રાપ્ત કરવા સાધના કરું છુ —(ચાલુ)

શીખે, સત્કાર્યોમાં ભાગ લેવાનો બોધ નહિ ગ્રહણ કરે ત્યાંસુધી તેના વિચાર પવિત્ર થઇ શકતા નથી

એક મ્યાનમાં બે તલવાર રહી શકતી નથી અવગુણુ અને અપવિત્રતાનો ઘનિષ્ટ સબધ છે એને અને પવિત્રતાને તીવ્ર વિરોધ છે જ્યા એક હોય છે ત્યા બીજુ ટકી શકતુ નથી સત્ય અને અસત્ય એક જ સ્થાને ન રહી શકે, તેથી જ સત્કર્મો અને સદ્‌ગુણુગ્રહણ કરીને તમારૂ કલ્યાણ કરો પવિત્ર વિચાર વાળાનુ મન સર્વથા પવિત્ર હોય છે તેની અદર ગદી વાસનાઓ તથા ઘૃણિત વિષયો માટે સ્થાન જ નથી હોતુ. તેનુ મન તેને વશ રહે છે તે સહેલી વાત નથી કહ્યુ છે કે 'जितं जगत्केन ? मनो हि येन' જેણે મન જીત્યુ તેણે સસારને જીતી લીધો મહાન તપસ્યાને પરિણામે જ મન ઉપર વિજય મેળવી શકાય છે, પરતુ પુરુષાર્થીને માટે સસારમા કોઈ કાર્ય અશક્ય કે અસભવિત નથી

શ્રીકૃષ્ણુ જ્યારે અર્જુનને સ્થિતપ્રજ્ઞના લક્ષણ સમજાવવાનો પ્રારભ કરે છે ત્યારે સૌથી પહેલુ તે કહે છે કે–

प्रजहाति यदा कामान्
सर्वान् पार्थ ! मनोगतान्।
आत्मन्येवात्मना तुष्टः
स्थितप्रज्ञस्तदोच्यते ॥

'હે પાર્થ, જે વ્યક્તિ હૃદયમા ઉપસ્થિત થનારી બધી કામનાઓનો પરિત્યાગ કરીને આત્માથી જ આત્મામા સતુષ્ટ રહે છે તેને સ્થિતપ્રજ્ઞ કહેવામા આવે છે અને

ये हि संस्पर्शजा भोगा
दु खयोनय एव ते।
आद्यन्तवन्त कौन्तेय
न तेषु रमते बुध ॥

'સાસારિક ભોગમાં પ્રાપ્ત થનારો આનદ સ્થાયી આનદ નથી, ક્ષણિક છે અને તે સાથે દુખદાયક પણુ છે તેને આદિ છે અને અત પણુ છે બુદ્ધિમાન લોકો એવા અશાશ્વત ભોગોમા રમતા નથી તેઓ જાણે છે કે તેમાં રમણુ કરવુ એ ભારે મૂર્ખતા છે, તેથી જ તેઓ ભૂલેચૂકે પણુ તેની અદર ફસાતા નથી '

જે માણુસ સઘળી ઇચ્છાઓને છોડી દે છે, ભોગોથી પૂરેપૂરા વિરક્ત થઇ જાય છે, ભોગોની નિસારતા અને તેના દુખદાયક પરિણામ જોઇને સ્વપ્નમા પણુ તેને પ્રાપ્ત કરવાની કામના નથી કરતો એ મહાપુરુષ કેવળ પવિત્ર જ નહિ પણુ મહાપવિત્ર છે કોઈ પણુ જાતના પ્રલોભન તેને વિચલિત કરી શકતા નથી એવા પુરુષના બધા વિચાર પવિત્ર હોય છે અપવિત્ર વિચાર તેની પાસે પણુ આવી શકતા નથી આપણે ભોગોથી જેટલે અશે વિરક્ત થતા જશુ, કામના, કામિની અને કાચનના મોહમય પાશથી આપણી જાતને જેટલી તીવ્રતાથી છોડાવતા જશુ, માન, પ્રશસા, કીર્તિ અને પદાભિલાષા વગેરેથી આપણી જાતને જેટલી શીઘ્રતાથી અલગ કરતા જશુ તેટલા જ આપણે પવિત્રતાના સોપાન ઉપર ઉત્તરોત્તર ચઢતા જશુ, જ્યા સુધી આપણે એ સાસારિક પ્રપચોમા ફસાયલા રહેશુ ત્યા સુધી સાચા ભક્ત નહિ બની શકીયે જ્યાં સુધી આપણે એ અજ્ઞાનાધકારમાં પડ્યા રહેશુ ત્યાં સુધી જ્ઞાનનો પ્રકાશ આપણુ સુધી નહિ પહોચી શકે જ્યારે આપણે જોશુ કે હવે ભોગો પ્રત્યેની આપણી આસક્તિ નષ્ટ થઇ ગઇ છે તથા સાંસારિક વાસનાઓ આવી આવીને આપણા માર્ગમાં અડચણુ નથી કરતી ત્યારે આપણે સમજવુ જોઇએ કે પ્રભુની કૃપા આપણા ઉપર ઊતરતી રહી છે અને પ્રભુ આપણા માર્ગને સરળ બનાવવા માટે આપણુને સાધનસપન્ન કરી રહેલ છે આપણા અજ્ઞાનનો પડદો દૂર થઇ ગયો છે અને આપણે ઉત્તરોત્તર વિશુદ્ધ પ્રકાશની તરફ જઇ રહ્યા છીએ જો તમારા હૃદયમા તમારા લક્ષ્ય સુધી પહોંચવાની જરા પણુ ઇચ્છા હોય તો તમારા હૃદયને આ કસોટી પર રાખીને પારખી દો બધી ત્રુટીઓ દૂર કરી નાખો જરા પણુ ડરો નહિ,

તમારા માટે કશું પણ અશક્ય નથી. તમારી હૃદય-વાટિકાને શ્રદ્ધા અને વિશ્વાસના મધુર, સુખદાયક જળથી પરિપ્લાવિત કરી દે.

વિપત્તિઓ મનુષ્યની ઉપર જ આવે છે તો એનાથી ડરવું શા માટે ? આંગ્લ કવિ હેન્લીના શબ્દોમાં કહીએ તો

Out of the night that covers me
Black as the pit from pole to pole
I thank what ever gods may be
For my unconquerable soul.

In the full clutch of circumstance
I have not winced nor cried aloud
Under the bludgeoning of chance
My head is bloody but unbowed.
Beyond this place of wrath and tears
Looms but the horror of the shade,
And yet the menace of the years
Finds, and shall find, me unafraid
It matters not how strait the gate
How charged with
punishments the scroll,
I am the master of my fate;
I am the Captain of my Soul.

અર્થાત્

સંસારની તમામ ચિંતાઓ અને બાધાઓ મારા ઘરે ઊભી છે પરંતુ પ્રભુકૃપાથી તેઓ મારું કંઈ પણ બગાડી શકતી નથી. તેઓ મને મારા માર્ગથી વિચલિત નથી કરી શકતી. મારું મસ્તક તેઓએ ઘાયલ કર્યું છે, પરંતુ તે તેઓની સન્મુખ ઝૂકી નથી પડતું. હું મારા કર્તવ્યમાર્ગે દૃઢ રહું છું. મૃત્યુની તો મને લેશમાત્ર ચિંતા નથી. હું વિપત્તિઓનું સહર્ષ સ્વાગત કરી રહ્યો છું. હું પોતે જ મારો સ્વામી છું, કોઈ પણ વિઘ્ન મને માર્ગભ્રષ્ટ કરી શકે તેમ નથી.

---

## સ્વીકાર–સમાલોચના.

નીચેનાં પુસ્તકો સભાને આ માસમાં ભેટ મળ્યા છે તેનો સાભાર સ્વીકાર કરીયે છીયે.

( ૧ ) **સાર્થમવૈરાગ્યશતકમ્ઃ**—ગુજરાતી અનુવાદ સહિત. પૂર્વાચાર્યકૃત આ વૈરાગ્યશતકની પ્રત્યેક ગાથામાં વૈરાગ્ય ભરેલો છે. જીવનને ઉન્નત બનાવવા માટે સંસારથી સંતપ્ત માનવી આ ગાથાનાં ભાવોને અંતરમાં ઉતારે તો વૈરાગ્ય ભાવની નજીક પહોંચી શકે છે. વગાનિવાસી કવિ શ્રી કુવંરજી ગુલાબચંદ મહેતાએ દરેક ગાથાનો હરિગીત છંદમાં અનુવાદ કરેલ છે. સાથે અર્થ પણ આપ્યા છે. આચાર્ય મહારાજશ્રી વિજયભક્તિસૂરીશ્વરજી મહારાજનાં સદુપદેશથી સંઘવી છોટાલાલ સંપ્રીતચંદ વરાવાળાએ પ્રકાશન કરેલ છે. આચાર્ય મહારાજશ્રી ભક્તિસૂરીશ્વરજી તરફથી સભાને ભેટ મળેલ છે.

( ૨ ) **આરાધનાદિ સાર સંગ્રહ**—આ પુસ્તકમાં ભવ વૈરાગ્યશતક, આરાધના સૂત્ર, પુણ્યપ્રકાશનું સ્તવન, પ્રમાદ પરિહાર, કુલક, સજ્ઝાય તેમજ બોધવચનો વિગેરેનો સમાવેશ થાય છે. આચાર્ય શ્રી વિજય ભક્તિસૂરીશ્વરજી જૈન ગ્રંથમાળા પુષ્પ ૧ લું પ્રકાશક પંડિત છબીલદાસ કેશરીચંદ શેઠ ગુલાબીદાસ નાનચંદ સંસ્કૃત પાઠશાળા ખંભાત. પૃષ્ઠ ૨૦૦. પાકું બાઈન્ડીંગ મૂલ્ય અમૂલ્ય. આ પુસ્તક આચાર્ય મહારાજશ્રી વિજય ભક્તિસૂરીશ્વરજી તરફથી સભાને ભેટ મળેલ છે

( ૩ ) **વસ્તુ વિજ્ઞાનસારઃ**—પૂજ્ય શ્રી કાનજી સ્વામીના પ્રવચન હિંદી ભાષામાં અનુવાદક, પંડિત પરમેષ્ઠીદાસ જૈન, પ્રકાશક શ્રી જૈન સ્વાધ્યાય મંદિર ટ્રસ્ટ સોનગઢ. પ્રકાશક તરફથી સભાને ભેટ મળેલ છે.

( ૪ ) **ભાવનાબોધ–મોક્ષમાળા અને આત્મસિદ્ધિ શાસ્ત્ર** શ્રીમદ્ રાજચંદ્ર પ્રણીત મહાત્મા ગાંધીજીની પ્રસ્તાવના સહિત, શ્રી નગીનદાસ ગ્રંથમાળા પુષ્પ ૮ મું. પ્રકાશક શાહ ભોગીલાલ નગીનદાસ ઊંઝા ફાર્મસી લી. ઊંઝા. પૃ. ૨૩૨ કિ. ૧-૮-૦ પ્રકાશક તરફથી સભાને ભેટ મળેલ છે.



# શ્રી આત્માનંદ પ્રકાશ

卐 卐 卐


પુસ્તક ૪૬ મું · આત્મ સં. ૫૩ · સંવત ૨૦૦૫

અંક ૭ મો · તા. ૧-૩-૪૯ · માઘ





વાર્ષિક લવાજમ રૂા ૩-૦-૦ પોસ્ટેજ સહિત



પ્રકાશક

શ્રી જૈન આત્માનંદ સભા,

ભાવનગર.

# અ નુ ક્ર મ ણિ કા.





આ માસમાં નવા થયેલા પેટ્રન તથા આજીવન સભાસદો.

| | | | |
|---|---|---|---|
| ૧ | શેઠ ગિરધરલાલ દીપચંદભાઇ મહેતા કેમીકલવાળા | પેટ્રન સાહેબ | મુંબઇ |
| ૨ | ,, બાબુભાઇ પરમાણંદદાસ ( ૧ ) | લાઇફ મેમ્બર | ભાવનગર |
| ૩ | ,, દલીચંદભાઇ પરમાણંદ ( ૧ ) | ,, | ખડકી |
| ૪ | ,, શાંતિલાલ જેઠાભાઇ ( ૨ ) | ,, | વલસાડ |

## સભાના માનવંતા લાઇફ મેમ્બરોને નમ્ર સૂચના

આ વખતનું ભેટનું પુસ્તક શ્રી પાર્શ્વનાથ પ્રભુ ચરિત્રનું બાઇન્ડીંગ થાય છે. તૈયાર થતાં હજુ એક મહીના થશે. માટે હમણા કોઇપણ સભાસદે મંગાવવા પત્રો લખવા તસ્દી લેવી નહિ. તૈયાર થયેથી પ્રકટ થતાં ' આત્માનંદ પ્રકાશ ' દ્વારા ખબર આપવામાં આવશે ત્યાર પછી લાઇફ મેમ્બરોને ધારા પ્રમાણે ભેટ મોકલવામાં આવશે.

આ સભાના માનવંતા પેટ્રન સાહેબ—



શેઠશ્રી ગીરધરલાલ દીપચંદ મ્હેતા—કમળેજવાળા.

હાલ—મુંબઇ.

શ્રી મહોદય પ્રી. પ્રેસ—ભાવનગર

# શેઠ ગિરધરલાલ દીપચંદ મહેતા. કમળેજવાળા

નો

# જીવનપરિચય.

શ્રી ભાવનગર પાસેકમળેજ ગામમાં શ્રીયુત ગિરધરલાલભાઇનો જન્મ જૈન ધર્મશ્રદ્ધાળુ મહેતા દીપચંદભાઈ ભાઇચંદને ત્યા સંવત ૧૯૫૩ ના માહવદી ૩૦ ના તા ૧૪-૯-૧૯૯૭ ના રોજ થયો હતો. સાત વર્ષની લઘુવયમા તેમના માતુશ્રીનો સ્વર્ગવાસ થયો હતો

તેમના પિતાશ્રી તથા માતુશ્રી અમૃતબાઇના સ્નેહાળ પ્રેમ તળે ઉછરી કમળેજની સ્કૂલમાં અભ્યાસ કરી અમદાવાદ શેઠ પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કૉલેજમા પરીક્ષા આપી થોડો સમય પોતાના વતન કમળેજમા શિક્ષક તરીકેની નોકરી સ્વીકારી હતી

ભાઇશ્રી ગિરધરલાલ બાલ્યાવસ્થાથી જ હિંમતવાન, નિડર, બુદ્ધિશાળી અને મળતાવડા સ્વભાવના હોવાથી માત્ર સત્તર વર્ષની વયે મુંબઇ પોતાનું ભાગ્ય અજમાવવા ગયા હતા શરૂઆતમા હાર્ડવેર લાઇનમાં નોકરી કરી તે લાઇનમા સારો અનુભવ મેળવ્યો અને સં ૧૯૭૫ ની સાલમા પોતાનાં સ્વબળથી મીલ મશીનરી લાઇનના ધધામા સ્વતત્ર કામકાજ શરૂ કર્યું અને પુણ્યની પ્રબળતાથી સારી રીતે લક્ષ્મી સંપાદન કરી

પોતાને મળેલી લક્ષ્મીનો સદુપયોગ થાય તેવા વિચારથી તથા તેમના ધર્મપત્ની સૌ વિજ્યાબહેનની પ્રેરણાથી તેમણે નીચે મુજબ ખાતાઓમાં યથાશક્તિ મદદ કરી છે

| | |
|---|---|
| શ્રી ગોધારી વીશાશ્રીમાળી જૈન દવાખાનું | મુંબઈ |
| શ્રી તળાજા જૈન વિદ્યાર્થી ભવન | તળાજા |
| શ્રી ભાવનગર જૈન બાલવિદ્યાર્થી ભવન. | ભાવનગર |

શ્રી યશોવૃદ્ધિ જૈન બાલાશ્રમ — મહુવા

શ્રી કુંડલા જૈન વિદ્યાલય — કુંડલા

શ્રી પાલીતાણા જૈન દવાખાનું — પાલીતાણા

શ્રી વીશાશ્રીમાળી જૈન જ્ઞાતિ મંડળ તરફથી ચાલતી સસ્તા અનાજની દુકાન — મુંબઈ

શ્રી ભાવનગર જૈન જ્ઞાતિ તરફથી ચાલતી સસ્તા અનાજની દુકાન — ભાવનગર

શ્રી મહાવીર જૈન વિદ્યાલય — મુંબઈ

ઉપર મુજબ સંસ્થાઓમાં પોતાથી બનતો યથાશક્તિ ફાળો આપેલ છે. શ્રી તળાજા બાળ વિદ્યાર્થી ભવન તથા ભાવનગર જૈન બાળ વિદ્યાર્થી ભવનમાં કાર્યવાહક કમિટીમાં મેમ્બર છે. હાલમાં તેઓ મુંબઈમાં મીલ મશીનરી સ્પેરપાર્ટ બનાવવાની વર્કશોપ તથા સપ્લાયર તરીકે પોતાની લાઇનમાં અગ્રગણ્ય વેપારી તરીકે નામના ધરાવે છે.

આવા સંસ્કારી, ધર્મશ્રદ્ધાળુ કુશળ વેપારી શેઠ શ્રી ગિરધરલાલભાઈ આ સભાની કાર્યવ્યવસ્થા દેવ, ગુરુ, જ્ઞાનભક્તિ, સાહિત્યસેવા જોઈ, આ સભાના માનવંતા પેટ્રન થયા છે તેથી સભાની પ્રતિષ્ઠા વધતા ગૌરવ વધ્યું છે. આ સભા તેમનો આભાર માનવા સાથે પોતાનો આનંદ વ્યક્ત કરે છે.

ભાઈશ્રી ગિરધરલાલ દીર્ઘાયુ થાઓ અને ધાર્મિક, શારીરિક, આર્થિક સંપત્તિ વિશેષ વિશેષ પ્રાપ્ત કરી આત્મકલ્યાણ સાધો એમ પરમાત્માની પ્રાર્થના કરીએ છીએ.



# શ્રી આત્માનંદ પ્રકાશ.

—. પ્રકાશકઃ—શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર ...

વીર સં. ૨૪૭૫. | માહ | પુસ્તક ૪૬ મું.

વિક્રમ સં. ૨૦૦૫. | :: તા. ૧ લી માર્ચ ૧૯૪૯ :: | અંક ૭ મો.


## શ્રી સીમંધર જિનસ્તવન.

( અબ તેરે સિવા...કોન મેરા૦-એ રાહ. )

[ રાગ-ભૈરવી. તાલ-દાદરા. ]

( સ્થાઈ. )

સ્વામિ સીમંધરા...! દાસ અરદાસ સુનૈયા,
ભગવાન્ ! કરુનાસે તિરાલે મેરી નૈયા. સ્વામિ૦ ( ૧ )

[ અંતરા ]

મનવા ચહે મિલનકો, મીના જ્યું રામકો,
નૈના ચહે દેખનકો,-જ્યું ચકોર ચાંદકો;
જિનભક્તિ સુધા-પાન કરા, પ્યાસ બુઝૈયા,
ભગવન્ ! કરુનાસે તિરાલે મેરી નૈયા. સ્વામિ૦ ( ૨ )

અવતાર પાસ તેરે, યાચું સદા સબેરે,
ઓ નાથ ! મીલાને મુઝે, સીઝે જ્યું કાજરે;
નેમિ—લાવણ્યસૂરિ—દક્ષ આશ પુરૈયા,
ભગવાન્! ભગવાન્! ભગવાન ! તિરાલે મેરી નૈયા સ્વામિ૦ ( ૩ )

રચયિતાઃ—મુનિમહારાજ શ્રી દક્ષવિજયજી મહારાજ.

# શ્રી નેમિનાથ સ્તવન.

( રાજીમતીના પ્રેમોદ્‌ગાર. )

( રાગ–હમ જીકે ક્યા કરેગે જબ દીલ હિ તુટ ગયા. )

દુઃખ મારું ક્યાં સુણાવું, પ્રભુ ત્યાગી કેમ ગયા ?
પ્રભુ ત્યાગી કેમ ગયા ?......ટેક.

વિરહનું દુઃખ કારી, કયમ કુમળું ઉર સાંખે ?
કયમ કુમળું ઉર સાંખે ?
રાજીમતીનું હૈયું, દર્શન તમારું ઝંખે,
પ્રીત ત્યાગી કેમ ગયા ? ( ૨ )...દુઃખ૦ ૧

સારસની જોડ જેવી, નવ ભવની નાથ ! પ્રીતિ,
નવ ભવની નાથ ! પ્રીતિ,
અધવચમાં ત્યાગી જાવું, પ્રભુ ના એ સત્ય રીતિ,
વિરાગી કેમ થયા ? ( ૨ )...દુઃખ૦ ૨

તુજ વિના સર્વ સૂનું, આભૂષણ દુઃખકારી,
આભૂષણ દુઃખકારી,
ત્યાગીને સર્વ આવું, તુજ ચરણે પ્રેમ ધારી,
પ્રભુ નેમિ ચાહું દયા ( ૨ )...દુઃખ૦ ૩

ગિરનારે મોક્ષ પામ્યા, પામ્યા જે પૂર્ણતાને,
પામ્યા જે પૂર્ણતાને,
આનંદમયપદ તારી, સુશીલા રાજુલાને;
દેવેન્દ્ર પ્રમુગ્ધ થયા ( ૨ )...દુઃખ૦ ૪

મુનિમહારાજ શ્રી દેવેન્દ્રસાગરજી મહારાજ.

# કાળ–પ્રાબલ્ય.

વસંતતિલકા.

ઊગી કળી કુસુમકેરી સુકોમળી એ,
વેરે સુગંધ સ્મિત સાથ પ્રફુલ્લ થાતાં;
લેવા સુગંધ ચૂંટતો સુકુમાર ફૂલ,
ક્યાં પુષ્પ એ વિકસીને કરમાઇ જાતું. ૧

વેરી સ્વરશ્મિ અતિ તેજ ભરેલ ભાનુ,
આકાશમાં સરસ રંગ અતિ ઉમંગે;
દે જન્મ રમ્ય અતિ મેઘ ધનુષ્યને એ,
કિન્તુ થતું વિલીન થોડી ક્ષણો પછી તે. ૨

લીધો સુકુળ મહીં જન્મ સુદૈવયોગે,
માતા પિતા રીઝવતા અતિ પ્રેમ લાવી;
માણી મઝા જીવનકેરી પરંતુ રે ! રે !
છેલ્લી દશા મરણ માનવની જ થાય. ૩

લક્ષ્મી સ્વશૌર્ય અતિ તીવ્ર તણી કમાણી,
કીધી કરી જગ કમાઈ સુકીર્ત્તિકેરી;
તોયે ગયો ઘસડીને બળવાન કાળ,
દીધી મિલાવી વળી રાખમહીં જનોને. ૪

રચયિતાઃ—ગોવિંદલાલ ઠકલદાસ પરીખ.

# श्री नन्दीसूत्रमलयगिरीया वृत्तिमां आवता दार्शनिक साक्षिपाठोनां मूलस्थानो.

(३)

## સાક્ષિપાઠોના મૂલસ્થાનભૂત મુખ્ય ગ્રંથોનો પરિચય

(લેખક-મુનિરાજ શ્રી જમ્બૂવિજયજી મહારાજ)

(ગતાંક પૃષ્ઠ ૧૧૬ થી ચાલુ)

નં૦ મ૦ ૫૬ यदाह धर्मकीर्ति-"अपेक्षाया विशेषप्रतिलम्भलक्षणत्वात्' [ ] इति। આ ધર્મકીર્તિનું ગદ્યાત્મક વચન શામાં છે? એ શોધવાનું છે ન્યાયબિન્દુ તથા વાદન્યાય મેં જોયા, તેમાં તો નથી. હેતુબિન્દુમાં કદાચ હોય તો બનવાજોગ છે

નં૦ મ૦ ૫૭ "ऋग्गिरापूचच्चक्षु सामानि सामगिरो" [ ] મૂલસ્થાન શોધવાનું છે.

નં૦ મ૦ ૫૮ उक्तं च-"स्वयं रागादिमान् नार्थं वेत्ति वेदस्य नान्यतः। न वेदयति वेदोऽपि वेदार्थस्य कुतो गति ॥ १ ॥ तेनाग्निहोत्रं जुहुयात् स्वर्गकाम इति श्रुतौ खादेच्छ्वमांसमित्येष नार्थं इत्यत्र का प्रमा? ॥ २ ॥' [प्रमाणवा० ३। ३१७-३१८]

નં૦ મ૦ ૫૯ उक्तं च-"स्वर्गोर्वश्यादिशब्दश्च दृष्टोऽरूढार्थवाचकः। शब्दान्तरेषु तादृक्षु तादृश्येवास्तु कल्पना ॥ १ ॥" [प्रमाणवा० ३। ३२०]

નં૦ મ૦ ૬૦ उक्तं च-वान्ध्येय-खरविषाणतुल्यमपौरुषेयम्" [1][ ] શોધવાનું છે

નં૦ મ૦ પૃ૦ ૬૦ "ब्रह्मणोऽपत्यतामात्राद् ब्राह्मणो(ण्येऽ)तिप्रसज्यते। न कश्चिद् ब्रह्मतनोत्पन्नः क्वचिदिष्यते ॥ १ ॥" [वा० अल० पृ० २३]

નં૦ મ૦ ૬૧ आह च-"शिष्टैः परिगृहीतत्वाच्चेदन्योन्यसमाश्रयः। वेदार्थाचरणाच्छिष्टास्तदाचाराच्च स प्रमा ॥ १ ॥" [वा० अल० पृ० १९] વા૦ અલ૦ માં "सर्वागमसमानत्वाद् यागाद्यर्थक्रियात्मनः। न सर्वं कारणं तस्य तुल्ये वेदेऽपि किं न तत् ॥ १ ॥ न वेदादृतता शिष्टैरित्यन्योन्यसमाश्रयः। वेदार्थाचरणाच्छिष्टस्तदाचाराच्च स प्रमा ॥ २ ॥" આ પ્રમાણે બે શ્લોક છે

---

1 આ વચન હરિભદ્રસૂરિપ્રણીત ધર્મસાર પ્રકરણમાં હોવાનો સંભવ છે જુઓ હરિભદ્રસૂરિકૃત લલિતવિસ્તરા પૃ૦ ૪૯-૫૦ તથા તેનું ટિપ્પન

ન० મ० ૬૧ उक्तं च–"तीर्थप्रवर्तनफलं यत् प्रोक्तं कर्म तीर्थकरनाम । तस्योदयात् कृतार्थोऽप्यर्हंस्तीर्थं प्रवर्तयति ॥ १ ॥ तत्स्वाभाव्यादेव प्रकाशयति भास्करो यथा लोकम् । तीर्थप्रवर्तनाय प्रवर्तते तीर्थकर एवम् ॥ २ ॥" [ तत्त्वार्थकारिका ॥ ९ ॥ १० ॥ ]

ન० મ० ૬૨ "न सत्ता सदन्तरमुपैति" [ ] इति वचनात् ।

ન० મ० ૬૨ उक्तं च—"अविकलकारणमेकं तदपरभावे यदा भवन्न भवेत् । भवति विरोधः स तयोः शीत-हुताशात्मनोर्द्दष्टः ॥ १ ॥" [ धा० अलं० पृ० ४९७ ] વા० અલ० માં यदपरभावे પાઠ છે.

ન० મ० ૬૨ आह च प्रज्ञाकरगुप्तः–"वाध्यवाधकभावः कः स्यातां यद्युक्तिसंविदौ । तादृशोऽनुपलब्धेश्चेदुच्यतां सैव साधनम् ॥ १ ॥ अनिश्चयकरं प्रोक्तमीदृक्षानुपलम्भनम् । तन्नात्यन्तपरोक्षेषु सदसत्ताविनिश्चयौ ॥ २ ॥" [ प्रमाणवा० २।९४-९५ ] અહીં મલયગિરિ મહારાજે પ્રજ્ઞાકરના નામે આ બે શ્લોકો ઉધ્ધૃત કર્યા છે, પરંતુ વસ્તુતઃ એ પ્રમાણવાર્તિકના જ છે મલયગિરિ મહારાજે પ્રજ્ઞાકરનું નામ શાથી લખ્યું છે ? એ સમજાતું નથી વાર્તિકાલંકાર સહિત પ્રમાણવાર્તિક ગ્રંથમાં જોવાથી કદાચ આમ લખાઇ ગયું હોય તો બનવાજોગ છે આ પ્રમાણે આવશ્યકવૃત્તિમાં પણ એક સ્થળે બની ગયું લાગે છે. ત્યાં तथा चाहु. श्रीमल्लवादिनः–"संगह-विसेससंगह-विसेसपत्थारमूल-वागरणी । दव्वट्ठिओ य पज्जवणयो अ सेसा वियप्पासि ॥ १ ॥ [ આવશ્યકમલયગિરિ-વૃત્તિ પૃ. ૩૬ ]–આ પ્રમાણે મલયગિરિ મહારાજે લખ્યું છે, પણ વસ્તુતઃ આ સિદ્ધસેન-દિવાકરજીપ્રણીત સમ્મતિપ્રકરણના ૧ લા કાંડની ત્રીજી[1] ગાથા છે संगह-विसेससंगह-विसेस૦માં तित्थयरवयण પાઠ લેખકના હાથે પડી ગયો લાગે છે, અને संगह-विसेस પાઠ બેવડાયો લાગે છે; કેમ કે બેવડાયેલનો કશો અર્થ નથી જણાતો. ત્યાં પણ કદાચ એમ બન્યું હોય કે—મલ્લવાદિકૃતવૃત્તિવિભૂષિત સમ્મતિતર્કની ગાથા ઉદ્ધરતાં આમ લખાઇ ગયું હોય.[2]

ન० મ० પૃ. ૩૩ उक्तं चान्यैरपि—"न चास्पष्टावभासित्वादेव शब्दः प्रवर्तते । प्रत्यक्षदृष्टे स्तंभादावपि शब्दप्रवर्तनात् ॥ १ ॥ अयं स्तंभ इति प्राप्तमन्यथाऽस्याऽप्रवर्तनम् । न चास्पष्टावभासित्वमत्र ज्ञानस्य लक्ष्यते ॥ २ ॥ तथाऽन्यत्रापि शब्दानां प्रवृत्तिर्न विरुध्यते ।" [ धा० अलं० पृ २७१-२७२ ] અહીં વા० અલં૦માં उक्तं च—"सर्वासत्व(?)विकल्पस्य नास्त्यध्यक्षाद् विवेकिता । न चास्पष्टावभासित्वा...... ॥ १ ॥ ........॥ २ ॥...विरुध्यते ॥ ३ ॥"–આમ ત્રણ કારિકાઓ છે, પણ મલયગિરિ મહારાજે ધા० અલં૦માંથી આ અહીં ( ૨॥ ) શ્લોક ઉધ્ધૃત કર્યા લાગે છે.

ન० મ० પૃ ૩૪ उक्तं च—"प्रमाणपञ्चकं यत्र वस्तुरूपे न जायते । वस्त्वसत्तावबोधार्थं तत्राभावप्रमाणता ॥ १ ॥" [ मीमांसाश्लोकवार्तिक, अभावनिरूपण ॥ १ ॥ ] મી० શ્લો० વા૦ના બધા ગ્રંથોમાં वस्तुसत्तावबोधार्थं પાઠ છે બીજે પણ જ્યાં આ કારિકા

1 तित्थयरवयणसंगहविसेसपत्थारमूलवागरणी । दव्वट्ठिओ य पज्जवणओ य सेसा वियप्पासिं ॥ [ सम्मतितर्क १ । ३ ]

2 'मल्लवादिन'નું તો 'मल्लवादिन' નહિ થઇ ગયું હોય ???

ઉધ્ધૃત કરવામાં આવી છે ત્યાં પણ वस्तुसत्तावबोधार्थं પાઠ જ છે—અને વ્યાખ્યા પણ તે જ પ્રમાણે કરવામાં આવી છે. નં૦ મ૦ પૃ. ૨૮ માં પણ આ કારિકા ઉધ્ધૃત છે.

નં૦ મ૦ પૃ. ૩૬ आह च-" अशुच्यादिरसास्वादप्रसङ्गश्चानिवारितः ॥". [ વા૦ અલં૦ પૃ. ૧૧૮ ] વા૦ અલં૦માં ०स्वादसङ्गमश्चा० પાઠ છે.

નં. મ૦ પૃ. ૩૫ उक्तं च-" क्रमेण वेदनं कथम्" [ વા૦ અલં૦ પૃ. ૬૮૬૧ ] આ કારિકાંશ કુમારિલના મી૦ શ્લો૦ વા૦ માં ક્યાયે નથી. કદાચ કુમારિલની અનુપલબ્ધ બૃહટ્ટીકામા હોય તે કોણ જાણે. બીજે પણ જોવામાં નથી આવતો. માત્ર વા૦ અલં૦ માં क्रमेण वेदनेऽनादिवस्तुनो वेदनं कथम् ?। આ શ્લોકાર્ધ છે, તેને મલયગિરિ મહારાજે ટુંકાવીને ગોઠવ્યો હોય એ કદાચ બનવાજોગ છે, કેમ કે આ વાદમાં તેમણે વા૦ અલં૦ ની કારિકાઓનો પૂર્વપક્ષ તથા ઉત્તરપક્ષમાં છૂટથી ઉપયોગ કર્યો છે.

નં૦ મ૦ પૃ ૩૫ यदुच्यते भट्टेन-" सर्वज्ञोऽसाविति ह्येतत् तत्कालेऽपि बुभुत्सुभिः। तज्ज्ञानज्ञेयविज्ञानरहितैर्गम्यते कथम् ॥ १ ॥ " [ મી૦ શ્લો૦ વા૦ સૂત્ર-૨, શ્લોક ॥ ૧૩૪ ॥] કુમારિલભટ્ટ અહીં ભટ્ટ શબ્દથી અભિપ્રેત છે

નં. મ૦ પૃ૦ ૩૫ आह च- " एकदेशपरिज्ञानं कस्य नाम न विद्यते। न ह्येकं नास्ति सत्यार्थं पुरुषे बहुजल्पिनि ॥ १ ॥ " [ વા૦ અલં૦ પૃ૦ ૧૧૯ ] વા૦ અલં૦ માં बहुकल्पके પાઠ છે.

નં. મ૦ પૃ૦ ૩૬ उक्तं च-" शास्त्राद्यभ्यासतः शास्त्रप्रभृत्येवावगच्छतः। साकल्यवेदनं तस्य कुत एवागमिष्यति ॥ १ ॥ " [વા૦ અલં૦ પૃ૦ ૧૧૮] વા૦ અલં૦ માં वावगच्छतु। પાઠ છે.

નં. મ૦ પૃ૦ ૩૭ उक्तं च-" गरुत्मच्छायामृगयोर्लङ्घनाभ्याससम्भवे । समानेऽपि समानत्वं लङ्घनस्य न विद्यते ॥ १ ॥ " [ વા૦ અલં૦ પૃ૦ ૨૫૧ ] વા૦ અલં૦ માં भ्याससङ्गमे પાઠ છે.

નં. મ૦ પૃ૦ ૩૭ उक्तं च—" स्थितः शीतांशुवज्जीवः प्रकृत्या भावशुद्धया। चन्द्रिकावच्च विज्ञानं तदावरणमभ्रवत्[1] ॥ १ ॥ " [ ]

નં. મ૦ પૃ૦ ૨૮ उक्तं च—" [2]न चागमेन यदसौ विध्यादिप्रतिपादकः। अप्रत्यक्षत्वतो नैवोपमातस्यापि सम्भव." ॥ १ ॥ [ शास्त्रवार्ता० ॥ ५८२ ॥ ] શાસ્ત્રવાર્તા૦ માં नैवोपमाते नापि गम्यते પાઠ છે[3]

---

1 વિશેષાવશ્યકભાષ્ય કોટ્યાર્યવાદિગણિમહત્તરવિરચિત ટીકા ( પૃ. ૯૩ ) વગેરે ઘણે સ્થળે આ શ્લોક ઉધ્ધૃત છે.

૨ તુલના-"न चागमविधि. कश्चिन्नित्यसर्वज्ञबोधक ॥" तत्त्वसग्रह ॥३१८७॥, સર્વદર્શનસંગ્રહ પૃ. ૨૨

૩ મીમાંસાશ્લોકવાર્તિક કાશીથી ન્યાયરત્નાકર વ્યાખ્યા સાથે તથા ત્રિવેન્દ્રમસંસ્કૃત સીરીઝથી કાશિકા વ્યાખ્યા સાથે પ્રગટ થયું છે. મદ્રાસ યુનિવર્સીટિથી એક ભાગ ભટ્ટોમ્બેકકૃત વ્યાખ્યા

નં. મ૦ પૃ૦ ૨૯ "विरुद्धोऽसति बाधके" [ ] इति वचनात् । શોધવાનું છે.

નં૦ મ૦ પૃ. ૨૯ आह च प्रज्ञाकरगुप्तोऽपि-यदि विशेषविरुद्धतया क्षतिर्ननु न हेतुरिहास्ति न दूषितः । निखिलहेतुपराक्रमरोधिनी न हि न सा सकलेन विरुद्धता ॥ १ ॥ [મુ૦ વા૦ અલં૦ પૃ૦ ६१] મુ૦ વા૦ અલં૦ મા हास्ति तदुस्थितः-આવો છપાયેલો પાઠ ખોટો છે.

નં૦ મ૦ પૃ૦ ૨૯ उक्तं च—"तटस्थत्वेन वेद्यत्वे तत्त्वेनाऽवेदन भवेत् । तदात्मना तु वेद्यत्वेऽशुच्यास्वादः प्रसज्यते" ॥ १ ॥ [वा० अलं० पृ० ६८५] અહીં વા૦ અલં૦ માં रागितैव प्रसज्यते પાઠ છે

૨૯ तथा चाऽयमर्थोऽन्यैरप्युक्तः—यथा सकलशास्त्रार्थः स्वभ्यस्त प्रतिभासते । मतस्यैकक्षणेनैव तथाऽनन्तादिवेदनम् ॥ १ ॥" [वा० अलं० पृ० ६८६]

નં૦ મ૦ પૃ૦ ૨૯ आह च—"अतीन्द्रियानसंवेद्यान् पश्यन्त्यार्षेण चक्षुषा । ये भावान् वचनं तेषां नानुमानेन बाध्यते ॥ १ ॥" [वाक्यपदीय[1], काण्ड-१ कारिका ॥ ३८ ॥][1] પૂર્વાપરભાગની સાથે સરખામણી કરતા જણાય છે કે મલયગિરિ મહારાજે આ કારિકા વા૦ અલં૦ (પૃ૦ ૬૮૬)માંથી લીધી હશે. વા૦ અલંમાં પણ આ કારિકા આ સંબંધમાં જ છે.

---

સાથે તથા બાકીનો ભાગ જયમિશ્રકૃત શર્કરિકા વ્યાખ્યા સાથે અનુક્રમે મદ્રાસ યુનિવર્સીટિ સંસ્કૃત સીરિઝમાં ૧૩ તથા ૧૭ નંબર રૂપે પ્રગટ થયેલ છે. આ તેજ ભટ્ટ ઉમ્બેક છે કે જેનો કમલશીલે તત્ત્વસંગ્રહપંજિકા(પૃ. ૮૧૨)માં उम्बेकस्त्वाह આ પ્રમાણે તથા કર્ણકગોમિએ પ્રમાણવાર્તિક સ્વવૃત્તિ ટીકામાં (પૃ ૨૧, ૮૮, તથા ૪૬૭) उम्बेकस्त्वनाह વગેરે પ્રમાણે, તથા વાદી દેવસૂરિએ સ્યાદ્વાદરત્નાકરમાં (પૃ ૨૭૯) औंचकस्त्वेव व्याख्यातवान् આ પ્રમાણે ઉલ્લેખ કર્યો છે. શ્રી ગુણરત્નસૂરિએ ષડ્દર્શનસમુચ્ચયની બૃહદ્વૃત્તિમાં લખ્યું છે કે-मौंबेकः कारिका वेत्ति तन्त्र वेत्ति प्रभाकरः । वामनस्तूभय वेत्ति न किंचिदपि रेवणः ॥ १ ॥ (પૃ ૮) જયમિશ્રકૃત શર્કરિકાનો (પૃ. ૯૨) પણ વાદિ શ્રી દેવસૂરિએ સ્યાદ્વાદરત્નાકરમાં (પૃ. ૯૫૭) जयमिश्रः शर्करिकाया आह એ પ્રમાણે ઉલ્લેખ કર્યો છે. મદ્રાસથી છપાયેલી ટીકાઓ ઘણી જ પ્રાચીન છે. ઉમ્બેકની (સરસ્વતી ભવન સીરિઝ, કાશીથી પ્રકાશિત) એક ભાવનાવિવેક નામની પણ કૃતિ છે કે જેમાંની પ્રથમ सर्वगमो-हितापियो विविक्त धातुगोचरात् । भावात्मान न पश्यन्ति ये तेभ्यः स विविच्यते ॥ १ ॥ આ કારિકા સમ્મતિટીકામાં (પૃ. ૭૩૯) ઉધ્ધૃત છે.

૧ વાક્યપદીય પ્રસિદ્ધવૈયાકરણ ભર્તૃહરિની કૃતિ છે. આના ત્રણ કાંડ છે. સ્વોપજ્ઞવૃત્તિ અને તે ઉપરની વૃષભદેવ વિરચિત ટીકા સાથે ૧ લો કાંડ, તથા બાકીનો અર્ધો કાંડ પુણ્યરાજકૃત ટીકા સાથે રામલાલ કપૂર ટ્રસ્ટ સોસાયટી, લાહોરથી પ્રગટ થયેલ છે પહેલાં ૨, કાંડ પુણ્યરાજકૃત ટીકા સાથે તથા અર્ધો ત્રીજો કાંડ હેલારાજકૃત ટીકા સાથે કાશી, ચૌખમ્બાથી પ્રગટ થયેલ છે. બાકીનો અર્ધો ત્રીજો કાંડ હેલારાજકૃત ટીકા સાથે બે ભાગમાં ત્રિવેન્દ્રમ સંસ્કૃતસીરિઝ(નં. ૧૧૬) તથા ત્રાવણકોર યુનિવર્સીટિ સંસ્કૃતસીરિઝ(નંબર ૧૪૮)માં અનુક્રમે પ્રગટ થયો છે. આ ગ્રંથ વૈયાકરણોને ખાસ ઉપયોગી છે.

નં૦ મ૦ પૃ૦ ३१ उक्तं च—" जैनेश्वरे हि वचसि प्रमासंवाद ईक्ष्यते । प्रमाणबाधा त्वन्येषामतो द्रष्टा जिनेश्वरः ॥ " [ वा० અલં० पृ० ६८१. ? ? ] પ્રજ્ઞાકરગુપ્તે વા૦ અલં૦ મા "तथागते हि वचसि प्रमासंवाद ईक्ष्यते । प्रमाणबाधा त्वन्येषामतो द्रष्टा तथागतः ॥ १ ॥ "—આ પ્રકારની કારિકા લખી છે મલયગિરિમહારાજે તથાગતના સ્થાને जिनेश्वर શબ્દ ગોઠવવા જેટલું ઘટતું પરિવર્તન કર્યું છે.

નં૦ મ૦ પૃ ३१ तथा चोक्तम्-" समानविषया यस्माद् बाध्य-बाधकसंस्थितिः । अतीन्द्रिये च संसारिप्रमाणं न प्रवर्तते ॥ १ ॥ " [ वा० અલં० पृ० ६८१ ] અહીં વા૦ અલં૦ મા कतास्थितिः । પાઠ છે.

નં૦ મ૦ ३१ आह च—" वीतरागस्य न सुखं योषिदालिङ्गनादिजम् । वीतद्वेषस्य च कुतः शत्रुसेनाविमर्दजम् ॥ १ ॥ वीतमोहस्य न सुखमात्मीयाभिनिवेशजम् । ततः किं तादृशा तेन कृत्यं मोक्षिण जन्मिनाम् ॥ २ ॥ " [ वा० અલં० पृ. ६८३ ] અહીં વા૦ અલંમા न वीतरागस्य तथा वीतद्वेषस्य तु પાઠ છે.

નં૦ મ૦ પૃ. ३३ उक्तं च—" रूपातिशयपाशेन विवशीकृतमानसा । स्वां योषितं परित्यज्य रमन्ते योषिदन्तरे ॥ १ ॥ " [ वा० અલં० पृ. २८३ ] અહીં વા૦ અલં૦માં योषितं तिरस्कृत्य कामिनो... ॥-આવો પાઠભેદ છે.

નં૦ મ૦ ३५ आह च—" यः पश्यत्यात्मानं तत्राऽस्याऽहमिति शाश्वतः स्नेहः । स्नेहात् सुखेषु तृष्यति । तृष्णा दोषांस्तिरस्कुरुते ॥ १ ॥ गुणदर्शी परितृष्यन् ममेति तत्साधना न्युपादत्ते तेनाऽऽत्माभिनिवेशो यावत् तावत् स संसारे ॥२॥ " [ प्रमाणवा० । २१९-२२० ]

નં૦ મ૦ પૃ૦ ३६ उक्तं चान्यैरपि—" अवस्थिता हि वास्यन्ते भावा भावैरवस्थितैः॥" [ मीमांसा श्लो० वा०, निरालम्बनवाद, ॥ १८५ ॥ ] मु० वा० અલં० માં પણ ખંડન માટે આ કારિકા ઉદ્ધરવામાં આવી છે ( પૃ ૨૧ ).

નં૦ મ૦ ३६ उक्तं च—" वास्य-वासकयोश्चैवमसाहित्यान्न वासना । पूर्वक्षणैरनुत्पन्नो वास्यते नोत्तर क्षणः ॥ १ ॥ " [ मीमांसा०श्लो०वा०, निरालम्बनवाद ॥ १८२ ॥ ]

નં૦ મ૦ પૃ. ३७ " भूतिर्येषां क्रिया सैव कारकं सैव चोच्यते ॥ " [ ] इति वचनात् । સંપૂર્ણ કારિકા આ પ્રમાણે છે—क्षणिकाः सर्वसंस्काराः अस्थिराणां कुतः क्रिया । भूतिर्येषां क्रिया सैव कारकं सैव चोच्यते ॥ १ ॥-આ કારિકા અનેક સ્થળે ઉધ્ધૃત કરેલી જોવામાં આવે છે નં૦ મ૦ પૃ૦ ३१५માં પણ છે

३७ " नाऽकारणं विषयः " [ ] इति वचनात् ।[1]

નં૦ મ૦ પૃ ३७ आह च भवदाचार्योऽपि धर्मकीर्तिर्ज्ञाननयप्रस्थाने-" सर्वात्मना हि

१ તુલના-' न हि बुद्धेरकारणं विषयः ' इत्येतत् प्रतिव्यूढम्-लघीयस्त्रयस्वोपज्ञविवृत्ति ॥ ४४ ॥

# સાંપ્રદાયિકપણું અને કર્તવ્ય

(ડભોઇ શ્રી યશોવિજય જૈન સેવાસદનના આશ્રયે વ્યાયામશાળાના ચોગાનમાં જાહેર સભા તા. ૧૬-૧-૪૯ ના રોજ બપોરના મળી જેમાં જૈન સાહિત્યના પ્રખર સંશોધક મુનિવર્ય શ્રી પુણ્યવિજયજીએ સાંપ્રદાયિકપણું અને કર્તવ્ય અંગે જે વક્તવ્ય આપ્યું તે સમાજને પ્રેરણાદાયી હોઇ આ નીચે આપેલ છે.)

સંપ્રદાય એ માનવીને સ્થિર થવાનું વિશ્રાંતિસ્થાન છે. ધર્મના અનુયાયીઓ જગતના વિજ્ઞાનનો તેટલી જ ઝડપથી જો અભ્યાસ નહિં કરે તો કૂવામાંનો દેડકો જેમ રાજહંસની વાતથી આશ્ચર્ય પામ્યો તેમ થાય તો નવાઇ નહીં લાગે. પોતાની વસ્તુ મૂકવા, ખાવા, બેસવા માણસ જેમ ઘર બાંધીને રહે છે તેમ માણસ માટે પોતાને જ્ઞાન મેળવવાનું સ્થાન સંપ્રદાય છે.

આર્ય સંસ્કૃતિ ત્રણ વિભાગમાં વહેંચાયેલી છે.-(૧) જૈન-(૨) વૈદિક (૩) બૌદ્ધ-ભારતવર્ષની એ પુરાણી સંસ્કૃતિને જીવંત રાખનાર મહાપુરૂષ મહાત્મા ગાંધી હતા. અત્યારે એવા પુરુષો ઘણા ઓછા વિદ્યમાન છે. ભારતની પુરાણી અસ્મિતા આજે નાશ પામી છે.

રાષ્ટ્રીય સરકાર ધર્મનું નામ ન લેવું એવો કાયદો કરવા વિચાર રાખે છે એમ સંભળાય છે. જો એમ થશે તો તત્વજ્ઞાનના જુદા જુદા પ્રવાહો નાશ પામશે અને આપણા ઋષિ મહર્ષિઓનું નામ નિશાન નહિ રહે. ધર્મ જેવી વસ્તુ પણ ગૌણ થઇ જશે તો રાજદ્વારી વાતાવરણ નબળું અને શુષ્ક પડી જશે એમ નક્કી માનજો.

સર રાધાકૃષ્ણ ધર્મના જ વ્યાખ્યાનો આપે છે. તેઓ કહે છે કે-જે માણસ પોતાની પૂર્વ સંસ્કૃતિનું જ્ઞાન ન મેળવે તે કદી જીવી શકતો નથી.

સર રાધાકૃષ્ણ જેવા વિદ્યાપીઠના ચાન્સેલર અને કેળવણીના નિર્માતાને પણ ભારતવર્ષ સાચા સ્વરૂપે ન ઓળખી શક્યું એ આશ્ચર્ય છે.

જ્યારે યુરોપના દેશોએ તેની ઓળખ આપી અને તેઓ જ્યારે પરદેશમાં અત્યંત પૂજનિક થયા ત્યારે આપણે પણ તેમનું તત્વજ્ઞાન ન સમજી શક્યા આનું કારણ એ છે કે જ્ઞાનનો પ્રવાહ આપણામાંથી સુકાઇ ગયો છે અને તેમાએ

---

सारूप्ये ज्ञानमज्ञानतां व्रजेत् । साम्ये, केनचिद्दर्शन सर्वे सर्वस्य वेदनम् ॥ १ ॥ " [प्रमाणवा० २। ४३५] પ્રમાણવાર્તિકમાં વિજ્ઞાનાદ્વૈતના નિરૂપણ પ્રસંગમાં આ કારિકા છે. મનોરથનન્દિની વૃત્તિમાં થોડો પાઠભેદ છે, પણ વા૦ અલં૦માં આ પ્રમાણે જ પાઠ છે. માત્ર स्यात् सर्वं सर्ववेदनम्-આટલો ભેદ છે.

ન૦ મ૦ પૃ. ३६ आह च प्रज्ञाकरगुप्त—"वासनेति हि पूर्वविज्ञानजनितां शक्तिमामनन्ति वासनास्वरूपविदः ।" [मुद्रित वा० अलं० पृ. १८, पंक्ति ११].

ન૦ મ૦ પૃ. ३६ यदुच्यते प्रज्ञाकरगुप्तेन—"दीर्घकालसुखादृष्टाविच्छा तत्र कथं भवेत् ।" [वा० अलं० पृ. ३४२] વા૦ અલં૦માં इष्टेरिच्छा-પાઠ મળે છે.

આપણો ગુજરાત જ્ઞાનની દૃષ્ટિએ સૌથી પછાત પ્રદેશ છે,

દુનિયામાં પડતાને બચાવે તેનું નામ ધર્મ પણ પડતાને પાટું મારે તે ધર્મ ન કહેવાય. દરેક ધર્મમાં તત્ત્વજ્ઞાનના પ્રવાહો એક સરખા છે. દરેક ધર્મને બીજા ધર્મોથી અવલંબનની જરૂર છે.

જૈનધર્મ, વેદધર્મ, બૌદ્ધધર્મના પંડિતોને પોતાના ધર્મનું જ્ઞાન મેળવવા પરદેશ જવું પડે તે તો આપણે ડૂબી મરવા જેવું છે. આપણો અભ્યાસ નથી માટે આમ બને છે. ઘણા યુરોપિયનોએ આપણા ધર્મના-પુસ્તકોનો અભ્યાસ કર્યો છે. અને તેમણે કેટલાયે શબ્દોના અર્થો શોધ્યા છે. હિન્દુસ્તાનમાં આજે ૫૬ લાખ સાધુઓ અને ભિક્ષુકો છે. જો તેઓ ધર્મનું રહસ્ય સમજી નીતિમાર્ગનો ઉપદેશ કરે તો આ વિષમ પરિસ્થિતિમાંથી આપણે જલદી ઊગરી જઈએ. દુનિયા બધી સ્વાર્થમા પડી છે. વેપારીઓએ કાળા બજાર કર્યા, અમલદારોએ લાંચ રૂશ્વત લેવામાં માજા મૂકી માટે આ કંટ્રોલની દુનિયા આવી છે પણ આપણી ફરજ પારાશી ધર્મની આપણે સમજીએ તો આ કંટ્રોલ ઝટ ઊડી જાય એમ છે. આપણો સમાજ આજે યુરોપના સમાજ કરતાં ૨૦૦ વર્ષ પછાત છે. ડૉકટર કે વૈદ્યની સલાહથી. જેમ આપણે પરેજી પાળીએ છીએ તેમ આપણી પ્રાચીન સંસ્કૃતિના ઘડતર માટે પણ આપણે અશુદ્ધ સ્વાર્થી મનોદશાના ત્યાગની જરૂર છે.

આપણે ધર્મ માટે અંદરોઅંદર લડતા જઇશું તો આપણી પડતી થવાની છે. યુરોપે છેલ્લા ૪૦ વર્ષમાં પરસ્પર ઘર્ષણ કરીને પોતાની શક્તિ વધારી કે ખોઇ ? હિટલર, મુસોલીની અને સ્ટેલીનની સરદારી નીચે લાખો માણસો યુદ્ધમાં કપાઈ ગયા અને ખપી ગયા, શાને લીધે ? વિજ્ઞાનને લીધે. પ્રાચીન સમયમાં ઑમ્બ, રેડીયો, ટેલીવીઝન જેવી શોધ ન હતી. પ્રજા પોતાનું કર્તવ્ય ભૂલી ગઇ છે.

યુરોપની પ્રજા જડવાદ તરફ જાય છે, ત્યાં આત્મા કે જીવ વસ્તુ નહિ દેખાય. આત્મવાદ શું છે તેનો તે અર્થ સમજતા નથી. જ્યારે આપણે ત્યાં આત્મધર્મ અને બાહ્યધર્મ તથા નીતિધર્મનું સંપૂર્ણ જ્ઞાન આપણા ધર્મ પુસ્તકો આપે છે.



# ક્રિયાશુદ્ધિદ્વારા જ્ઞાનયોગ તદ્દ્વારા મુક્તિ.

( લેખકઃ મુનિરાજશ્રી પુણ્યવિજયજી [ સંવિજ્ઞપાક્ષિક ] )

ક્રિયાશુદ્ધિના-૧ પ્રણિધાન-સાધ્યના લક્ષપૂર્વક ચિત્તએકાગ્રતા, ૨ પ્રવૃત્તિ-સાધન-ક્રિયામા પ્રવૃત્તિ, ૩ વિઘ્નજય-મોક્ષમાર્ગની પ્રવૃત્તિમા આવતા અશુભ ભાવરૂપ જઘન્ય-મધ્યમ-ઉત્કૃષ્ટ વિઘ્નોનો ( દોષોનો ) જય, ૪ સિદ્ધિ-દોષોનો જય કરી આરંભેલ ધર્મવ્યાપારોની સિદ્ધિ અને ૫ વિનિયોગ-ધર્મવ્યાપારોની સિદ્ધિરૂપ અહિંસાદિ ધર્મનું અન્ય ભવ્ય જીવોને પૂર્ણ દાન. એ રૂપ પાંચ આશયો છે. આનું વિશેષ સ્વરૂપ ભ. હરિભદ્રસૂરિકૃત ષોડશક ગ્રંથથી જાણવું.

ઉપર્યુક્ત આશયો હોય તો જ ક્રિયા શુદ્ધ બને છે. અને સાનુબંધ ( પરંપરાયુક્ત ) બને છે. તે આશય આત્મિક વિશુદ્ધિ જન્ય છે. એ વિશુદ્ધિ કર્મના ક્ષય અથવા ક્ષયોપશમજનિત આત્માની વિશિષ્ટ પરિણતિરૂપ છે. આવી વિશિષ્ટ પરિણતિ-આત્માની ઉપયુક્તતા તે 'ભાવ' કહેવાય છે. ભાવ એટલે જ આશયો, એ ભાવ વિશુદ્ધ ધર્મરૂપ છે. વિશુદ્ધ ધર્મ અનૌપધિક હોઈ કર્મના સાક્ષાત્ ક્ષયમાં કારણભૂત છે. એટલું ધ્યાનમાં રાખવું કે ક્રિયાશુદ્ધિમા જ્ઞાન ગૌણરૂપે ગર્ભિત જ હોય છે.

નિશ્ચયથી ધર્મ તેને કહેવાય છે કે-જેના યોગે આત્મા વિશુદ્ધ થાય. એ વિશુદ્ધિ આ આશયોદ્વારા થાય છે, માટે આ આશયો-ભાવો જ સાક્ષાત્ ધર્મરૂપ છે.

એટલા જ માટે પુષ્ટિ શુદ્ધિએ કરી અલંકૃત વિશુદ્ધ ચિત્તને જ કોઇ કોઇ સ્થળે નૈશ્ચયિક ધર્મરૂપે વર્ણવવામાં આવેલ છે ભ હરિભદ્રસૂરિકૃત ષોડશક ગ્રંથમાં ધર્મનું લક્ષણ 'चित्तप्रभवो धर्मः' બતાવ્યું છે. તેનો વિસ્તરાર્થ એ છે કે-મનથી ધર્મ, ધર્મથી ક્રિયા તથા ક્રિયાના આધારથી ભવનિર્વેદાદિ કૃત્યોનો જન્મ થાય છે માટે 'ચિત્તપ્રભવો ધર્મઃ' એ રીતે ધર્મનું લક્ષણ જાણવું. ચિત્ત-મનથી જે ઉત્પન્ન થાય તે ધર્મ, કારણ કે વિધિ પ્રતિષેધરૂપ ક્રિયા મનથી જ પ્રવર્તે છે અને આ ક્રિયા તે તો કાર્યરૂપ છે તથા ક્રિયારૂપી કાર્યનું અધિકરણ સ્થાન શરીર જ છે. એ પ્રમાણે ક્રિયાપ્રેરક મન શરીર આશ્રયી છે. એટલે પુષ્ટિ-શુદ્ધિએ કરી યુક્ત જે ભાવ મન તેની જે પ્રવૃત્તિ તે જ ધર્મ જાણવો.

ચિત્ત દ્રવ્ય ભાવ એમ બે પ્રકારનું છે. આત્મા ઔદારિક આદિ સ્થૂલ દેહના પ્રયત્નથી વિવિધ વિકલ્પો-વિચારો કરવા માટે મનોવર્ગણાના દ્રવ્યોને ગ્રહણ કરે છે, જે દ્રવ્યવડે આત્મા અનેક પ્રકારના વિચારો કરે છે તે 'દ્રવ્યમન' અને વિચારરૂપ અથવા વિચારકર્તા આત્મા તે 'ભાવમન.' દ્રવ્યમન પુદ્ગલસ્વરૂપી હોવાથી પુષ્ટિ શુદ્ધિ દર્શાવવામા કાંઇ તત્ત્વ નથી. માત્ર વિચારરૂપ જે ભાવમન જ પુષ્ટિ શુદ્ધિ કર્મનાશ દ્વારા થવાથી વિચારરૂપ, ભાવમન ગ્રહણ કર્યું છે, રાગાદિ મલવિકાર દૂર થવાથી ચિત્તની પુષ્ટિ શુદ્ધિ થાય છે, પરંતુ રાગાદિ વિકારવાન ચિત્તના અભિપ્રાયપૂર્વક જે ક્રિયા વ્યવહાર તે અહીં ધર્મ તરીકે સ્વીકાર્ય નથી.

ઉપર્યુક્ત આશયોના યોગે ચિત્તરૂપ ધર્મની




લે-વ્યા. કા. તીર્થમુનિ પૂર્ણાનન્દવિજય (કુમારશ્રમણ)

(ગતાંક પૃષ્ઠ ૯૪ થી)

શંકા-અનન્તવિજ્ઞાનત્વ તો સામાન્ય કેવળીમા પણ હોય છે? (સમાધાન) એટલે જ મહાવીરને સામાન્ય કેવળીઓથી જુદા કરવા માટે શ્રી વર્ધમાન વિશેષ્યપદની પણ વિશેષણરૂપે વ્યાખ્યા કરવી જોઇએ તે આ પ્રમાણે—

શ્રી થી ૩૪ અતિશયની સમૃદ્ધિનુ અનુભવાત્મકરૂપી જે ભાવ આર્હન્ત્ય તેનાથી વધતા! અર્થાત્ અતિશયોથી વધતા, વારૂ અતિશયોની સંખ્યા તો ૩૪ પરિમિત છે તો પછી અતિશયોથી વધતા એમ શા માટે કહેવુ પડ્યુ?

એના જવાબમા નિશિથચૂર્ણિ આગમમા, ભગવાનના ૧૦૦૮ સંખ્યાવાળા બાહ્ય લક્ષણો ઉપલક્ષણથી કહ્યા છે. અને અન્તરંગ લક્ષણો તો અનન્ત કહ્યા છે, માટે ૩૪ અતિશયોથી વધતા એમ કહેવામા કંઇ પણ દોષ નથી એટલા માટે મહાવીરને શ્રી વર્ધમાન વિશેષણ ઠીક છે!

---

પુષ્ટિ થાય છે અને પરિણામે શુદ્ધિ થાય છે જે આશયપૂર્વક આચરતા અનુષ્ઠાનોથી પુણ્યબંધ થયા તે 'પુષ્ટિ' અને અશુભ કર્મની નિર્જરા થાય તે 'શુદ્ધિ' કહેવાય છે અર્થાત્ શુભ કર્મનો ઉપચય તે પુષ્ટિ અને અશુભ-પાપ કર્મનો ક્ષય થવાથી ચિત્તની નિર્મળતા તે શુદ્ધિ જાણવી

વિશુદ્ધ આત્મા કર્મબંધથી મુક્ત થઇ સિદ્ધ બને છે એટલે જ સાક્ષાત્ સાધનોમા આ આશયોની વ્યાપકતા છે એ આશયો વિના આચરાતી આવશ્યકાદિક-સામાયિક, પ્રતિક્રમણ દાન, શીલ, તપ, દેવવંદન, પૂજા, કાયોત્સર્ગ, ધ્યાન વિગેરે પ્રત્યેક ક્રિયા દ્રવ્યરૂપ હોઇ તુચ્છ છે તથા કાયક્લેશપ્રદ હોઇ નિરર્થક છે એટલુ જ નહિ બલ્કે અનર્થકર પણ થઇ જાય એ ષોડશક ગ્રંથમા સ્પષ્ટ છે

આ આશયોની પ્રાપ્તિની યોગ્યતાનુ સ્થાન અપુનર્બંધક દશા છે તે વિના કોઇ પણ જીવ આ આશયોને પ્રાપ્ત કરી શકતો નથી વાસ્તવિક તો સંયમી જ આ આશયોને પામી શકે છે સમ્યગ્દૃષ્ટિ પણ ઔપચારથી આ આશયોને પ્રાપ્ત કરી શકે છે પરંતુ ઉપચારથી સર્વ ગુણસ્થાનકનુ આદિમ સ્થાન હોઇ અપુનર્બંધક પણ આ આશયોને પરંપરાએ પામી શકે છે સિવાય બીજા જીવો બહુલ સંસારી હોવાથી આ આશયોને પ્રાપ્ત કરી શકતા નથી, કારણ કે તેઓ ચરમાવર્ત્ત-છેલ્લા પુદ્ગલપરાવર્તમા નથી, અચરમાવર્તમા જીવો પ્રાય ભવાભિનંદી હોય છે એ કાળમા આત્માનો કર્મ અભિભવ કરે, પરંતુ ચરમાવર્તમા જીવ કર્મનો અભિભવ કરે છે ચરમાવર્તને ધર્મનો યૌવનકાળ અથવા તો 'નવનીત કાળ' માનવામા આવ્યો છે, જ્યારે બાકીના પુદ્ગલ પરાવર્તોને બાલ્યકાળ અથવા 'તૃણ કાળ' માનવામા આવ્યો છે. એટલેજ એઓમા તાત્વિક ધર્મપ્રાપ્તિની યોગ્યતા જ નથી એથી જ એવા જીવોના પ્રશમાદિ ગુણને પણ ભગવત આજ્ઞારુચિ નહિ થએલી હોવાના કારણે ગુણાભાસરૂપ છે

—

શંકા—અતીવદોષતા તો ઉપશાન્ત મોહ ગુણસ્થાનમાં રહેતાં જીવોને પણ હોય છે?

સમાધાન—એટલા માટે ક્ષીણમોહ નામના ૧૩ મેં અપ્રતિપાતિ ગુણસ્થાનમાં રહેતાં જીવના ગ્રહણ કરવા માટે જિન આ પ્રમાણે વિશેષણ મૂક્યું. રાગાદિને મૂળથી ઉખેડી દેવાથી જિન કહેવાય છે.

શંકા—અનાદ્યેયસિદ્ધાન્તતા શ્રુતકેવળીમાં પણ હોય છે કારણ કે શ્રુતકેવળી પણ શ્રુતના આધારે તમામ પદાર્થોને જાણે છે.

સમાધાન—શ્રુતકેવળીનો પરિહાર કરવા માટે મહાવીરને આપ્ત મુખ્ય આ પ્રમાણે વિશેષણ લગાડ્યું. આપ્ત શબ્દ આપ્તિ શબ્દ ઉપરથી બનેલ છે. રાગદ્વેષ મોહ વિગેરેનો નિશ્ચય કરી સર્વથા ક્ષય તેને આપ્તિ કહે છે. તે આપ્તિ જેમાં છે તે આપ્ત કહેવાય છે. એવા આપ્તોમા પણ મુખ્ય મહાવીર પ્રભુ છે. જેમ સર્વ અંગોમાં મુખ પ્રધાન છે. શ્રુતકેવળી રાગદ્વેષ સહિત હોય છે માટે તેઓ આપ્ત નથી.

શંકા—અમર્ત્યપૂજ્યતા તો સાધારણ મુનિઓમાં પણ હોય છે કે જેઓ ગુરુના ઉપદેશ પ્રમાણે તપશ્ચર્યાદિ અનુષ્ઠાન કરે છે તો પછી મહાવીરમાં શાની વિશેષતા રહી?

સમાધાન—એટલા જ માટે સાધારણમુનિઓથી અલગ કરવા માટે મહાવીરને સ્વયમ્ભૂ આ પ્રમાણે વિશેષણ લગાડ્યું છે. તે આ પ્રમાણે—સાધારણ મુનિઓ ગુરુના ઉપદેશની અપેક્ષા રાખે છે, જ્યારે મહાવીર પરોપદેશની અપેક્ષા રાખ્યા વગર સ્વયંબુદ્ધ છે.

એવા મહાવીરની સ્તુતિ કરવા માટે હું (હેમચન્દ્રાચાર્ય) યત્ન કરીશ.

શંકા—આચાર્યશ્રીજીએ સ્તુતિનો આરમ્ભ કરી દીધો છે, છતાં યતિષ્યે ભવિષ્યકાલનો પ્રયોગ શા માટે?

સમાધાન-આચાર્યશ્રીનો અભિપ્રાય **યતિષ્યે** આ પ્રમાણે ભવિષ્ય કાલનાં પ્રયોગથી, યોગિઓને પણ અશક્ય અનુષ્ઠાનવાળા ભગવાનના ગુણસ્તવનમાં પોતાની શ્રદ્ધા જ અસાધારણ કારણ છે એમ બતાવતાં યત્ન કરવો મારા આધીન છે, નહિ કે ફલપ્રાપ્તિ, અર્થાત્ હું પ્રભુની સ્તુતિ બરાબર કરી શકીશ કે નહિ એટલા જ માટે ભવિષ્યકાલનો પ્રયોગ કર્યો છે.

**અહમ્** પદથી બીજાનો ઉપદેશ અથવા કોઈનું અનુકરણ કર્યા વગર મારી શ્રદ્ધાથી જ આ સ્તુતિ કરું છું.

અથવા હેતુ હેતુમદ્ભાવથી આ શ્લોકની વ્યાખ્યા આ પ્રમાણે છે.

જે કારણથી સમ્પૂર્ણ કર્મનો ક્ષય થવાથી ઉત્પન્ન થયેલ અનન્તચતુષ્ક (અનંતજ્ઞાન-અનન્તદર્શન, અનન્ત ચારિત્ર અને અનન્તવીર્ય) રૂપી સંપત્તિથી વધે છે એટલે જ અનન્તવિજ્ઞાનનાં ધારક છે. યદ્યપિ પ્રભુ મહાવીરની અનન્તચતુષ્કરૂપી સંપત્તિની ઉત્પત્તિ પછી સર્વ કાલમાં તે અનન્તચતુષ્ક સરખા રહે છે, ઘટતાં વધતાં નથી છતાં સર્વ કાલ સાથે રહેવાથી જ્યારે તે ઘટતાં નથી તો પછી ઉપચારથી વધે છે એમ કહેવામાં દોષ નથી. અનન્તચતુષ્કની ઉત્પત્તિમા અનન્તવિજ્ઞાન સમાઇ જાય છે તેમ છતાં અનન્તવિજ્ઞાન વિશેષણ પરોપકારમાં સાધકતમ હોવાથી બીજા ત્રણ (અનન્તદર્શન, અનન્તચારિત્ર, અનન્તવીર્ય)થી આમાં વિશેષતા છે એમ ધારીને અનન્તવિજ્ઞાન શબ્દ મૂક્યો છે.

શંકા—જેવી રીતે ભગવાનનું અનન્તવિજ્ઞાન પર માટે છે એવી રીતે કેવળદર્શન જેવું

# શ્રી યશોવિજયજીકૃત વાસુપૂજ્ય જિન સ્તવનનું વિવેચન.

વિવેચકઃ—

ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા, એમ. બી. બી. એસ.

પ્રભુના પરમ અદ્‌ભુત ગુણમય સ્વરૂપની જેના મન પર જાદુઈ અસર ઊપજી છે, અને તેથી જેને તે પ્રભુ પ્રત્યે પરમ પ્રેમ પ્રગટ્યો છે, એવા ભક્ત કવિ **યશોવિજયજી** પરમ પ્રેમાવેશથી ગાય છેઃ—

સ્વામી તુમે કાંઈ કામણ કીધું,
ચિતડું હમારું ચોરી લીધું;
સાહિબા વાસુપૂજ્ય જિણંદા!
મોહના વાસુપૂજ્ય જિણંદા!
અમે પણ તુમશું કામણ કરશું,
ભક્તે ગ્રહી મન-ઘરમા ધરશું. સાહિબા. ૧.

**અર્થઃ**—હે સાહેબ વાસુપૂજ્ય જિણંદ! હે મોહન વાસુપૂજ્ય જિણંદ! હે સ્વામી! તમે કાંઇ અજબ કામણ-વશીકરણ-જાદુ કર્યું છે! ને અમારું ચિત્ત ચોરી લીધું છે-હરી લીધું છે! અમે પણ સામું તમારા પર કામણ-વશીકરણ-જાદુ કરશું, અને તમને ભક્તિથી ગ્રહી મન-ઘરમાં ધારણ કરશું, મનોમંદિરમાં પધરાવશું.

**વિવેચનઃ**—જિનો એટલે રાગ-દ્વેષ-મોહ વગેરે અંદરના શત્રુઓ જેણે જીત્યા છે એવા વીતરાગ સત્ પુરુષો, તેઓમાં ઈંદ્ર-ઉત્તમ-શ્રેષ્ઠ, એવા હે વાસુપૂજ્ય જિણંદ! જિનેશ્વર પોતાના મોહને હણનારા, અદ્‌ભુત સ્વરૂપથી મોહ ઉપજાવનારા, એવા હે મોહન વાસુપૂજ્ય જિણંદ! આત્મસ્વરૂપના સ્વામી એવા હે ત્રિભુવન સ્વામી! સાહેબ! તમે અમારા ઉપર કાંઇ અજબ, આશ્ચર્યકારી, અદ્‌ભુત કામણ કર્યું છે, કોઈ ન કહી શકાય એવું જાદુ કર્યું છે, વશીકરણ કર્યું છે, અને અમારા ચિત્તને તમે ચોરી લીધું છે, હરી લીધું છે. જેના પર કામણ કરવામાં આવે છે, તે પછી તે કામણ કરનારને જ દેખે છે, તેમ હે મન-મોહન સ્વામી! તમે પણ અમારા ઉપર એવું અજબ કામણ કર્યું છે કે અમે હવે તમને જ દેખીએ છીએ; તમારા અનુપમ ગુણ સ્વરૂપે અમારા પર એવી ભુરકી આંજી છે કે અમારું ચિત્ત તમારું જ દર્શન કરે છે! અમે પણ સામું બદલામાં તમારા પ્રત્યે કામણ કરશું, તમારા પર જાદુ-વશીકરણ કરશું, તમને વશ કરશું, અને તમને ભક્તિવડે ગ્રહીને-ગ્રહણ કરીને મનરૂપી ઘરમાં ધારણ કરશું! હે પ્રભુ! તમે જેમ અમને વશ કરી લીધા તેમ અમે પણ તમને વશ કરી લઇશું! અને ભક્તિના પાશથી-બંધનથી તમને ગ્રહીને-

---

બીજું નામ અનન્તદર્શન પણ પર માટે જ છે! કારણ કે કેવળજ્ઞાન અને કેવળદર્શન આ ક્રમથી જ પ્રાપ્ત થયેલ સામાન્ય વિશેષાત્મક પદાર્થસમુદાય પ્રભુ બીજાને કહે છે, તો પછી અનન્તદર્શન પદ શા માટે ન મૂકવું?

સમાધાન—અનન્તવિજ્ઞાનમાં જે વિજ્ઞાન શબ્દ પડેલ છે તેનાથી અનન્તદર્શનનો પણ સંગ્રહ થઈ જાય છે.

પકડીને, તમે અમારા ચિત્તની ચોરી કરી એ ગુન્હાના બદલામાં, અમારા મનરૂપી ઘરમાં તમને કેદ કરશું! બ દિવાન બનાવશું! અથવા મનનું હરણ કરનારા તમે 'મનોહર'-સુંદર હોવાથી, તમને પરમ ભક્તિથી ગ્રહણ કરી, અમે અમારા સુંદર મનોમંદિરમાં પધરાવશું.

આમ ત્રણે ભુવનના સ્વામી જે ભગવાન્ જિનેશ્વર, તેને પણ વશ કરવાની હિંમતભરી વાત ખૂબીથી અહીં કવિએ કરી છે. પરમ પ્રેમથી તે પ્રભુને કહે છે કે-તમે જશો ક્યાં? અમે તમારા પર ભક્તિનું એવું તો ભૂરકું કરશું અને પ્રેમબંધનથી તમને એવા તો બાંધશું કે તમારે અમારા મનોમંદિરમા પધારવું જ પડશે.

ત્યારે જાણે પ્રભુ કહેતા હોય કે-હે યશોવિજય! અમે તો શુદ્ધ મંદિરમાં અથવા વૈકુંઠમાં વાસ કરીએ. તેનો જવાબ આપતા કવિ આગળ કહે છે—

મન ઘરમા ધરિયા ઘર શોભા,
 દેખત નિત્ય રહેશો થિર થોભા;
મન વૈકુંઠ અકુંઠિત ભકતે,
 યોગી ભાખે અનુભવ યુકતે...સાહેબા ૨.

અર્થ:—અમારા મન-ઘરમાં તમને ધરવામાં આવ્યા, એટલે તમે તે ઘરની શોભા દેખતાં નિત્ય સ્થિર થઈને ત્યાં જ થોભી જશો! અકુંઠિત-અખંડ ભક્તિવડે કરીને મન એ જ વૈકુંઠ (પ્રભુનો વાસ) છે, એમ યોગી અનુભવની યુક્તિથી કહે છે.

વિવેચન:—અત્રે કવિ કહે કે-હે પ્રભુ! શુદ્ધ પવિત્ર ને સુંદર મંદિરમાં જ આપને પધરાવવાના હોય, એ અપેક્ષા અમારા લક્ષમા છે. અને અમારું મનોમંદિર પણ એવું શુદ્ધ, પવિત્ર ને સુંદર છે, એટલે જ અમે એમાં આપને પધરાવવાની ભાવના કરીએ છીએ. આવા અમારા મનોમંદિરમાં પધરાવવામાં આવતાં હે પ્રભુ! તમે એ મંદિરની એવી અપૂર્વ શોભા દેખશો, એવી અપૂર્વ શુદ્ધતા-પવિત્રતા-સુંદરતા નિહાળશો, કે દિગ થઇ જઇને તમે ત્યાં જ નિત્ય સ્થિર થઈને થોભી જશો! તમને તે છોડવાનું મન પણ નહિ થાય! તમે ત્યાં જ નિરંતર સ્થિર વાસ કરીને રહેશો!

ત્યારે પ્રભુ જાણે કહે છે કે-અમારો વા. તો બીજાઓ કહે છે તેમ 'વૈકુંઠ'માં છે, તો પછી અમે અહીં કેવી રીતે વસશું? તેનો જવાબ આપતાં ભક્ત કવિ કહે છે કે— અકુંઠિત-અખંડિત એવી ભક્તિ જો મનમાં ભરી હોય, તો મન એ જ વૈકુંઠ છે, એ જ પ્રભુનું નિવાસધામ છે, એમ યોગી-આત્માનુભવી પુરુષો અનુભવની યુક્તિથી કહે છે, માટે હે પ્રભુ! અમારા શુદ્ધ મનોમંદિરમાં અથવા મનોવૈકુંઠમાં તમને પધરાવવાનો અમારો નિશ્ચય કાયમ છે.

એટલે પ્રભુ જાણે કહેતા હોય કે-અમે તો મોક્ષમાં-શાશ્વત શિવપદમાં વાસ કરીએ છીએ, અમે તારા મનમાં કેવી રીતે વસીએ? તેનો ઉત્તર આપતાં શ્રીયશોવિજયજી કહે છે—

કલેશે વાસિત મન સંસાર,
 કલેશ રહિત મન તે ભવપાર;
જો વિશુદ્ધ મન ઘર તુમ આવ્યા,
 પ્રભુ તો અમે નવ નિધિ ઋદ્ધિ પાવ્યા.
 સાહેબા. ૩.

અર્થ:—કલેશથી વાસિત જે મન તે જ સંસાર છે, અને કલેશથી રહિત એવું મન તે જ ભવનો પાર અર્થાત્ મોક્ષ છે. જો વિશુદ્ધ મનરૂપી ઘરમાં તમે આવ્યા-પધાર્યા, તો અમે નવનિધિ અને સર્વ ઋદ્ધિ પામ્યા.

વિવેચન:—કલેશથી અર્થાત રાગ-દ્વેષ-મોહ આદિ કલેશથી વાસિત-વાસનાવાળું-વાસનામય દુર્ગંધવાળું જે મન તે જ સંસાર છે; અને તે રાગ દ્વેષાદિ કલેશ વિનાનું જે મન તે જ ભવનો પાર-મોક્ષ છે. એટલે રાગ-દ્વેષ-

મોહરૂપ કલેશથી રહિત એવા મારા વિશુદ્ધ મનમા હે પ્રભુ! આપ નિવાસ કેમ ન કરો? જરૂર કરો જ, એવો મારા મનમા અખંડ નિશ્ચય છે. અને એક વખત હે પ્રભુ! જો તમે મારા વિશુદ્ધ મનોમંદિરમાં આવ્યા, પધાર્યા, તો અમે નવે નિધિ અને સર્વ ઋદ્ધિ પામી ગયા

પછી જાણે પ્રભુ કહેતા હોય કે—

અમે તો આટલે દૂર બેઠા છીએ, તે તારા મનમા કેવી રીતે પેસશું? તેનો રદીઓ આપતા કહે છે:—

સાત રાજ અળગા જઇ બેઠા,
પણ ભકતે અમ મનમા પેઠા,
અળગાને વળગ્યા જે રહેવું,
તે ભાણા ખડખડ દુ:ખ સહેવું
સાહેબા૦ ૪

**અર્થ**:—તમે સાત રાજલોક જેટલે દૂર અળગા થઈને બેઠા છો, પણ ભક્તિવડે કરીને તમે અમારા મનમા વળગ્યા રહેવુ—ચોંટ્યા રહેવું તે 'ભાણા ખડખડ' દુઃખ સહેવા જેવું છે અર્થાત્ જમવા બેઠા હોઇએ, પણ જ્યાસુધી પીરસાયુ ન હોય ત્યાસુધી તેને માટે તલપાપડ થઇ રહીએ ને આકુલ થઈએ, તેના જેવુ આ છે

**વિવેચન**:—હે પ્રભુ! તમે સાત રાજલોક જેટલે દૂર અળગા ભલે બેઠા, પણ ભક્તિવડે કરીને પરમ પ્રેમ-તંતુથી બંધાયેલા હોઇ તમે અમારા મનમા પેઠા છો પ્રથમ તો હું તમને મારા મનમંદિરમા પધરાવવાની ભાવના ભાવતો હતો, પણ હવે તો તમે મારા મન-ઘરમા 'પેઠા' છો, પ્રવેશ કરી ચૂકયા છો આમ ભાવથી જોતા દેશ-કાળનો બંધન કોઇ છે નહિ છતા દ્રવ્યથી ને ક્ષેત્રથી તમે હજુ અળગા છો, દૂર છો, અને હુ તમને વળગી રહ્યો છુ, પરમ આસક્તિથી તમને ચોંટી રહ્યો છું. આમ અળગાને જે વળગ્યા રહેવું, તે 'ભાણા ખડખડ' દુ:ખ સહેવા જેવુ છે અર્થાત્ ભોજન પર બેઠા હોઇએ પણ જ્યાસુધી કશું પીરસાયું ન હોય ને ભાણા ખડ ખડ થયા કરે, અને 'ક્યારે પીરસાય! ક્યારે પીરસાય!' એમ જમવા બેસનારની આકુલતા ક્ષણે ક્ષણે વધતી જાય, તેના દુ:ખ જેવું આ મારુ દુઃખ છે પીરસણીઆ પાસે લાડુ આવે ત્યારે ભોજન કાર્ય થાય, તેમ હે પ્રભુ! હું તમને પ્રેમથી વળગ્યો છું, છતા આ અળગાપણું મને તેવું જ દુ:ખ આપે છે, તેવુ જ સાલે છે માટે એ અળગાપણું પણ ક્યારે દૂર થાય? એમ હુ તે ભોજન કરનારની જેમ તલપાપડ થઇ ક્ષણે ક્ષણે ઇચ્છુ છુ.

છેવટે, એ અળગાપણું પણ જરૂર દૂર થશે, એવી પોતાની શ્રદ્ધા જાહેર કરતા ભક્ત કવિ ગર્જે છે કે.—

ધ્યાતા ધ્યાન ધ્યેય ગુણ એકે,
ભેદ છેદ કરશું હવે ટેકે,
ક્ષીર નીર પરે તુમશુ મળશુ,
વાચક યશ કહે હેજે હળશુ...
સાહેબા ૫

**અર્થ**—ધ્યાતા-ધ્યાન કરનાર, ધ્યાન અને ધ્યેય-જેનુ ધ્યાન ધરવામા આવે છે તે પ્રભુ,- એ ત્રણેના ગુણ એક થતા, અમે હવે ટેકથી ભેદનો છેદ કરશુ અને તમારી સાથે દૂધ અને પાણીની જેમ મળી જઇશુ, એમ વાચક યશો વિજય કહે છે

**વિવેચક**:—છેવટમા ભક્ત કવિ યશોવિજય, દઢ આત્મવિશ્વાસથી અખંડ શ્રદ્ધાથી પ્રતિજ્ઞા કરે છે કે-હે પ્રભુ! તમારું ધ્યાન કરનાર એવો હુ ધ્યાતા, જે વડે ધ્યાન ધરાય છે તે વિધિરૂપ ધ્યાન, અને જેનુ ધ્યાન ધરુ છું એવા ધ્યેયરૂપ તમે પરમાત્મા—એ ત્રણેના ગુણની એકતાવડે કરીને, અમે હવે ટેકથી-પ્રતિજ્ઞાથી જે અળગાપણાનો ભેદ છે તેનો પણ છેદ કરી નાખશું, તે ભેદ કાપી નાખશું અને ક્ષીરનીરની જેમ-દૂધ ને પાણીની જેમ તમારી સાથે અમે અખંડ-અભેદપણે મળી જઇશુ, અને હેજથી-હેતથી-પરમ પ્રેમરૂપ એક રસથી સાથે હળી જઇશું, હળી-મળીને રહીશું અર્થાત્ પરમાનંદમય મોક્ષરૂપ શાશ્વત પદમા અનંત કાળ સ્થિતિ કરશુ.




(૫૯)

## ભૂલ ન થવા દેવી–Avoid mistakes—

### ભૂલ ન થવા દેવી–એ મુશ્કેલ છતાં લાભ કારક વાત છે.

નં. ૮. ધર્મદષ્ટિએ સ્ખલનાને ભૂલ ગણવામાં આવે છે. તમારો નિયમ સવારે પાંચ વાગે ઊઠવાનો હોય અને ન ઊઠો તો તે સ્ખલના કહેવાય, એટલે ભૂલ કહેવાય. તે જ પ્રમાણે તમે સારા અવસરે હકારાત્મક કે નકારાત્મક નિયમ કર્યો હોય તે નિયમમાં જરા પણ સ્ખલના થવા દેવી એ ભૂલ કહેવાય

દરરોજ પાંચ માળા ગણવી કે બે ચાર સામાયિક કરવાનો નિયમ હકારાત્મક કહેવાય અને અણગળ પાણી ન પીવું કે કંદમૂળનું ભક્ષણ ન કરવાનો નિયમ કરવો એ નકારાત્મક નિયમ કહેવાય છે. આવા નિયમમાં જરા પણ ઠોકર ખાવી, ગોટાળો કરવો કે અપવાદ સેવવો એ સ્ખલના કહેવાય અને આવા માટે તે ભૂલ કહેવાય.

એ જ પ્રમાણે વ્યવહારના નિયમોમાં, નીતિના રસ્તાઓમાં, વચન વિચાર કે વર્તનના અમલમાં જરા પણ સ્ખલના કરવી તેને ધર્મદષ્ટિએ ભૂલ કહેવામાં આવે છે.

કેટલાંક ધર્મઅનુષ્ઠાનમાં સૌચના ક્રિયાના જ્વાબદારીના નિયમો હોય છે, એ બાંધેલા કે ફરમાવેલા નિયમોમાં સ્ખલના કરવી. તેનો અત્યાચાર કરવો, તેનો ભંગ કરવો કે માર્ગ કે આજ્ઞાનો લોપ કરવો તે સ્ખલના છે અને એ સ્ખલનાઓ ભૂલની હારમાં બરાબર આવે છે.

ધર્મપ્રિય માણસે કોઇ જાતની ભૂલ ન કરવી મુશ્કેલ બાબત છે પણ તેમ ન થવા દેવું એ અંતે સારો લાભ કરનાર અને ઇષ્ટ સ્થાનકે ધારેલ આદર્શે પહોચવામાં ખૂબ મદદગાર થઇ પડે છે. કોઇ પણ પ્રકારની માનસિક, વાચિક કે કાયિક સ્ખલનાથી દૂર રહેવું, સ્ખલના થવા દેવી જ નહિ એ ભારે ચીવટ, દઢ સંકલ્પ અને એકનિષ્ઠાનું જ પરિણામ હોય છે. સ્ખલના થવા ન દેવી કે ઇરાદાપૂર્વક કોઇ પણ બાબતમાં ન કરવી એ ખૂબ ઇચ્છવા લાયક હોવા છતાં મુશ્કેલ કામ છે. છદ્મસ્થ પ્રાણી અનેક ખાડામાં પડી જાય છે, ગુંચવણમાં લપેટાઇ જાય છે, અડચણ આવે ત્યારે તેને સપાટે ચઢી જાય છે, આગળ વધતાં ઠેસ વાગે ને અટવાઇ જાય છે અને કઇંક વાર થાકથી ત્રાસથી બેદરકારીથી કે ગફલતીથી ભૂલનો ભોગ થઇ પડે છે એવી ભૂલ ન થવા દેવા માટે હૃદયબળ ખૂબ કામ આપે છે, અંતરનો નિશ્ચય કારગત નીવડે છે, સાવધનતા જાગૃતિ રાખે છે અને સતત જાગૃતિ અને ખંતને પરિણામે પ્રાણી સ્ખલના ઉપર પણ ધીમે પણ મક્કમ વિજય મેળવે છે.

આવા પ્રકારની સતત જાગૃતિ રાખવી એ આકરી વાત છે. દુન્યવી આકર્ષણો, સ્થૂળ લાલચો, પૌદ્ગલિક ખેંચાણો અને અંતરનિર્બળતાની લોલુપ પ્રાણીને ભમતો રખડતો ભૂલાવા ખાતો કરી મૂકે છે. એની ઉપરવટ થઇ જે પ્રાણી સ્ખલના પર વિજય મેળવે છે, ભૂલ પર સામ્રાજ્ય મેળવે છે, સ્થૂળ પર અંતરનું બળ વાપરે છે. તે ખરો ધર્મપ્રિય–ધર્મી માણસ છે અને તે અંતે વિજયશ્રી મેળવા માટે તરફ આગળ વધે છે અને તે મળે ત્યારે જ વિરમે છે.

---

No. 8. It is difficult to avoid mistakes but it pays to do so.

Thoughts of the Great.

## ( ૧૦ )

## Perseverence—ચીવટ

### ચીવટથી પ્રયત્ન ચાલુ રાખવો-મુશ્કેલ છે છતા લાભકારી છે

નં. ૯. ધર્મપ્રિય માણસ ભૂલ કરે, ગોટાળે ચઢી જાય, પાછો પડે પણ એની માન્યતાની બાબતમા હિંમત ન હારે, સાધ્ય પ્રાપ્ત ન થાય ત્યા સુધી પાછો ન હઠે, પણ ચીવટથી પોતાના મુદ્દાને વળગી રહે અને અંદરખાનેથી જરા પણ મુઝાયા વગર પોતાનો કાર્યક્રમ ચાલુ રાખે. આ વાતને અને નં ૮ ના ઉપરના ભૂલ ન કરવાના મુદ્દાને જરા પણ વિરોધ નથી, તે આપણે જોઇએ

આત્મ સન્મુખ દૃષ્ટિવાળા પ્રાણીએ ત્રાટક સાધવાનુ નક્કી કર્યું છે એમ આપણે ધારીએ ત્રાટક સાધવામા એક પ્રિયમૂર્તિને હૃદયમાં ધારી લેવી અને એના પર એટલી એકાગ્રતા કરવી કે પછી ગમે તે વખતે તે ત્રાટકમૂર્તિ માનસ ચક્ષુ સમક્ષ ખડી થઇ જાય આ કાર્ય કામ અને કાયાપર કાબૂને પરિણામે સાધી શકાય છે, અને યોગના પ્રથમ પગથિયા જેવી સાદી હકીકત છે છતા યોગને માર્ગે ચડેલ પણ પંથે ન પડેલ સાધકને એમા પણ ઘણી મુશ્કેલી પડે છે એ સાધ્યને જલદી સિદ્ધ કરી શકતો નથી, પણ એ ગભરાયા વગર ત્રાટક સાધવા પ્રયત્ન ચાલુ રાખે છે આવા પ્રકારની ચીવટ રાખવી એ મુશ્કેલ બાબત છે, ઘણાને આકરી પડે છે, કેટલાક અર્ધરસ્તે કટાળી જાય છે, પણ જો એ પોતાના પ્રયત્નને વળગી રહે તો અંતે એને કાર્યસિદ્ધિ વરે છે અને એને પોતાને ખૂબ લાભ થાય છે, એનો અતરાત્મા પ્રસન્ન થાય છે અને ધ્યેયપ્રાપ્તિ વખતે થતા ભવ્ય આનંદનો એ પ્રસાદ અનુભવે છે

પણ એવા પ્રકારના પ્રયત્નો ચાલુ રાખવા એ કપરી વાત છે વિઘ્નના ભયથી પ્રયત્ન આદરેજ નહીં એવા ઘણાખરા હોય છે, કામ કરતા અડચણ થાય ત્યારે કામને છોડી દેનારા પણ ઘણા હોય છે, પણ ગમે તેટલા વિઘ્નો આવે પણ 'કાર્યં સાધયામિ, વા દેહં પાતયામિ' શરીર પડે તો પણ અટકયા વગર કામ સાધવાની ધગશવાળા અને કામને વળગી રહેનાર બહુ ઓછા હોય છે, પણ એવા માણસો જ ખરા ધર્મપ્રિય છે એમ સમજવુ અને વિઘ્નથી ડરવાનુ શુ ? માણસની પરીક્ષા જ વિઘ્ન વખતે છે. સીધો સરળ રસ્તો હોય એના પર ગાડી ગબડાવે જવી એ તો ધાંધલી ધાંધલ પણ કરે, એમાં ખૂબી શી ? એમાં બલ કયુ ? એમા ખરી ધગશ કયા ? એવી જ રીતે ધર્મના અભ્યાસમાં, ધર્મક્રિયાના સવ્યવહારમાં, પુસ્તક વાચનમા, આવશ્યક ક્રિયા કરવામાં, કાઇ ગ્રહણ કરવામાં કે સંયમ કે ત્યાગ કરવામાં ચીવટપૂર્વક પ્રયત્ન ધપાવે રાખવો એમા ખરી વિશાળતા, આદરતા, આર્દ્રતા અને મુત્સદ્દતા છે. અને ધર્મવ્યવહારમાં કાયરતાનુ કામ નથી, ઉપરછલ્લા રસને અવકાશ નથી, ગોટાળીઆપણાને સ્થાન નથી, વિકાસક્રમમા આગળ ધપનારે સાધ્યને જ લક્ષ્યમા રાખવુ, કયા જવુ છે તેને જ નજર સન્મુખ રાખવું અને પ્રયત્ન કરતા અંતરાય તૂટી જશે, રસ્તો મોકળો થશે, માર્ગ મળી આવશે અને દૂર છેટે સાધના દર્શન થશે, માટે ચાલુ પ્રયત્ન ચીવટથી રાખવો, બની શકે ત્યાં સુધી ભૂલ ન થવા દેવી અને પાછા પડાય તો પણ પ્રયત્ન ચાલુ રાખવો એનુ નામ ધર્મપ્રિયતા અને રસિકતા છે

મૌક્તિક

No 9 It is difficult to keep on trying but pays to do so.

Thoughts of the Great

×××××××××××××××××××
× યાત્રાના નવાણું દિવસ. ×
×××××××××××××××××××

# યાત્રાના નવાણું દિવસ.

લેખકઃ—મોહનલાલ દીપચંદ ચોકસી.

## કેટલીક મુદ્દાની વાતો.

ભવ્ય અને ચેતન્ય પ્રેરક સંસ્કૃતિના સ્થાપક તીર્થંકર દેવો સતત વંદનીય છે. ધ્યાન અને નિવૃત્તિ માટે પાર્વતીય પ્રદેશની પસંદગી અતિ સુંદર છે. ગુરુદેવ! મેં આપશ્રીના એ ઉદ્ગારો સાંભળ્યા છે અને ખરેખર એ હરકોઈના હૃદયને રૂચે તેવા છે.

ભાઇ, વાર્તાપ્રવાહમાં આગળ વધતાં મારે જણાવવું જોઈએ કે આ પંચમ આરામાં જીવન પંથ ઉજાળવામાં ખાસ ઉપયોગી થઇ પડે એવા બે સાધન જિનમૂર્તિ અને જિનાગમ સંબંધમાં જે કહ્યું એ ઉપરથી તું શ્રદ્ધાપૂર્વક, જ્ઞાનપ્રાપ્તિની દૃષ્ટિ રાખી, સાહિત્યના પાના અવલોકીશ, એ ઉપર ચિંતન, મનન અને નિદિધ્યાસન કરીશ તો માનવજન્મ સફળ કરવાના નવનવા માર્ગ જણાશે. એક વાત ખસુસ યાદ રાખવાની કે કષાય યાને રાગદ્વેષને કમી કરવાનું ચાલુ રાખી, સમભાવ વૃત્તિ કેળવવી, એ જ્યાં સુધી સિદ્ધ ન થાય ત્યાં સુધી માત્ર જ્ઞાનાર્જન યથાર્થ ફળ નહીં આપે. આ શાશ્વત ગિરિ પર ચરમતીર્થપતિશ્રી વર્ધમાનસ્વામી જરૂર પધાર્યા હશે કેમકેઃ—

'વીરજી આવ્યારે વિમલાચળ કે મેદાન' કિંવા—'નેમ વિના ત્રેવીશ પ્રભુ આવ્યા સિદ્ધક્ષેત્ર જાણી' એ વચનો સાવ કલ્પનામાંથી તો ન જ ઉદ્ભવ્યાં હોય. તેઓશ્રીએ ગિરિ પ્રવચનો વેળા ઘણી ઘણી બાબતો કહી છે એમાંની આ મુદ્દાની વાત અંતરમાં લોખંડના ટાંકણે કોતરી રાખવાની છે. સાહિત્યસમ્રાટ અને કવિવર્ગમાં અગ્રપદ ધરાવતા સ્વર્ગસ્થ રવીન્દ્રનાથ ઠાકુરે પણ એની નોંધ લીધેલી. જૈનેતર વિદ્વાન્ જેની નોંધ લ્યે એ અવશ્ય સ્મરણીય લેખાય. "મહાવીરે ડિંડિમ નાદથી એવો મોક્ષનો સંદેશ હિંદમાં વિસ્તાર્યો કે 'ધર્મ' એ માત્ર સામાજિક રૂઢિ નહીં પણ વાસ્તવિક સત્ય છે. મોક્ષ એ સાંપ્રદાયિક બાહ્ય ક્રિયાકાંડ પાળવાથી મળતો નથી પણ સત્ય ધર્મના સ્વરૂપમાં આશ્રય લેવાથી પ્રાપ્ત થાય છે, અને 'ધર્મ'માં મનુષ્ય અને મનુષ્ય વચ્ચેનો ભેદ સ્થાયી રહી શકતો નથી."

આવો અપૂર્વ સંદેશ આપનાર ભગવંતના જીવતાં તેમની પ્રતિકૃતિ બની હોય કિંવા પૂજાઇ હોઇ તો એમાં આશ્ચર્ય શું હોઈ શકે? આમ જનસમૂહ સંતની પાછળ ભક્તિથી ખેંચાય એ વાત આ આર્યાવર્તમાં નવી નથી જ. એટલે જ ચૈત્યો–સ્તૂપો–દેવાલયો વિપુલ સંખ્યામાં દૃષ્ટિગોચર થાય છે. જેઓ નામ–સ્થાપના–દ્રવ્ય અને ભાવરૂપ ચાર 'નિક્ષેપા'ને સ્વીકારે છે એમને મૂર્તિપૂજા નથી તો અંધશ્રદ્ધારૂપ કે નથી તો અજ્ઞાનતાના વિલાસરૂપ! સમજપૂર્વક એ અંગેની કરણી 'ઇલિકા જેમ ભમરીનુ ધ્યાન ધરતાં ભમરીરૂપ' બને છે તેમ આત્માને પરમાત્મ સ્વરૂપે પરિણમવામાં કારણરૂપ નીવડે છે. 'જિનપ્રતિમા જિન સારીખી' એ ટંકશાળી વચન પાછળનું રહસ્ય યથાર્થ જ્ઞાન વિના ન સમજાય. 'ચૈત્ય' શબ્દના નિમ્ન અર્થો પ્રચલિત છે. (૧) ચિતા ઉપરનું સ્મા-

રક ચિન્હ, કિંવા ચિતાની શખ. (૨) ચિતા ઉપરનો પાષાણુ ખંડ કે શિલાલેખ. (૩) ચિતા ઉપરનું પીપળાનું કે તુલસી બીજું પવિત્ર વૃક્ષ (૪) ચિતા ઉપર ચણેલા સ્મારક પાસેનો હોમકુંડ (૫) ચિતા ઉપર દેરીના ઘાટનું ચણતર અર્થાત્ સામાન્ય દેરી. (૬) ચિતા ઉપરની પગલાવાળી દેરી કે ચરણ પાદુકા (૭) ચિતા ઉપરનું દેવળ કે વિશાલકાય મૂર્તિ. (૮) મંદિર (૯) મૂર્તિ પાછળના એ અર્થ લૌકિક સંકેતસૂચક છે. આગમ જ્ઞાન જેમ મૂર્તિપૂજાની પવિત્રતા બતાવે છે તેમ સાચા સાધુત્વની મર્યાદા પણ આંકે છે. ભાગવતી દીક્ષા પવિત્રતમ વસ્તુ હોવા છતાં એ જ આગમ ગ્રંથો પુરુષ આશ્રયી અઢાર પ્રકારે અને સ્ત્રી આશ્રયી વીશ પ્રકારે અયોગ્યતા દાખવે છે તે નિમ્ન પ્રકારે—

૧. બાળ. ૨. વૃદ્ધ. ૩. નપુંસક. ૪ કલીબ. ૫. જડ (ભાષા, શરીર કે ક્રિયાથી) ૬. વ્યાધિગ્રસ્ત. ૭. ચોર કે લૂટારો ૮ રાજદ્રોહી ૯. ઉન્મત્ત. ૧૦. અંધ. ૧૧. દાસ (દાસીથી ઉત્પન્ન થયેલ કિંવા વેચાતો લીધેલ) ૧૨. દુષ્ટ (દોષિત કે કષાયી) ૧૩. મૂઢ (વિવેકહીન) ૧૪. કરજદાર ૧૫. જુંગિત. (હીનજાતિનો) ૧૬. અવબદ્ધ (પૈસા કે વિદ્યાની આશાથી વ્રત લેનાર.) ૧૭ ભૃતક (પૈસા આપી લીધેલ) ૧૮ નિષ્ફેટિક (માતાપિતા કે વડિલે રજા આપી ન હોય તેવી વ્યક્તિને અપહરણ કરીને લાવે)

તા. ક. વડીલની કે માતાપિતાની રજા વગર વ્રત આપવાથી એ કાર્ય કર્મબંધના કારણ રૂપ નીવડે છે. દીક્ષા આપનાર અદત્તાદાન લેવાના દોષનું ભાજન થાય છે. ઉપરના અઢાર સાથે (૧) સગર્ભા અને (૨) નાના છોકરાંવાળી એ બે પ્રકાર મેળવતાં નારીજાતિ માટે વીશ થાય છે.

ગુરુજી! જ્યારે અયોગ્યતા દાખવી ત્યારે એ સામે લાયકાતનું પ્રમાણપત્ર પણ નક્કી કર્યું જ હશેને?

હા, એ પણ કથન કરાયેલું જ છે. એના ભેદ સોળ છે.

૧. આર્યદેશઉત્પન્ન. ૨. કુળવાન ૩. શુભકર્મો કરવાવાળો. ૪. વિશુદ્ધ, પ્રજ્ઞાવંત. ૫. સંસારની અસારતાનો જાણુ ૬. સંસાર સુખથી વિરક્ત. ૭. મંદકષાયી. ૮. અલ્પ હાસ્યાદિ પ્રકૃતિવાળો. ૯ કૃતજ્ઞ. ૧૦ વિનયી. ૧૧ રાજાની સમ્મતિ મળી હોય એવો. ૧૨ કોઇનો પણ દ્રોહ ન કરનાર. ૧૩ સુંદર આકૃતિવાળો ૧૪ સ્થિર બુદ્ધિવાળો ૧૫ શ્રદ્ધાળુ ૧૬ આત્મસમર્પણ કરી શકે તેવો.

ભાઇ, કેટલીક વાર કહેવામાં આવે છે કે આટલા બધા સાધુ-સાધ્વીઓ હોય છતાં શાસનનો ઉદ્યોત કેમ નથી થતો? એ પ્રશ્નનો ઉકેલ કરવા સારુ આગળ વર્ણવી ગયો એ સ્થિતિનું તોલન કરવાની જરૂર છે. બાકી પૂજ્ય શ્રી હરિભદ્રસૂરિજી સાધુધર્મમાં શિથિલતા જોઈ એટલે સુધી કહે છે કે—

માર્ગપતિત સાધુઓ, એ સાધુઓ નથી પણ પેટભરાઓનું પેડું છે. એમનો વેશ જોઇ કોઇ કહે કે 'વંદનીય' છે તે માટે પણ તેઓથી ઘસીને ના પાડે છે. કેવળ વેશ જોઇ વંદના કરવી ધિક્કારને પાત્ર છે 'ગુણાઃ પૂજાસ્થાનં, ન ચ લિંગમ્ ન ચ વયઃ' એ વચન યાદ રાખવું. આજથી પચીસ સો વર્ષ પૂર્વે ભગવંત મહાવીર દેવના સમયમાં નીચે પ્રમાણે સાડી પચીશ આર્યદેશ ગણાતા હતા. એમાં વીતરાગ ધર્મને અનુસરતા રાજા-અમાત્યો ઉપરાંત સંખ્યાબંધ નર-નારીઓ હતા. નામો અને ગોત્રો આદિના ઉલ્લેખો પરથી એ વાત સિદ્ધ થાય છે. બ્રાહ્મણકુંડ-રૂષભદત્ત-દેવાનંદા-

કોડાલસ ગોત્ર અથવા ક્ષત્રિયકુંડ–સિદ્ધાર્થરાજા ત્રિશલારાણી જાલંધર ગોત્ર. એ જ પ્રમાણે સમરવીર જમાલિ, સુનંદ, નંદીવી૦ તથા સોમવિપ્ર ને ભદ્રા નાગસેન ને સોમવિજયશ્રેષ્ઠિ ને અંગારવતી. આદિ નામો કુમાર કોલ્લાક, મોરાક અસ્થિ ઉત્તર દક્ષિણ ચાપાલ, સુરભિપુર અને સ્થુણાક આદિ ગામો, દૂજંત તાપસવૃંદ શર્મા ઉત્પલ સ્કન્દ, પુષ્પ ની. કનકખલ–સ્વર્ણખલ આશ્રમો અને માનખંડવન, ઋજુવાલુકા, સુવર્ણવાલુકા, ગંગા આદિ નદીઓના નામો એ વાતની પ્રતીતિ કરાવે છે.

૧ મગધ ( રાજગૃહી ) ૨ અંગ ( ચંપા ) ૩ બંગ ( તામ્રલિપ્તી ) ૪ કાશી ( વારાણસી ) ૫ કલિંગ ( કાંચનપુર ) ૬ કોશલ ( અયોધ્યા ) ૭ કુરૂ ( હસ્તિનાપુર ) ૮ કુશાર્ત ( શૌર્યપુર ) ૯ પંચાલ ( કાંપિલ્યપુર ) ૧૦ જંગલદેશ ( અહિછત્રા ) ૧૧ વિદેહ ( મિથિલા ) ૧૨ સૌરાષ્ટ્ર ( દ્વારામતિ ) ૧૩ વત્સદેશ ( કૌશાંબી ) ૧૪ મલયદેશ ( ભદ્દિલપુર ) ૧૫ સંદર્ભ ( નાંદિપુર ) ૧૬ વરૂણ ( પુનરૂપુરી ) ૧૭ મત્સ્ય ( વૈરાટ ) ૧૮ ચેદી ( શુક્તિમતી ) ૧૯ દશાર્ણ ( મૃતિકાવતી ) ૨૦ સિંધુદેશ ( વીતભયપટ્ટણ ) ૨૧ સૌવીર ( મથુરા ) ૨૨ સૂરસેન ( અપાપાપુરી ) ૨૩ કુણાલ ( શ્રાવસ્તી ) ૨૪ લાટ ( કોટીવર્ષનગર ) ૨૫ આસપુરવર્તીદેશ (પુરિવટ્ટાનામ) ૨૫।। કેતરાર્ધદેશ ( શ્વેતાંબી )

ઉપર કહ્યા એમાંના બે ચારના અપવાદ સિવાય સર્વ જાણીતા છે એટલું જ નહીં પણ ઐતિહાસિક નજરે સાબિત થયેલા છે. જૈન સમાજે એ અંગે એકાદ પુરાતત્વશોધકખાતું સ્થસ્થનશોધખોળનું કાર્ય ઉપાડી લેવાની ખાસ અગત્ય છે. જે યુગ વર્તી રહ્યો છે એમાં માત્ર પ્રાચીનતાના પોકારો કામ નહીં આવે. એ પાછળ/સાબિતીઓ ધરવી પડશે. જૈનધર્મનું હાર્દ સમજનારા સાધુઓ કે શ્રાવકો એ વાતથી હરગીજ અકળાય નહીં; કેમકે પૂર્વાચાર્યો 'પીછેસે ચલી આતી હૈ' એ કારણે કે 'બાબાવચનં પ્રમાણમ્' એ ધોરણે કોઇ પણ વસ્તુ માનવાનું કહેતા જ નથી. 'યુક્તિવાળા વચનને પ્રમાણ કરવાનો પાઠ તીર્થંકર પ્રભુએ ગળથુથીમાંથી પાયો છે. ટૂંકામાં કહેવાનું એ જ કે તારા સરખા અભ્યાસીઓએ અહોનિશ થોડો સમય કાઢીને અથવા તો બીજી રીતે પ્રવાસવેળા શોધખોળની વૃત્તિ કેળવી આપણા સાહિત્ય ઉપર જે આવરણો પડેલા છે એ ઉલેચવા કટિબદ્ધ થવાનું છે. માત્ર અડતાલીશ મિનિટ રોજ આ અંગે કાઢવામાં આવે તો પણ વર્ષમાં ઘણું કામ થાય. સમભાવમાં રહી સ્વાધ્યાય દ્વારા એમાં પ્રગતિ સાધી શકાય. જ્ઞાની મહાત્માઓએ આઠ પ્રકારના સામાયિક બતાવ્યા છે. એ દરેકમાં ચરવલા, મુહપત્તિની જરૂર હોય છે એવું પણ નથી આત્મા ઉપયોગ રાખી વર્તે તો રોજ એમાંના ઘણાખરા આચરણમાં આવે.

૧ સમભાવ–રાગદ્વેષવિહીન કેવળ સમાન વૃત્તિ દમદંત રાજર્ષિ માફક. ૨ સમયિક દયાભાવમાં રમણતા મેતાર્ય મુનિવત્ ૩ અવધપાપરહિત જીવન વ્યવહાર કડવી તુંબડીભક્ષક ધર્મરુચિ મુનિવત્ ૪ સમવાદ–સત્ય વચન બોલવારૂપ. કાલિકાચાર્ય માફક. ૫ સમાસ–અલ્પ અક્ષરમાં તત્વપ્રાપ્તિ કરવારૂપ ચિલાતીપુત્રવત્ ૬ સંક્ષેપ–થોડામાં સમજી જવાની તેમજ કહેવાની કળા કેળવવારૂપ. ચાર પંડિત માફક. ૭ પરિજ્ઞા–તત્વનું જાણપણું પ્રાપ્ત કર્યા પછી એ પર દૃઢ અનુરાગ. ૮ પ્રત્યાખ્યાન–પચ્ચખાણ કિંવા વસ્તુત્યાગરૂપ નિયમ તેતલીપુત્રવત્

ભાઇ, આ બધી વાતો ઇસારારૂપ કરી છે. એ અંગે વધુ જાણવું હોય તો જૈન સાહિત્યમાં અવગાહન કરવાની અને એ કાર્ય અહોનિશ ચાલુ રાખવાની ટેવ પાડવી જરૂરી છે. હવે વધુ કાલે. ( ચાલુ ). ચોકસી

રક ચિન્હ, કિંવા ચિતાની રાખ. (૨) ચિતા ઉપરનો પાષાણ ખંડ કે શિલાલેખ. (૩) ચિતા ઉપરનું પીપળાનું કે તુલસી બીજું પવિત્ર વૃક્ષ (૪) ચિતા ઉપર ચણેલા સ્મારક પાસેનો હોમકુંડ (૫) ચિતા ઉપર દેરીના ઘાટનું ચણતર અર્થાત્ સામાન્ય દેરી. (૬) ચિતા ઉપરની પગલાવાળી દેરી કે ચરણ પાદુકા (૭) ચિતા ઉપરનું દેવળ કે વિશાલકાય મૂર્તિ. (૮) મંદિર (૯) મૂર્તિ પાછળના એ અર્થ લૈકિક સંકેતસૂચક છે. આગમ જ્ઞાન જેમ મૂર્તિપૂજાની પવિત્રતા બતાવે છે તેમ સાચા સાધુત્વની મર્યાદા પણ આંકે છે. ભાગવતી દીક્ષા પવિત્રતમ વસ્તુ હોવા છતાં એ જ આગમ ગ્રંથો પુરુષ આશ્રયી અઢાર પ્રકારે અને સ્ત્રી આશ્રયી વીશ પ્રકારે અયોગ્યતા દાખવે છે તે નિમ્ન પ્રકારે—

૧. બાળ. ૨. વૃદ્ધ. ૩. નપુંસક. ૪ કલીબ. ૫. જડ (ભાષા, શરીર કે ક્રિયાથી) ૬. વ્યાધિગ્રસ્ત. ૭. ચોર કે લૂંટારો ૮ રાજદ્રોહી ૯. ઉન્મત્ત. ૧૦. અંધ. ૧૧. દાસ (દાસીથી ઉત્પન્ન થયેલ કિંવા વેચાતો લીધેલ) ૧૨. દુષ્ટ (દોષિત કે કષાયી) ૧૩. મૂઢ (વિવેકહીન) ૧૪. કરજદાર ૧૫. જુંગિત. (હીનજાતિનો) ૧૬. અવબદ્ધ (પૈસા કે વિદ્યાની આશાથી વ્રત લેનાર.) ૧૭ ભૃતક (પૈસા આપી લીધેલ) ૧૮ નિષ્ફેટિક (માતાપિતા કે વડિલે રજા આપી ન હોય તેવી વ્યક્તિને અપહરણ કરીને લાવે)

તા. ક. વડીલની કે માતાપિતાની રજા વગર વ્રત આપવાથી એ કાર્ય કર્મબંધના કારણ રૂપ નીવડે છે. દીક્ષા આપનાર અદત્તાદાન લેવાના દોષનું ભાજન થાય છે. ઉપરના અઢાર સાથે (૧) સગર્ભા અને (૨) નાના છોકરાંવાળી એ બે પ્રકાર મેળવતાં નારીજાતિ માટે વીશ થાય છે.

ગુરુજી! જ્યારે અયોગ્યતા દાખવી ત્યારે એ સામે લાયકાતનું પ્રમાણપત્ર પણ નક્કી કર્યું જ હશેને?

હા, એ પણ કથન કરાયેલું જ છે. એના ભેદ સોળ છે.

૧. આર્યદેશઉત્પન્ન. ૨. કુળવાન. ૩. શુભકર્મો કરવાવાળો. ૪. વિશુદ્ધ, પ્રજ્ઞાવંત. ૫. સંસારની અસારતાનો જાણ. ૬. સંસાર સુખથી વિરક્ત. ૭. મંદકષાયી. ૮. અલ્પ હાસ્યાદિ પ્રકૃતિવાળો. ૯ કૃતજ્ઞ. ૧૦ વિનયી. ૧૧ રાજાની સમ્મતિ મળી હોય એવો. ૧૨ કોઇનો પણ દ્રોહ ન કરનાર. ૧૩ સુંદર આકૃતિવાળો ૧૪ સ્થિર બુદ્ધિવાળો ૧૫ શ્રદ્ધાળુ. ૧૬ આત્મસમર્પણ કરી શકે તેવો.

ભાઇ, કેટલીક વાર કહેવામાં આવે છે કે આટલા બધા સાધુ-સાધ્વીઓ હોય છતા શાસનનો ઉદ્યોત કેમ નથી થતો? એ પ્રશ્નનો ઉકેલ કરવા સારુ આગળ વર્ણવી ગયો એ સ્થિતિનું તોલન કરવાની જરૂર છે. બાકી પૂજ્ય શ્રી હરિભદ્રસૂરિજી સાધુધર્મમાં શિથિલતા જોઇ એટલે સુધી કહે છે કે—

માર્ગપતિત સાધુઓ, એ સાધુઓ નથી પણ પેટભરાઓનું પેડું છે. એમનો વેશ જોઇ કોઇ કહે કે 'વંદનીય' છે તે માટે પણ તેઓથી ઘસીને ના પાડે છે. કેવળ વેશ જોઇ વંદના કરવી ધિક્કારને પાત્ર છે 'ગુણાઃ પૂજાસ્થાનં, ન ચ લિંગમ્ ન ચ વયઃ' એ વચન યાદ રાખવું. આજથી પચીસ સો વર્ષ પૂર્વે ભગવંત મહાવીર દેવના સમયમાં નીચે પ્રમાણે સાડી પચીશ આર્યદેશ ગણાતા હતા. એમાં જીતરાગ ધર્મને અનુસરતા રાજા-અમાત્યો ઉપરાંત સંખ્યાબંધ નર-નારીઓ હતા. નામો અને ગોત્રો આદિના ઉલ્લેખો પરથી એ વાત સિદ્ધ થાય છે. બ્રાહ્મણકુંડ-રૂષભદત્ત-દેવાનંદા-



# શ્રી આત્માનંદ પ્રકાશ


પુસ્તક ૪૬ મું ■ અંક ૮ મો

આત્મ સં. ૫૩ તા. ૧-૪-૪૯

સંવત ૨૦૦૫ ■ ફાલ્ગુન







વાર્ષિક લવાજમ રૂા. ૩-૦-૦ પોસ્ટેજ સહિત





પ્રકાશક-

શ્રી જૈન આત્માનંદ સભા,

ભાવનગર

# અ નુ ક્ર મ ણિ કા.



## નવા માનવંતા પેટ્રન સાહેબો અને લાઇફ મેમ્બરોની થતી જતી વૃદ્ધિ.

આ સભા તરફથી સર્વ કાર્યવાહી, સરવૈયુ, બજેટ, હિસાબ દરવર્ષે પ્રમાણિકપણે પ્રકટ થતો હોવાથી, તેમજ પેટ્રન સાહેબો અને માનવંતા લાઇફ મેમ્બરોને (આત્મકલ્યાણના સાધન અને આર્થિક લાભની દૃષ્ટિએ) જૈન ઇતિહાસ, કથા સાહિત્ય (તીર્થંકર ભગવંતો, તેમજ સતી માતાઓ અને સત્ત્વશાળી પુરુષોના ઘણા ઘણા સુંદર મોટા સચિત્ર ગ્રંથો દરવર્ષે ભેટ અપાતા હોવાથી નવા પેટ્રન સાહેબો અને લાઇફ મેમ્બરોની વૃદ્ધિ થાય તે સ્વાભાવિક છે દિનપ્રતિદિન, શ્રદ્ધાળુ જૈન બંધુઓ અને બ્હેનોને પેટ્રન તથા લાઇફ મેમ્બર થઈ આ સભામાં વેળાસર થતા આત્મકલ્યાણનો અને દેવ, ગુરૂ, ધર્મ અને જ્ઞાન ભક્તિનો અવશ્ય લાભ લેવા જેવું છે

---

## આ માસમાં થયેલા પેટ્રન સાહેબો તથા આજીવન સભાસદો.

| | | | |
|---|---|---|---|
| ૧ | શેઠશ્રી | પરમાણંદદાસ નરશીદાસ | પેટ્રન સાહેબ |
| ૨ | ,, | લવજીભાઈ રાયચંદ | ,, |
| ૩ | ,, | પાનાચંદ લલ્લુભાઈ | ,, |
| ૪ | ,, | છોટાલાલ ભાઈચંદ (૨) | લાઇફ મેમ્બર |
| ૫ | ,, | સુરચંદભાઇ ઠાકોરદાસ ઝવેરી | ,, |
| ૬ | ,, | શ્રી જૈન શ્વે મૂર્તિ વિદ્યાર્થી ભુવન (૧) | ,, (કડી) |
| ૭ | શાહ | ગુલાબચંદ નાનચંદ (૧) | ,, |
| ૮ | ,, | હરિલાલ મોતીચંદ કમળેજવાળા (૧) | ,, |
| ૯ | ,, | રમણીકલાલ ન્યાલચંદ (૧) | બીજા વર્ગમાંથી |
| ૧૦ | ,, | શાહ રમણીકલાલ જમનાદાસ (૧) | ,, |

આ સભાના નવા માનવંતા પેટ્રન સાહેબ—



શેઠશ્રી પરમાણંદદાસ નરશીદાસ—ભાવનગર.

શ્રી મહોદય પ્રી. પ્રેસ—ભાવનગર.

# શેઠ પરમાણંદદાસ નરશીદાસનો જીવન પરિચય.



શહેર ભાવનગરમાં સુપ્રસિદ્ધ વીશાશ્રીમાળી વણિક સંસ્કારી જૈન કુટુંબમાં શેઠ નરશીદાસ જગજીવનને ત્યા શ્રી પરમાણંદભાઇનો સં. ૧૯૫૦ ના માગશર માસમાં જન્મ થયો હતો. માત્ર સામાન્ય કેળવણી લીધા બાદ પિતાશ્રીના ચાલતા મોદીખાનાના ધંધામા મ્હોટા ભાઇ જાદવજીભાઇ સાથે પરમાણંદભાઇ પણ જોડાયા. અને પૂર્વ પુણ્યયોગે ત્યાંથી આગળ વધવા પ્રેરણા થતાં મ્હોટાભાઇ અને પરમાણંદભાઇએ તે બીઝનેસ મુકી દઇ સં. ૧૯૭૧ ની સાલથી મ્હોટા કમીશન એજંટના ધંધામાં ઝુકાવ્યું અને મુંબઇ મુખ્ય અને ભાવનગર, પોરાજી, રાજકોટ જામનગર વગેરે શહેરમાં શાખા પેઢી કરી ધંધો શરૂ કર્યો, અને વાણિજ્ય કુશળતા અને નિષ્ણાતપણે કરી ધંધાની પ્રગતિ કરી અને લક્ષ્મી સારી રીતે ઉપાર્જન કરી અને ધાર્મિક અનેક ખાતાઓમાં ઉદારતાપૂર્વક સારી સખાવતો કરવા લાગ્યા. કેટલોક વખત મ્હોટાભાઇ સાથે વ્યાપારમાં રહી સં. ૨૦૦૩ ની સાલમા વેદની કર્મના ઉદયે દમનો વ્યાધિ શરૂ થતાં, મ્હોટાભાઇથી સંતોષકારકરીતે છુટા પડી પોતાના બે પુત્રો બાબુભાઇ અને હર્ષદરાય છે, જેમાંથી લઘુપુત્ર હર્ષદરાય પરમાણંદ એન્ડ કું. નામથી સ્વતંત્ર દુકાન કરી ધંધો શરૂ કર્યો અને ધંધાથી નિવૃત્તિ લઇ માત્ર સલાહકારક તરીકે રહ્યા અને વર્તમાન જીવન દેવગુરૂ ભક્તિમાં વિતાવવું શરૂ કર્યું. દેવભક્તિ ઉપર પ્રેમ હોવાથી ગયા માગશર શુદ ૬ શુક્રવાર તા. ૪-૨-૪૯ ના રોજ આ શહેરના મુખ્ય જિનાલયના ચોકમા નવિન સુંદર નવા જિનાલયમાં શ્રી શાંતિનાથ પ્રભુની ભક્તિપૂર્વક પ્રતિષ્ઠા, અઠ્ઠાઇમહોત્સવ, અષ્ટોતરી મહાસ્નાત્ર ભણાવી સારો ખર્ચ કરી આત્મકલ્યાણ સાધ્યું. આવા એક શ્રીમાન, શ્રદ્ધાળુ શ્રીમંત જૈન બંધુ આ સભાના માનવંતા પેટ્રન થવાથી તે માટે આભાર માનતા છેવટે પરમાત્માની પ્રાર્થના કરીયે છીયે કે, ભાઇ પરમાણંદદાસ દિર્ઘાયુ થઇ આધ્યાત્મિક, શારીરિક, આર્થિક સંપતિ વિશેષ વિશેષ પ્રાપ્ત કરી ઉદારતાપૂર્વક આત્મકલ્યાણ સાધે.

# શ્રી આત્માનંદ પ્રકાશ

... પ્રકાશક:—શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર ...

વીર સં. ૨૪૭૫. | ફાગણ | પુસ્તક ૪૬ મું.

વિક્રમ સં. ૨૦૦૫. | :: તા. ૧ લી એપ્રીલ ૧૯૪૯ :: | અંક ૮ મો.


## ॥ श्रीनेमिनाथजिनस्तवनम् ॥

( आशावरीरागे त्रितालेन गीतं गीतमिदं मनोज्ञम् )

वन्दे श्यामलविमलशरीरम्, वन्दे—
मुनिमनोमाकन्दकीरम्, वन्दे—ध्रुवपदम् ॥

अपीपूरद् यः प्रथमे वयसि, शङ्खमुदारगभीरम् ।
मधुमथनमदमुकुलप्रमार्जन—सुन्दरसुरभिसमीरम् ॥ वन्दे० ॥ १ ॥

गोपीजनसञ्जनितविलासै—रविचलितं दृढहीरम् ।
राजीमतीमतिमोहनमन्त्रं, ब्रह्मचारिषु वीरम् ॥ वन्दे० ॥ २ ॥

सहस्रसङ्ख्यामितसहकारं, काननमीरम् ईरम् ।
सहस्रसम्मितसुजनैः साकं, गृहीतं संयमचीरम् ॥ वन्दे० ॥ ३ ॥

घातिकर्मकलङ्कमलिनमल—निर्मलीकरणे नीरम् ।
पञ्चपञ्चाशद्दिवसैः प्राप्तं, केवलममलं क्षीरम् ॥ वन्दे० ॥ ४ ॥

सहस्रसंवत्सरमितजीवितं, समधिगतभवतीरम् ।
द्वाविंशं श्रीनेमिनाथं, धर्मधुरन्धरधीरम् ॥ वन्दे० ॥ ५ ॥

—मुनिराज श्रीधुरन्धरविजयजी ।

## શ્રી મહાવીર જિન સ્તવન

( ઓ પ્રેમ નગરના પંખેરૂ, તને પૂછું એક જ વાત—એ રાહ )

ઓ રે'મ નજરના ભંડારા !, મને તારો તારણહા...ર !
તમે જગત જીવન આધા...ર. (ટેક)
નાથ વિનાનો રાંક આ સેવક આ, ભવવન ગોથાં ખાય;
કર્મ સતાવે ભાન ભૂલાવે, આપે દુ:ખ અપા...ર.
મને તારો તારણહા...ર ! તમે જગત જીવન આધા...ર.
ઓ રે'મ નજરના૦ (૧)
ચકવા ચાહે હેજે સૂરજ, ચાતક જલધર ધાર;
વીરજીની ચાહું ગોઠલડી, નીરખીર નિરધા...ર.
દૂધ સાકર સુખકાર, તમે જગત જીવન આધા...ર.
ઓ રે'મ નજરના૦ (૨)
શું કહાવો વારંવાર, તારો ભવસાગરથી પાર,
નેમિ-લાવણ્ય-દક્ષ વિનવે (૨), વીરજીવન આધા...ર;
સદા રમો હૃદય મોઝાર, હું વંદું વાર હઝા...ર.
ઓ રે'મ નજરના૦ (૩)

રચયિતા.—મુનિ મહારાજ શ્રી દક્ષવિજયજી

---

## શત્રુંજય તીર્થયાત્રાદર્શન

( આહિર્લીપિકા-રાગ: ઝેર ગયાં ને વેર ગયા )

શેત્રુંજીમાં સ્નાન કરીને, ક્રોધ કષાયનો ધોજે મેલ;
દુર્ગારા બે રાગ ને દ્વેષ, શેત્રુંજે ચડતા તું મે'લ. ૧
આનંદકારી કલ્યાણકારી, આદિનાથનાં ચરણો સેવ;
નંદ મારુદેવા માતાના, યુગાદિ તીર્થંકર દેવ. ૨
દર્શન કરીને દર્શન પામી, સમ્યગ્દષ્ટિ અંતર શોધ;
જીવાજીવ વિવેકે વિચારી, દ્રવ્યભાવથી પામી બોધ ૩
કર્મ નિર્જરા લક્ષ ગ્રહીને, સંવરથી આશ્રવને રોક;
લાગણી રાખી યાત્રા કરજે, દૂર થશે તો ભવનો શોક. ૪
નરભવની સાર્થકતા થાશે, તીર્થક્ષેત્રમાં કરતાં વાસ;
જીવન 'અમર' શત્રુંજય કરી, સિદ્ધાલયમાં કરો નિવાસ ૫

અમરચંદ માવજી શાહ

# श्री नन्दीसूत्रमलयगिरीया वृत्तिमां आवता दार्शनिक साक्षिपाठोनां मूलस्थानो.

(४)

## સાક્ષિપાઠોના મૂલસ્થાનભૂત મુખ્ય ગ્રંથોનો પરિચય

(લેખકઃ—મુનિરાજ શ્રી જંબૂવિજયજી મહારાજ)

ગતાંક પૃષ્ઠ ૧૪૧ થી ચાલુ.

નં. મ. ६° तथाहि—"शुद्धचैतन्यरूपोऽयं पुरुषः परमार्थतः। प्रकृत्यन्तरमज्ञात्वा मोहात् संसारमाश्रितः ॥ १ ॥" [वा० अलं० पृ. ३४७] વા૦ અલં૦માં शुद्धबोधस्वभावोऽयं પાઠ છે.

નં. મ. ६° आह च-"अभिलापस्मरणयोः प्रकृतेरेव वृत्तितः। अभिलाषाद्य तद्वृत्तिरित्यन्योन्यसमाश्रयः ॥ १ ॥" [वा० अलं० पृ. ३४८]

નં. મ. ६¹ उक्तं च-"मलविद्धमणिव्यक्तिर्यथाऽनेकप्रकारतः। कर्मविद्धात्मविज्ञप्तिस्तथाऽनेकप्रकारतः ॥ १ ॥"[1] [अकलंकविरचितलघीयस्त्रय[2] ॥ ५७ ॥]

६¹ तथा चोक्तम्-"यथा जात्यस्य रत्नस्य निःशेषमलहानितः। स्फुटैकरूपाभिव्यक्तिर्विज्ञप्तिस्तद्वदात्मनः ॥ १ ॥" [ ]

નં. મ. ७¹ अकलङ्कोऽप्याह—"द्विविधं प्रत्यक्षज्ञानं सांव्यवहारिकं मुख्यं च। तत्र सांव्यवहारिकमिन्द्रियानिन्द्रियप्रत्यक्षम्, मुख्यमतीन्द्रियज्ञानम्" [लघीयस्त्रय ॥ ४ ॥ કારિકાની સ્વોપજ્ઞવિવૃતિ] મલયગિરિ મહારાજે मुख्यं च સુધીનો ભાગ માત્ર અર્થથી ઉધ્ધૃત કર્યો જણાય છે. प्रत्यक्षं विशदज्ञानं मुख्यसंव्यवहारतः।-આ પ્રમાણે ૩ કારિકા છે.

નં. મ. १३¹ तथा चोक्तम्—"नित्यं सत्त्वमसत्त्वं वाऽहेतोरन्यानपेक्षणात् ॥" [प्रमाणवा० ३।३४ ॥] આનું ઉત્તરાર્ધ "अपेक्षातो हि भावानां कादाचित्कत्वसम्भवः ॥" છે. વિશેષાવશ્યકભાષ્ય કોટ્યાચાર્ય ટીકા (પૃ. ८७९) વિગેરે ઘણે જ સ્થળે આ ઉધ્ધૃત છે.

નં. મ. પૃ. १६¹ यत उक्तम्—"अन्यथानुपपन्नत्वं यत्र तत्र त्रयेण किम्।"

---

1 આ કારિકા આવશ્યકમલયગિરિવૃત્તિ પૃ. ૧૭, કર્મગ્રંથટીકા પૃ ૮–વિગેરે ઘણે સ્થળે ઉધ્ધૃત લેવામાં આવે છે.

2 આના ઉપરની ટીકાનું નામ न्यायकुमुदचन्द्र છે. स्वोपज्ञविवृति સીંઘી જૈન સીરીજમાં પણ પ્રગટ થઇ છે.

[ ] આનુ ઉત્તરાર્ધ-नान्यथानुपपन्नत्वं यत्र तत्र त्रयेण किम् ॥ છે આ કારિકા શ્વેતાંબર તથા દિગબર ગ્રથોમા ઠેરઠેર ઉધ્ધૃત જોવામા આવે છે

ન મ ૧૬૫ तथा चोक्तम्—" यः साध्यस्योपमाभूत स दृष्टान्त इति कथ्यते।" [ ] આ વચન નદીહારિભદ્રીવૃત્ત ( પૃ ૯૨ ) તથા વિશેષા० ભાષ્ય કોટયાચાર્ય ટીકા ( પૃ ૮૫૬ )મા છે

ન મ પૃ ૧૬૧ [यत्तु] शङ्करस्वामी प्राह—" अयस्कान्तोऽपि प्राप्यकारी, अयस्कान्त च्छायाणुभि सह समाकृष्यमाणवस्तुन सम्बन्धभावात्, केवल ते छायाणव सूक्ष्मत्वान्नोप लभ्यन्ते ॥' [ ] આ શકરસ્વામી કોણ છે ? અને તેનો ગ્રથ કયો છે ? એ શોધવાનુ છે બૌદ્ધાચાર્ય दिङ्नागના શિષ્ય શંકરસ્વામીનો ઘણે સ્થળે ઉલ્લેખ જોવામા આવે છે શુ આ તે જ છે ?

ન મ પૃ ૧૬૧ तथा च तद्ग्रन्थ —" चक्षु श्रोत्र मनोऽप्राप्यकारि[3] " [ ] ન્યાયકુમુદચદ્ર ( પૃ ૮૩ ), તથા સ્યાદ્વાદરત્નાકરમા ( પૃ ૩૦૩ ) " चक्षु श्रोत्रमन सामप्राप्तार्थप्रकाशकत्वम् ' इत्यभिधानात्-આ રીતે ઉદ્ધરણ છે. સમ્મતિવૃત્તિમા ( પૃ ૫૪૫ ) " चक्षु श्रोत्रमनसामप्राप्तार्थकारित्वम् ' [ ] इति वचनात्-આ પ્રકારે ઉદ્ધરણ છે

ન० મ० ૧૭૩ उक्त च—" यथा च प्रेर्यते तूलमाकाशे मातरिश्वना। तथा शब्दोऽपि किं वायो प्रतीप कोऽपि शब्दवित् ॥ १ ॥ ' [ वा० अल० पृ० ७८६ ] અહીં वा० अल० મા प्रतीप शब्दवित् क्वचित् ॥ પાઠ છે

ન० મ० પૃ० ૧૭૩ "रूपस्पर्शादिसन्निवेशो मूर्ति " [ ] इति वचनप्रामाण्यात्।

ન० મ० પૃ० ૧૮૩ " ज्ञानमप्रतिघ यस्य वैराग्य च जगत्पते । ऐश्वर्यं चैव धर्मश्च सह सिद्ध चतुष्टयम् ॥ १ ॥ ' [ ] આ કારિકા શાસ્ત્રાવાર્તાસમુ० ( ॥ १९५ ॥ ) વિ० ઘણે સ્થળે ઉધ્ધૃત કરેલી જોવામા આવે છે ન० મ० પૃ० ૨૧૪ મા પણ આ કારિકા છે

---

3 તુલના—" चक्षु -श्रोत्र-मनोऽप्राप्तविषय त्रयमन्यथा ॥ १ । ४३ ॥ [ अभिधर्मकोश ] 'तथा हि—दूराद्रूप पश्यति अक्षिस्थमञ्जन न पश्यति। दूराच्छब्द शृणोति। सति च प्राप्तविषयत्वे दिव्य चक्षु श्रोत्रमिह ध्यायिनां नोपजायेत, घ्राणादिवत्। यद्यप्राप्तविषय चक्षु कस्मात् सर्वमप्राप्तं न पश्यति दूरं तिरस्कृत च ? कथ तावदयस्कान्तो न सर्वमप्राप्तमय कर्षति ? प्राप्तविष[यं]त्वेऽपि चैतत् समानम्—कस्मा त्त सर्वं प्राप्तं पश्यति अञ्जन शलाकां वा ? यथा च घ्राणादीनां प्राप्तो विषय, न तु सर्वं सहभूगन्धाय ग्रहणात्, एव चक्षुषोऽप्यप्राप्त[त]त्व स्यात्, न तु सर्वं । मनस्तु अरूपित्वात् प्राप्तुमेव शक्यम्। केचित् पुन श्रोत्र प्राप्ता ऽप्राप्तविषय म यन्ते कर्णाभ्यन्तरेऽपि शब्दश्रवणात्। त्रय तु प्र ण-जिह्वा कायाख्य त्रयमन्यथा प्राप्तविषयमित्यर्थ । घ्राण कथ प्राप्तविषय निरुच्छ्वासस्य गन्धाग्रहणात् ॥ " [ यशुमित्रकृत स्फोटा अभि धर्मकोशभाष्य ] આ ભાષ્યનો ભાગ ડૉ. ગોખલે કે જેઓ હમણાં ભારતવર્ષની સરકાર તરફથી તિબેટમાં એલચી તરીકે નીમાયા છે તેમને અભિધર્મકોશમૂલમાત્રના એક ફોટા ઉપર લખેલો મળી આવ્યો હતો. તેમના સૌજન્યથી મને મળ્યો છે મે અભિધર્મકોશભાષ્યના ફ્રેચ ભાષાંતર સાથે તથા સ્ફુટાર્થા ટીકા સાથે પણ મેળવી જોયો છે, ખાસ ભેદ જણાતો નથી

નં૦ મ૦ પૃ૦ ૧૬૩ તથા ચાહ સ્વયમ્ભૂઃ—"देवागमनभोयानचामरादिविभूतयः। मायाविष्वपि दृश्यन्ते नातस्त्वमसि नो महान् ॥ १ ॥" [ आप्तमीमांसा ॥ १ ॥ ] **આપ્તમીમાંસાના** કર્તા દિગંબરાચાર્ય સ્વામી **સમન્તભદ્ર** છે. તેના ઉપર અકલંક દેવે રચેલી **અષ્ટશતી** છે, અને તેના ઉપર સ્વામી **વિદ્યાનંદે**એ રચેલી **અષ્ટસહસ્રી** વૃત્તિ છે કે જેના ઉપર ઉપાધ્યાય શ્રી **યશોવિજયજી** મહારાજે તાત્પર્યવૃત્તિની રચના કરી છે **મલયગિરિ** મહારાજે સ્વયમ્ભૂના નામે આ શ્લોક શી રીતે ચઢાવ્યો છે ? શું **સમન્તભદ્ર** અને **સ્વયભૂ** બને **પરમાત્મવાચક** નામો હોવાથી પર્યાયરૂપે ઉપયોગ કર્યો છે ? સ્વામી **સમન્તભદ્રે** એક बृहत्स्वयम्भूस्तोत्र[1]ની પણ રચના કરેલી છે. નં૦ મ૦ ૩૬૬ મા આ કારિકા तथा च...स्तुतिकार. समन्तभद्रः ના ઉલ્લેખથી જ છે.

નં૦ મ૦ ૨૬૩ "क्रपथः संयतात्मानः फलमूलानिलाशनाः। तपसैव प्रपश्यन्ति त्रैलोक्यं सचराचरम् ॥ १ ॥ अतीतानागतान् भावान् वर्तमानांश्च भारत। ज्ञानालोकेन पश्यन्ति त्यक्तसङ्गा जितेन्द्रियाः।[2] ॥ २ ॥" [ ] આ બે શ્લોકો મહાભારતમાં હોવાનો સંભવ છે. અત્યારે મારી પાસે મહાભારત હાજર નથી.

નં૦ મ૦ ૩૬૩ तथा चोक्तम्—"न कालव्यतिरेकेण गर्भवालशुभादिकम्। यत् किञ्चिज्जायते लोके तदसौ कारणं किल ॥ १ ॥ किञ्च कालादृते नैव मुद्गपक्तिरपीष्यते। स्थाल्यादिसन्निधानेऽपि ततः कालादसौ मता ॥ २ ॥ कालाभावे च गर्भादि सर्वं स्याद् व्यवस्थया। परेष्टहेतुसद्भावमात्रादेव तदुद्भवात् ॥ ३ ॥ कालः पचति भूतानि कालः संहरति प्रजाः। कालः सुप्तेषु जागर्ति कालो हि दुरतिक्रमः ॥ ४ ॥ [ शास्त्रवार्तासमु० ॥ ॥ १६५-१६८ ॥ ] મહાભારતમાં कालः पचति भूतानि ને મળતા થોડા-વધતા પાઠભેદ સાથે કેટલાક શ્લોકો મળે છે.

નં૦ મ૦ ૩૬૪ "अन्यो(ज्ञो)जन्तुरनीशोऽयमात्मनः सुखदुःखयोः। ईश्वरप्रेरितो गच्छेत् स्वर्गं वा श्वभ्रमेव वा ॥" [ महाभारत, वनपर्व, अध्याय ३०, श्लोक २८ ] न्य અને ज्ञ નો હસ્તલિખિત ગ્રંથોમાં ઘણીવાર પરસ્પર સંકર થઈ જાય છે अन्यो (ज्ञो) પાઠ સાચો જણાય છે. **નયચક્રટીકામાં** પણ આ શ્લોક (૩જા અરમાં) છે ત્યાં પણ ઘણી પ્રતિઓમાં अन्यो પાઠ છે એકમા अज्ञो પાઠ છે

1 बृहत्स्वयम्भूस्तोत्रમાં ૨૪ તીર્થંકર ભગવાનની પ્રત્યેકની અનેક શ્લોકાત્મક સ્તુતિ છે બધા થઈને ૧૪૪ શ્લોકો છે તેમાં શ્રી **વિમલનાથ** ભગવાનના **સ્તવનો** नयास्तव स्यात्पदसत्यलाञ्छिता रसोपविद्धा इव लोहधातवः। भवन्त्यभिप्रेतगुणा यतस्ततो भवन्तमार्या प्रणता हितैषिणः ॥ ६५ ॥—આ શ્લોક કિંચિત પાઠભેદથી ઘણે સ્થળે આપણા ગ્રંથોમાં જોવામાં આવે છે આ પદ્ય **સમ્મતિટીકાકારના** કથન પ્રમાણે (પૃ ૭૬૧) સિદ્ધસેનદિવાકરકૃત છે, સ્યાદ્વાદમંજરીકર્તા મલ્લિષેણસૂરિના કથન પ્રમાણે **સમંતભદ્રનું** છે. (જુઓ, સ્યા૦ મં૦ પૃ. ૨૨૮-૨૨૯), જ્યારે મલયગિરિ મહારાજે આદ્ય સ્તુતિકારના નામે આપ્યું છે (જુઓ, આવશ્યકવૃત્તિ પૃ ૧૧) એ પણ ખ્યાલમાં રહે. આચારાંગવૃત્તિ (પૃ ૮૫) સ્થાનાંગવૃત્તિ (પૃ ૧૩) તથા અનુયોગદ્વારમલધારિવૃત્તિ (પૃ. ૨૪૫)માં પણ છે

2 આ બને શ્લોકો નંદીહારિભદ્રીવૃત્તિમાં પણ છે.

नं० म० ३१४ "नियतेनैव रूपेण सर्वे भावा भवन्ति यत्। ततो नियतिजा ह्येते तत्स्वरूपानुवेधतः ॥ १ ॥ यद् यदैव यतो यावत् तत् तदैव ततस्तथा। नियतं जायते न्यायात् क एनां बाधितुं क्षमः ॥ २ ॥" [ शास्त्रवार्ता० ॥ १७३-१७४ ॥ ]

नं० म० ३१८ तथा चोक्तम्—" पूर्वकालादियोगी यः स पूर्वाद्यपदेशभाक्। पूर्वापरत्वं तस्यापि स्वरूपादेव नान्यतः ॥ १ " [ वा० अलं० पृ० ७२६ ]

नं० म० पृ ३१८ उक्तं च—" एकत्वव्यापितायां हि पूर्वादित्वं कथं भवेत्। सहचारिवशात् तच्चेदन्योन्याश्रयतागमः ॥ २ ॥ सहचारिणां हि पूर्वत्वं पूर्वकालसमागमात्। कालस्य पूर्वादित्वं च सहचार्यवियोगतः ॥ २ ॥" [ वा० अलं० पृ० ७२६ ] અહીં વા० અલં० માં नित्यताव्यापिता या हि પાઠ છે, પણ नित्यव्यापितायां हि જ સાચું જણાય છે.

નં० મ० ३२० उक्तं च—" अशक्त्याऽन्येश्वराः पापप्रतिषेधं न कुर्वते। स त्वत्यन्तमशक्तेभ्यो व्यावृत्तमतिरिष्यते ॥ १ ॥ अथाप्यशक्त एवासौ तथा सति परिस्फुटम्। नेश्वरेण कृत सर्वमिति वक्तव्यमुच्चकैः ॥ २ ॥ पापवत् स्वार्थकारित्वाद्धर्मादिरपि किं ततः ॥" [ वा० अलं० पृ० ८५ ] અહીં વા० અલં० માં सथाशक्त एवासौ तथा सति પાઠ છે. अथा-[ प्य ]शक्त एवासौ तथा सति [ परिस्फुटम् ]—આવી મલયગિરિવૃત્તિ અનુસારે પૂર્તિ કરી શકાય.

નં० મ० ३२० उक्तं च—" क्रीडार्था तस्य वृत्तिश्चेत् प्रेक्षापूर्वक्रिया कुतः। एकस्य क्षणिका तृप्तिरन्यः प्राणैर्वियुज्यते ॥ १ ॥" [ वा० अलं० पृ० ८६ ]

નં० મ० ३२० "इदमेव न चेत्येतत् कस्य पर्यनुयोज्यताम्। अग्निर्दहति नाकाशं कोऽत्र पर्यनुयुज्यताम् ॥ १ ॥" [ वा० अलं० पृ० ८१ ] અહીં વા० અલં० માં इदमेवं न चेत्येतत् कस्य पर्यनुयुज्यताम्?। પાઠ છે

નં० મ० ३२० "स्वभावेऽध्यक्षतः सिद्धे यदि पर्यनुयुज्यते। तत्रेदमुत्तरं वाच्यं न दृष्टेऽनुपपन्नता ॥ १ ॥" [ वा० अलं० पृ० ८१ ] અહીં વા० અલં० માં परैः पर्यनुयुज्यते પાઠ છે.

નં. મ. ३२१ उक्तं च—" यत् किञ्चिदात्माभिमतं विधाय निरुत्तरस्तत्र कृतः परेण। वस्तुस्वभावैरिति वाच्यमित्थं तदोत्तरं स्याद् विजयी समस्तः ॥ १ ॥" [ वा० अलं० पृ० ८२ ] અહીં વા० અલં०માં 'रिह वाच्यमित्थं तथोत्तरं પાઠ છે.

નં. મ. ३२१ उक्तं च—" शास्त्रान्तराणि सर्वाणि यदीश्वरविकल्पतः। सत्यासत्योपदेशस्य प्रमाणं दानतः कथम् ॥ १ ॥" [ वा० अलं० पृ ८६ ]

નં. મ. ३२१ तथा चोक्तम्—" न न वाच्यत इत्येवमनुमानं प्रवर्तते ] सम्बन्धवर्ती नाद् तस्य प्रवर्तनमिहेष्यते ॥ १ ॥" [ वा० अलं० पृ. १०१ ] અહીં વા० અલંમાં...वाचत... ...मितीरितम् ॥ પાઠ છે.

નં. મ પૃ. ૨૨૨ यदुक्तम्—" नादृष्टपूर्वस्य रज्ज्वां सर्पमतिः क्वचित् । ततः पूर्वानुसारित्वाद् भ्रान्तिरभ्रान्तिपूर्विका ॥ १ ॥ " [ मु० वा० अलं० पृ. ५८? ] અહીં વા૦ અલં૦માં " पूर्वदृष्टानुसारित्वाच्च हेतुर्वासना कथम्? ॥ "–એ પ્રમાણે ઉત્તરાર્ધ છપાયેલું છે. સંભવ છે કે આનું મૂલસ્થાન કોઇ જુદું જ હોય

નં. મ. પૃ. ૨૨૩ उक्तं च–" हेतुताऽन्वयपूर्वेण व्यतिरेकेण सिध्यति । नित्यस्याव्यतिरेकस्य कुतो हेतुत्वसम्भवः ॥ १ ॥ " [ वा० अलं० पृ. ७६? ] અહીં વા૦ અલં૦માં सम्बन्धोऽन्वय...कुतः सम्बन्धसम्भवः ॥ પાઠ છે.

નં. મ. પૃ. ૨૨૩ विशेषणं विना यस्मात्त तुल्यानां विशिष्टता " ॥ [ शास्त्रवार्तासमु० ॥ ३४ ॥ ] इति वचनप्रामाण्यात् ।

જે સાક્ષિપાઠોનાં મૂલસ્થાનો ઉપલબ્ધ થયાં નથી, તે વિષે કોઇના પણ જાણવામા આવે તો પ્રકાશ પાડવા વિજ્ઞપ્તિ છે કાળજીપૂર્વક નં. મ ના દાર્શનિક સાક્ષિપાઠો અહીં આપવામાં આવ્યા છે, છતાં દૃષ્ટિદોષથી કોઈ પાઠ રહી જવા પામ્યા હોય તો વાચકો જણાવીને આભારી કરશે. મુદ્રિત પ્રતિ કરતા સાક્ષિપાઠમાં ક્વચિત પાઠભેદ જ્યા છે ત્યાં મેં પુણ્યનામધેય પૂ૦ મુનિરાજશ્રી પુણ્યવિજયજી મહારાજે પ્રાચીન હસ્તલિખિત પ્રતિ સાથે મેળવીને નક્કી કરેલા નંદીમલયગિરિવૃત્તિના પાઠો આપેલા છે, એમ વાચકોને જણાવવાની રજા લઉં છું.

| | |
|---|---|
| तलेगांव ढमढेरे ( जिला-पुना )<br>સં. ૨૦૦૪, विजयादशमी<br>आसो सुद–१० | मुनिराजश्री भुवनविजयान्तेवासी<br>मुनि जम्बूविजय. |

## સર્વે દુ:ખોનું બીજ.

આપણી પાસે બધું છે, અને બધું કરીએ છીએ, પણ એક વાતને ભુલીને. જે સાક્ષીને વચ્ચે ઊભો રાખી બધા વ્યવહારો કરવા જોઇએ, તે સાક્ષીને બોલાવવાનું ભૂલી જઇએ છીએ. એ સાક્ષી તે ઇશ્વર–સત્ય, ન્યાય, નીતિ, પ્રેમ, ભલાઇ, નિઃસ્વાર્થતા. ભગવાનનું નામ ભજનમંડળોમાં ઝાંઝ અને પખાજ સાથે લઇયે છીએ, મંદિરોમાં તેને જોવા પ્રયત્ન કરીએ છીયે, પણ વ્યવહાર કરવા બેસીએ ત્યારે તેને દૂર હડસેલીએ છીએ એ આપણાં સર્વે દુ:ખોનું બીજ છે.

શ્રી કિશોરલાલ મશરૂવાળા

" જાતિ, ધર્મ અથવા અસલ વતન ગમે તે હોય તોયે આખરે આખી માનવજાત એક છે એ વાત આપણે કદી ન વિસરીએ. "

મશરૂવાળા

## શ્રી સિદ્ધસેનસૂરિકૃત.

# દ્વાત્રિંશિકા બત્રીશ-બત્રીશીઓ

લે૦-આચાર્યશ્રી વિજયપદ્મસૂરિજી મહારાજ.

( ગતવર્ષના પૃષ્ઠ ૯૭ થી શરૂ )

પૂજ્ય શ્રી દિવાકરજી મહારાજે પ્રત્યક્ષની જણાવેલી નિર્દોષ વ્યાખ્યાના રહસ્યને દિઙ્ગનાગ, ધર્મકીર્ત્તિ વગેરે બૌદ્ધ વિદ્વાનો યથાર્થરૂપે સમજી શકયા નથી માટે જ તેઓ પ્રત્યક્ષનું સ્વરૂપ જણાવતા 'કલ્પનાપોઢજ્ઞાનાદિ' વચનો ઉચ્ચારે છે. વિજ્ઞાનવાદ વગેરેનું ખંડન કરવાના ઇરાદાથી જ્ઞાન વગેરે પદાર્થોનું નિરૂપણ કર્યું છે અન્યદર્શનકારો પરાર્થરૂપે અનુમાનને જણાવે છે, એમ ન્યાયપ્રવેશાદિના પર્યાલોચનથી સમજાય છે. તેમજ અકલંકાદિ દિગંબરાચાર્યો શ્રુતજ્ઞાનને પરાર્થ પ્રમાણ તરીકે અને શેષજ્ઞાનોને સ્વાર્થ પ્રમાણ તરીકે, જણાવે છે, માણિક્યનંદી વગેરે આચાર્યોએ પરાર્થ પ્રમાણ તરીકે અનુમાનને જ જણાવ્યું છે. ન્યાયાવતાર સિવાય કોઇપણ સ્વપર દાર્શનિક ગ્રંથોમા પ્રત્યક્ષ પ્રમાણને પરાર્થ પ્રમાણ તરીકે જણાવ્યું નથી. દિવાકરજીની આ પ્રસ્તુત માન્યતા વાદિ દેવસૂરિ વગેરે આચાર્યોએ સ્વીકારી છે, એમ પ્રમાણનયતત્ત્વાલોકના વાચનથી જણાય છે. ન્યાય પદાર્થ તત્ત્વના જિજ્ઞાસુઓએ ૧ સાધન (પરાર્થાનુમાન) ૨ દૂષણ ૩ સાધનાભાસ ૪ દૂષણાભાસ. ૫ પ્રત્યક્ષ. ૬ અનુમાન. ૭ પ્રત્યક્ષાભાસ. ૮ અનુમાનાભાસ આ આઠ પદાર્થો જરૂર જાણવા જોઇએ આ ઇરાદાથી દિઙ્ગનાગ નામના બૌદ્ધ વિદ્વાને ન્યાયપ્રવેશમા તે આઠ પદાર્થોનું સ્વદર્શનને અનુસારે સ્વરૂપ જણાવ્યું છે દિવાકરજી મહારાજે છેલ્લા બે પદાર્થોની અનાવશ્યકતા જાણી બાકીના છ પદાર્થોનું સ્વરૂપ અહીં જણાવ્યું છે. આ મુદ્દાથી જ 'ન્યાયાવતાર' નામની આદિમાં ન્યાય શબ્દની યોજના કરી છે પ્રાચીન બૌદ્ધ વિદ્વાનોમાંના કેટલાએકની એવી પણ માન્યતા હતી કે-પરાર્થાનુમાનના પ્રસંગે પક્ષ પ્રયોગ કરવો જ જોઇએ, એવો કઇ નિયમ નથી તેનું ખંડન કરવાને અહીં કર્ત્તાએ ભાર દઇને પક્ષ પ્રયોગની આવશ્યકતા સ્પષ્ટ સ્વરૂપે જાહેર કરી છે. અહીં જણાવેલી હેતુ પદાર્થની સ્પષ્ટ પ્રરૂપણા જ્યારે તમામ જૈન તર્કગ્રંથોમા એક સરખી દેખાય છે ત્યારે અન્ય દાર્શનિક ગ્રંથોમાં તે જૂદા જ સ્વરૂપે દેખાય છે સાધર્મ્ય દૃષ્ટાંત વગેરેના લક્ષણ બાંધતા કર્ત્તાએ દૃષ્ટાંતની આવશ્યકતા સ્વીકારી બૌદ્ધાદિમતનું ખંડન કરવા જણાવ્યું છે કે કોઇ વ્યક્તિ વિશેષ બુદ્ધિશાલી હોય, તો તે દૃષ્ટાંત વિના પણ સાધ્યનો બોધ પામી શકે છે. માટે દૃષ્ટાંત જણાવવું જ જોઇએ, એવો કાંઇ નિયમ નથી. તેમજ અહીં આગળ ૧-પક્ષ, ૨ હેતુ, ૩-દૃષ્ટાંતનું નિરૂપણ કરી સાધનાભાસનું સ્વરૂપ જણાવતાં પક્ષાભાસના પાચ ભેદો જણાવ્યા છે અન્યત્ર તેના નવ ભેદો પણ વર્ણવ્યા છે જેમ હેત્વાભાસના ત્રણ ભેદોનું વર્ણન અહીં છે તેજ વર્ણન પછીના જૈન-

તાર્કિક ગ્રંથોમાં પણ દેખાય છે. બીજાઓ પાંચ હેત્વાભાસ માને છે. તેમજ અહીં દૃષ્ટાંતાભાસના છ છ ભેદો જે જણાવ્યા છે, તે બાબતમાં યાદ રાખવું કે બૌદ્ધો પાંચ ને નવ ભેદો પણ વર્ણવે છે. પણ છ ભેદો જ સાચા છે. એમ દૂષણાભાસ વગેરે બીના પણ કર્ત્તાએ અહીં સ્પષ્ટ જણાવી, છેવટે અટ્ઠયાવીશમા શ્લોકમાં પ્રમાણનું ફલ દીર્ઘદૃષ્ટિથી નિર્ણય કરી જણાવ્યું છે. જૈન તાર્કિક ગ્રંથોમાં ન્યાયાવતારનું અગ્રસ્થાન હોવાનું મુખ્ય કારણ એ પણ છે કે-પ્રમાણ અને નયનો જે વિષયભેદ અહીં સ્પષ્ટ રૂપે છે, તે જૈનેતર ગ્રંથોમાં તો સર્વાંશે પણ નથી, કારણ કે નયની બીના અન્યત્ર કહી જ નથી. ટૂંકમાં એમ ખુશીથી કહી શકાય કે-અહીં ૧-નયનો વિષય, ૨-નયનું સ્વરૂપ. ૩-સ્યાદ્વાદ શ્રુતનું લક્ષણ. ૪-પ્રમાતાનું જૈનદર્શનાનુસારે સ્વરૂપ સંક્ષિપ્ત છતાં બહુ જ સ્પષ્ટ-નિષ્ટંક જણાવ્યું છે. તેથી જૈનન્યાયને સમજવાનું અપૂર્વ સાધન ન્યાયાવતાર જરૂર કહી શકાય

ઐતિહાસિક તત્ત્વજ્ઞાનના સમર્થ વિદ્વાનો આ ગ્રંથને વાંચતાંની સાથે જ જણાવે છે કે-પ્રમાણના યથાર્થ રહસ્યને સ્પષ્ટ-ટૂંક શબ્દોમાં જણાવનાર આ બત્રીશીના બનાવનાર શ્રી સિદ્ધસેન દિવાકરજી મહારાજ જૈન સાહિત્યના અપૂર્વ બુદ્ધિશાલી સમર્થ સંગ્રહકારોમાં પ્રથમ અગ્રેસર હતા. દિગંબર સંપ્રદાયનો આપ્તમીમાંસા ગ્રંથ પ્રમાણના સ્વરૂપને જણાવે છે તે-આ ન્યાયાવતારની પછી રચાયો છે, કારણ કે તેના કર્ત્તા સ્વામી સમંતભદ્ર વિક્રમના બીજા સૈકામાં થયા છે. આપ્તમીમાંસાના પરિચયથી જણાય છે કે-ન્યાયાવતારની રચના શૈલી-તેના કરતાં સર્વાંશે શ્રેષ્ઠ છે. કેટલાએક વિદ્વાનોની એવી માન્યતા છે કે-"શ્રી સિદ્ધસેનદિવાકરજીના સમયની પહેલાંના સમયમાં તર્કશાસ્ત્ર સંબંધી કોઈ સ્વતંત્ર સિદ્ધાંતો વિશેષ પ્રચલિત ન હતા. અને પ્રમાણના વિચારો શ્રી અનુયોગદ્વાર સૂત્રાદિમાં સંક્ષેપે હતા. તે સમય સુધી તેવા વિચારોના પ્રચારની વિશેષ જરૂરિયાત પણ ન હતી. કારણ કે દિવાકરજીના સમયની પહેલાંનો જમાનો તર્કપ્રધાન ન હતો, પરંતુ વિશેષે કરીને આગમપ્રધાન હતો. એટલે આ વચનો આપ્ત પુરુષના છે માટે માન્ય જ કરવા જોઇએ. આવી શ્રદ્ધા માત્રથી તે વચનો સ્વીકારાતા હતા, પરંતુ મહર્ષિગૌતમે 'ન્યાયસૂત્ર' નામના ગ્રંથની રચના કરી, તે પછી ધીમે ધીમે તર્કશૈલીનું જોર વધવા માંડયું, ને તેવી શૈલીવાળા સ્વતંત્ર સિદ્ધાંતોની રચના થવા લાગી કારણ કે તેમ કર્યા સિવાય વિવિધ દાર્શનિક વિચારોની પ્રસિદ્ધિ થઇ શકે જ નહિ. બ્રાહ્મણો તાર્કિક શૈલીએ વિવિધ તત્ત્વોનો વિચાર કરવા લાગ્યા, ત્યારે બીજી બાજુ નાગાર્જુન નામના બૌદ્ધ વિદ્વાને 'મધ્યમાવતાર' નામના ગ્રંથની રચના કરી હતી. કેટલોક સમય વીત્યા બાદ બૌદ્ધવિદ્વાનોમાં અને બ્રાહ્મણ વિદ્વાનોમાં તાર્કિક દૃષ્ટિએ પરસ્પર વિચારોનું ખંડનમંડન વિશેષે કરી થવા લાગ્યું. નિર્જન વન વગેરેમાં રહેતા જૈનમતિ ગ્રંથોએ આ વાત જાણી તે ઉપરાંત એ પણ તેમના જાણવામાં આવ્યું કે-બૌદ્ધાદિ અન્ય દર્શનીઓ પ્રભુ શ્રી મહાવીર દેવના અવિચ્છિન્ન પ્રભાવશાલિ મોક્ષ માર્ગનો ઉપહાસ કરી રહ્યા છે. આવા આવા અનેક કારણોને હૃદયમાં લઇને અને "કોઇ પણ ઉપાયે શ્રી જૈનેન્દ્ર શાસનના માન્ય સિદ્ધાંતો નિર્દોષ પદ્ધતિએ પ્રચારવા" આ સાધ્યને સિદ્ધ કરવા તે જૈનનિર્ગ્રંથો તૈયાર થયા. સૌથી પ્રથમ પહેલ કરનાર શ્રી શ્યામાચાર્ય મહારાજના ગુરુ અદ્વિતીય સંગ્રહકાર પૂર્વધર શ્રી ઉમાસ્વાતિ વાચકવર્યે તત્ત્વાર્થાધિગમસૂત્રની રચના કરી. તેમાં જૈન સિદ્ધાંતોનો સંક્ષેપે સંગ્રહ કર્યો. તેમાં જણાવેલા 'પ્રમાણનયૈરધિગમઃ' (તત્ત્વોનો યથાર્થ પરિચય પ્રમાણ જ્ઞાન, ને નયજ્ઞાનથી થાય છે.) આ સૂત્રના અર્થ તરફ

# ક્રિયાશુદ્ધિદ્વારા જ્ઞાનયોગ તદ્વારા મુક્તિ

લેખકઃ—મુનિરાજ પુણ્યવિજયજી મહારાજ ( સંવિગ્ન પાક્ષિક )

( ગતાંક પૃષ્ઠ ૧૪ થી શરૂ )

જે જીવ તીવ્રભાવે પાપ ન કરે, સંસાર ઉપર બહુમાન ન ધરાવે અને સર્વત્ર ઉચિત કાર્ય કરનારો હોય તે જ જીવ અપુનર્બંધક બને, ત્યાર બાદ એ જ જીવ ધર્મની યોગ્યતા પ્રગટાવી થોડા થોડા શુભ પરિણામમાં રહે. એનું અનુષ્ઠાન સદનુષ્ઠાન રાગપ્રયોજક તદ્હેતુ અનુષ્ઠાન હોય. વિશિષ્ટ કર્મની નિર્જરાના યોગે મિથ્યાત્વમલ અલ્પ થવાના કારણે એ જ જીવ માર્ગાભિમુખ–માર્ગાનુસારી બને. બાદ અપૂર્વકરણરૂપ શુદ્ધ પરિણામદ્વારા ગાઢ મિથ્યાત્વની ગ્રંથિને ભેદી સમ્યગ્દર્શનને પ્રાપ્ત કરે એટલે તે જીવ વિવેકીયોગનો અધિકારી બને સમકિતવાળો જીવ ચિત્તપાતિ એટલે અધ્યવસાયપૂર્વક પાપ કરનાર ન હોય કિન્તુ માત્ર કર્મના નિયોગનથી કાયપાતિ હોય એટલે જ એને ગાઢ કર્મબંધન ન થાય એવા જીવો જ આ આશયવાળા બને. અને એવા જીવો જ ઇચ્છા, શાસ્ત્ર અને સામર્થ્યયોગના અધિકારી છે. ઇચ્છાયોગાદિ પણ યોગાવંચક, ક્રિયાવંચક, ફલાવંચક આદિ વિશાઈ જીવો પામી શકે છે. જે જીવો લઘુકર્મી બન્યા હોય અને ચરમાવર્ત્ત–શુક્લપાક્ષિક બન્યા હોય, તેઓ જ યોગાવંચકાદિ બની શકે છે જેઓના હૃદયમાં લઘુકર્મિતાના યોગે મુક્તિ પ્રત્યે આત્મીય દશાનો અદ્વેષ થાય અને એથી જ મુક્તિસાધક તત્ત્વ ધર્મ છે જ એવો નિર્ણય થાય અને એ જ કારણે જેઓ એ ધર્મની સદ્ગુરુ વિના પ્રાપ્તિ શક્ય નહિ હોવાથી ' सद्भिः कल्याणं संपन्नैः दर्शनादपि पावनैः ' એવાં સદ્ગુરુનો યોગ મેળવે તે ' યોગાવંચક ' કહેવાય છે. પાપવ્યાપારથી અંતરાત્માનું નિવર્તક અને

---

લક્ષ્ય રાખીને સિદ્ધસેન દિવાકરજી મહારાજે પ્રમાણનું યથાર્થ સ્વરૂપ સંક્ષેપે જણાવવા માટે આ ન્યાયાવતારની રચના કરી જૈનસાહિત્યમાં પહેલામાં પહેલો પદ્યતર્કગ્રંથ આ છે. આનો અભ્યાસ કરવાથી જૈનતર્કોની પરિભાષાનું યથાર્થ જ્ઞાન જરૂર પ્રાપ્ત થાય છે.

બૃહટ્ટિપ્પનિકા નામક પ્રાચીન જૈન ગ્રંથસૂચીના અવલોકનથી જાણવાનું મળે છે કે–આ ગ્રંથની (બત્રીશીની) ઉપર ચૌદસો ચુમ્માલીશ ગ્રંથના રચનાર–યાકિનીમહત્તરાસૂનુ, આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજી મહારાજે ૨૦૭૩ શ્લોકપ્રમાણું ટીકા બનાવી હતી અને સિદ્ધવ્યાખ્યાનિકે ( સિદ્ધર્ષિએ ) પણ ટીકા રચી છે. એટલે આ બત્રીશીની ઉપર બે ટીકા હોવાનો ઉલ્લેખ આ બૃહટ્ટિપ્પનિકામાંથી મળી શકે છે. તેમાં સિદ્ધર્ષિકૃત ટીકા–પાટણ–હેમચંદ્રાચાર્ય સભા તરફથી છપાઈ છે શ્રી રાજશેખરસૂરિજીએ આ ટીકા ઉપર ટિપ્પનક નામે સંક્ષિપ્ત વિવરણ રચ્યું છે. શ્રી જિનેશ્વરસૂરિજીએ ન્યાયાવતારના પ્રથમ શ્લોકના વિવરણરૂપે–' પ્રમાલક્ષણ ' નામક વાર્તિકની રચના કરી છે. આ સંબંધી વિશેષ પરિચય–જૈનહિતેષી માસિક પત્રના ૧૨ મા ભાગના પહેલા અંકમાં જણાવ્યો છે.

પારલૌકિક શુભ ફલદાયક શુભ અનુષ્ઠાનોમાં પ્રવર્તક શાસ્ત્ર સદ્ગુરુ આધીન હોઇ જે ભાગ્યશાળી જીવ વિશિષ્ટ જિજ્ઞાસા ગુણથી સદ્ગુરુની પાસે શુશ્રૂષા દાખવે અને સદ્ધર્મનું શ્રવણ કરી તત્ત્વજ્ઞાન મેળવી ધર્મક્રિયા કરે તે 'ક્રિયાવંચક' કહેવાય છે.

એ ક્રિયાઓ વિષ, ગરલ, ઓઘ (અન્યોન્ય) તદ્હેતુ અને અમૃતાનુષ્ઠાનરૂપ છે. એમાં સદ્ગુરુ ઉપાસક ભવ્ય જીવ તદ્હેતુ અથવા તો અમૃતાનુષ્ઠાનનો આરાધક હોય. વિષ, ગરલ, અને અન્યોન્ય અનુષ્ઠાન ત્યાજ્ય છે.

એ રીતિએ આરાધના કરવાથી વિશિષ્ટ ફલને જે ભવ્ય જીવ પ્રાપ્ત કરે તે 'ફલાવંચક' કહેવાય છે.

ક્રિયા વિશુદ્ધિમાં—નિરાશંસભાવ—ઇહલોક પરલોકની આશંસા રહિતપણું ૧ આદર ૨, પ્રીતિ ૩, વિઘ્નજય ૪, ઉપયોગ ૫ અને ગુણવૃદ્ધસેવા ૬ એ કારણભૂત છે;

ઇચ્છાદિક યોગમાં-ઇચ્છા ૧, પ્રવૃત્તિ ૨, સ્થિરતા ૩ અને સિદ્ધિ ૪ એ ચાર કારણરૂપ છે.

જે ભવ્ય જીવો ભગવંતાજ્ઞાનુસાર આદર અને બહુમાનપૂર્વક ઉચિતાનુષ્ઠાનનું આરાધન કરતાં હોય, તેઓ પ્રત્યે હાર્દિક ભક્તિપૂર્વક પ્રીતિ તે 'ઇચ્છાયોગ' દષ્ટાંત ભગવાનને દાનનો તીવ્ર અભિલાષુક જીર્ણશ્રેષ્ઠિવત્ ઉક્તંચ "सर्वोऽपि अभिग्रह इच्छा-प्रवृत्ति-स्थैर्य-सिद्धि-भेदाच्चतुर्धा परिगीतः तत्रास्येच्छारूप एव परिशुद्धोऽभिग्रहो जीर्णश्रेष्ठिनः पारंपर्येण मोक्षफलतया संवृत्तः" (ઉપદેશ રહસ્ય) તેમજ જેમાં કાલ અને સંહનનના દોષે પરિપૂર્ણ આજ્ઞાના પાલનપૂર્વક અનુષ્ઠાનોનું સેવન ન થાય તે શાસ્ત્રજ્ઞાતાનું પણ અનુષ્ઠાન ઇચ્છાયોગરૂપ અનુષ્ઠાન કહેવાય છે

એ પ્રીતિપૂર્વક શાસ્ત્રના બહુમાન સહિત તે તે અનુષ્ઠાનોનું (દાન, શીલ, તપ, પૂજા, સામાયિક, આવશ્યકાદિક ક્રિયા, સ્વાધ્યાય, કાયોત્સર્ગ વિગેરે અનુષ્ઠાનો) પાલન તે-'પ્રવૃત્તયોગિ' કહેવાય છે.

એ પ્રવૃત્તિ કર્યા બાદ સાત્ત્વિક વૃત્તિથી સમુપસ્થિત થતાં કંટકાદિ તુલ્ય વિઘ્નોનો વિજય મેળવી પ્રારબ્ધ અનુષ્ઠાનોમાં સ્થિરતા અર્થાત્ જ્ઞાનાદિ ગુણના દીપક વિરુદ્ધ આશયોના ભયનો જેને અભાવ છે તે 'સ્થિરયોગિ' કહેવાય છે.

અંદરનું તથા બહારનું ચંચલપણું જવાથી આત્માથી ભિન્ન અન્ય ભવ્ય પુરુષોના અર્થનું સાધન દેશનાદિએ કરીને પ્રાપ્ત વિધાન જેને છે, તે 'સિદ્ધયોગિ' કહેવાય છે.

ભગવંતે પ્રીતિ, ભક્તિ, વચન અને અસંગરૂપ ચાર અનુષ્ઠાનો ફરમાવ્યા છે.

જે અનુષ્ઠાન પરમ આદરથી કરવું તે 'પ્રીતિ અનુષ્ઠાન' જે અનુષ્ઠાનમાં કર્તા ગૌરવ-વિશેષથી બહુમાન તત્પર થઇને વિશુદ્ધતર યોગે કરીને કરે તે 'ભક્તિ અનુષ્ઠાન' અને ભગવંતની-શાસ્ત્રની આજ્ઞાનું જેમા પ્રાધાન્ય હોય તે 'વચનાનુષ્ઠાન' કહેવાય છે.

અને શાસ્ત્રની પરિપૂર્ણ આજ્ઞાના આરાધન બાદ નિરાલંબનપણે જે પરમાત્માનું ધ્યાન કરાય તે અથવા અતિશય અભ્યાસથી આગમની અપેક્ષા સિવાય સહજભાવે કરવામાં આવે તે 'અસંગાનુષ્ઠાન' કહેવાય છે. વચનાનુષ્ઠાન નથી. આત્મા અસંગ ક્રિયાને પ્રાપ્ત કરે છે.

ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગ એમ ત્રણ પ્રકારના પણ યોગ છે

પૂર્વે કથિત પ્રમાણે 'ઇચ્છાયોગ' સમજવો.

ઔત્સર્ગિક માર્ગરૂપ બની શાસ્ત્ર અનુજ્ઞા



# સ્યાદ્વાદમંજરી

લે:—વ્યા. કા. તીર્થ મુનિ પૂર્ણાનન્દવિજયજી ( કુમારશ્રમણ )

( ગતાંક પૃષ્ઠ ૧૪૬ થી ચરુ )

કારણ કે જ્ઞાન માત્રા બન્નેમાં સમાન છે।

ગૌણ છે સમાનધર્મ જેમાં એવા વિશેષ ધર્મની પ્રધાનતાવાલા પદાર્થોથી જાણી શકાય છે. અને ગૌણ છે વિશેષ ધર્મ જેમાં એવા સમાન ધર્મની પ્રધાનતાવાલા પદાર્થો દર્શનથી જાણી શકાય છે, કારણ કે જ્ઞાન અને દર્શન જીવનો સ્વભાવ છે.

વિશેષને ગૌણ કરી સામાન્યની પ્રધાનતાથી અર્થ ગ્રહણ થાય તે દર્શન કહેવાય છે, ને જે સામાન્યને ગૌણ કરી વિશેષ ધર્મની ાાનતાથી જે અર્થ ગ્રહણ થાય તેને જ્ઞાન છે.

જે કારણથી જિન છે તેથી જ અતીતદોષવાલા ઃ. જે જિન નથી તે અતીતદોષવાલા નથી.

જે કારણથી આપ્ત મુખ્ય છે તેથી જ અબાધ્યસિદ્ધાન્તવાલા છે. વિશ્વાસુ પુરુષ આપ્ત કહેવાય છે, તે આપ્તોમાં શ્રેષ્ઠ પ્રભુ મહાવીર: ત્રિદોષરહિત વચનવાલા હોવાથી સંસારને વિશ્વાસના કારણભૂત છે, માટે તેમનો સિદ્ધાન્ત અબાધ્ય છે.

જેમણે કેવળજ્ઞાનથી યથાસ્વરૂપ વસ્તુને જોઇ લીધી હોય તેમનાં વચનો કુતર્કોથી બાધા પામતાં નથી.

જે કારણથી મહાવીર સ્વયમ્ભૂ છે તેટલા માટે અમર્ત્યપૂજ્ય છે. દેવાધિદેવ મહાવીર ત્રણ જગતથી વિલક્ષણ સ્વયંભૂ છે, માટે ઇન્દ્રોથી પૂજાય છે.

શંકા—આખા શ્લોકમાં અનન્તવિજ્ઞાન, અતીતદોષ, અબાધ્યસિદ્ધાન્ત, અમર્ત્યપૂજ્ય, શ્રી વર્ધમાન, જિન, આપ્તમુખ્ય અને સ્વયમ્ભૂ આ આઠે પદોની જ્યારે વિશેષણરૂપે વ્યાખ્યા કરી છે તો પછી આ શ્લોકમાં વિશેષ્યપદ કોને માનવું ?

---

પ્રમાણે જ જે પૂર્ણ અનુષ્ઠાનોનું આરાધન થાય એટલે કે સાલંબન વિશિષ્ટ આરાધન થાય તે **શાસ્રયોગ** કહેવાય છે.

અને જે યોગમાં જિનેશ્વરદેવની આજ્ઞાનું જ પ્રાધાન્ય હોવાથી જે ભવ્ય પુરુષ આત્મિક વીર્યોલ્લાસ પ્રગટ કરી નિરંજન નિરાકાર પરમાત્માનું અભેદ ઉપાસન કરવા ઉજમાલ બને તે ખાતર નિરવદ્ય યોગમાં પ્રવૃત્તિરૂપ સાલંબન માર્ગ—કર્મયોગ-ભક્તિયોગનો ત્યાગ કરી નિવૃત્તિમાર્ગનો ( જ્ઞાનયોગનો ) આરાધક બને એટલું જ નહિ પરંતુ ક્ષાયોપશમિક ક્ષમા આદિ ધર્મોના સંન્યાસ ( ત્યાગ કરી ) યોગ-નિરોધરૂપ યોગ સંન્યાસ કરે અને તે ખાતર શૈલેશીકરણ કરે અને તેથી સર્વથા યોગોનો નિરોધ કરી કર્મજન્ય સકલગુણવિમુક્ત બની જાય અને પોતાના સ્વાભાવિક ગુણોને પ્રગટ કરે તે તાત્ત્વિક નિરાલંબન અથવા તો અયોગ-રૂપ **સામર્થ્યયોગ** કહેવાય છે.

સમાધાન—આ સ્તુતિની પૂર્વ અયોગ-દ્વાત્રિંશિકાના પ્રથમ કાવ્યમાં "વર્ધમાના-ભિધાઽઽત્મરૂપં" આમાં આત્મરૂપ આ પદને વિશેષ્ય માનીને આ સ્તુતિની સાથે અન્વય કરી લેવો.

અર્થાત્ શ્રી વર્ધમાન આ પદને કઠલ કરી લેવું, તેમાંથી એકને વિશેષણ માનવું અને એકને વિશેષ્ય. ઇતિ પ્રથમકાવ્ય.

આ સ્તુતિમાં અન્યયોગવ્યવચ્છેદનો અધિકાર છે અને તે ત્યારે જ બની શકે કે તેમના (કપિલાદિના) પ્રરૂપેલા તત્ત્વાભાસોનું ખંડન કરવામાં આવે. તેમના તત્ત્વોનું ખંડન કરવાથી તેમનામાં (કપિલાદિમાં) માનેલું આપ્તત્વ પોતાની મેળે ખંડિત થઇ જશે, અને તેમના આપ્તત્વનું ખંડિત થવાથી મહાવીરનાં યથાર્થવાદિત્વની પ્રસિદ્ધિ થઇ જશે એટલા માટે હેમચન્દ્રાચાર્ય મહાવીરના બીજા ગુણોમાં યદ્યપિ શ્રદ્ધાલુ છે તો પણ પ્રભુના ગુણવિશેષ યથાર્થવાદિત્વને બતાવતાં પોતાના અભિપ્રાયને કહે છે !

अयं जनो नाथ ! तव स्तवाय ।
गुणान्तरेभ्यः स्पृहयालुरेव
विगाहतां किन्तु यथार्थवादमेकं,
परीक्षाविधिदुर्विदग्ध ॥ २ ॥

—હે નાથ ! આ હું તારી સ્તુતિ કરવા માટે યદ્યપિ તારા બીજા ગુણોમાં પણ શ્રદ્ધાલુ છું તો પણ તારો યથાર્થવાદ ગુણ મારી સ્તુતિનો વિષય બને ! કારણ કે જ્યારે તારામાં યથાર્થવાદિત્વ સિદ્ધ થઇ જશે ત્યારે બીજા-(અક્ષપાદાદિ)થી તારી વિશિષ્ટતા સિદ્ધ થઇ જશે તેમ થતાં તારા બીજા ગુણોની સ્તુતિ સ્વયમેવ થઇ જશે !

સત્યપરીક્ષા કરવામાં કુશળ એવા દિવ્યજ્ઞાનિઓ જ યથાર્થવાદિત્વ ગુણની સ્તુતિ કરી શકે છે, નહિ કે દિવ્યજ્ઞાન વગરનાં હેમચન્દ્રાચાર્ય ! આવી શંકા કોઇને ન થાય એટલે જ સ્તુતિકાર પોતે કહે છે કે-આ હેમચન્દ્રાચાર્ય પોતાને પરીક્ષા કરવામાં પંડિત માને છે અર્થાત્ કેવળ શ્રદ્ધાના અતિશયથી જ આ સ્તુતિદ્વારા પ્રભુના યથાર્થવાદિત્વ ગુણને કસોટી ઉપર ચઢાવું છું ! અર્થાત્ આગમનાં બળથી મહાવીરમા યથાર્થવાદિત્વ ગુણ નહિ સ્વીકારતાં હેમચન્દ્રાચાર્ય તર્કથી પણ મહાવીરમાં યથાર્થવાદિત્વને સિદ્ધ કરે છે ! ॥ ૨ ॥

અસમ્ભવાદિ દોષોના બહુલતાવાળા શાસ્ત્રોથી દુર્વાસિત થયેલા (અક્ષપાદાદિ) પ્રભુને સ્વામી તરીકે સ્વીકારતાં નથી, તેમને પણ શિક્ષા દેતાં આચાર્ય કહે છે—

गुणेष्वसूयां दधतः परेऽमी मा,
शिश्रियन्नाम भवन्तमीशं ।
तथापि संमील्य विलोचनानि,
विचारयन्तां नयवर्त्म सत्यम् ॥ ३ ॥

—તારા ગુણોમાં અસૂયાને ધારણ કરતાન આ કુતીર્થિકો સંપૂર્ણ ગુણોના ભંડાર એવા તને માલીક તરીકે ભલે ન સ્વીકારે (કારણ કે જે માણસ ત્યાં મત્સરી હોય છે તે તેનો આશ્રય સ્વીકારતો નથી જેમ માધુર્ય ગુણનો દ્વેષી ઉંટ) તોપણ આચાર્ય તટસ્થની માફક તેમને હિતશિક્ષા ઉત્તરાર્ધથી આપે છે તે આ પ્રમાણે—તે લોકો પોતાની આંખોને બંધ કરી સાચો વાત શું હોઇ શકે ? સાચું તત્ત્વ સંબંધી વિચારણા કરે અર્થાત્ એકાન્તમાં તત્ત્વ સંબંધી વિચારણા કરે. આ શ્લોકમા "विचारयन्तां" આ આત્મનેપદ પ્રયોગથી જે વિચાર કરશે તેમને જ ફલ મળશે, અમે તો કેવળ ઉપદેશ દેનાર છીએ. બુદ્ધિમત્તા પ્રાપ્ત થવી એ જ તત્ત્વવિચારણાનું ફળ છે

એકાગ્રતાનાં કારણભૂત નયનિમીલનપૂર્વક તત્ત્વચિંતવન સુન્દર હોઇ શકે માટે જ આંખોને બંધ કરીને કહેવામાં આવ્યું છે. અથવા તે કુતીર્થિકોને આ ઉપદેશ રૂચતો નથી તો પણ કડવા ઔષધના ન્યાયથી આચાર્ય હેમચન્દ્ર તેમને ઉપદેશ આપે છે.

શંકા—મહાવીરના વચનમાં તેમની જો શ્રદ્ધા નથી તો પછી શામાટે ઉપદેશ દેવાનો કલેશ કરવામાં આવે છે.

સમાધાન—પરોપકાર કરવામાં સદા સાવચેત એવા મહાત્માઓ શિષ્યની રૂચિ અથવા અરુચિને જોયા વગર ઉપદેશ આપે જ છે, કારણ કે તેમને પરોપકાર એજ સ્વાર્થ છે. અને હિતોપદેશને છોડીને બીજો કોઇવાર આર્થિક ઉપકાર નથી.

આર્ષ વચન પણ છે.

"ઉપદેષ્ટવ્ય પુરુષ ચાહે ક્રોધ કરે. અથવા સામે વિષવાલી પ્રવૃત્તિ આદરે તો પણ હિતકારી વચન કહેતા જવું."

—વાચકમુખ્ય ઉમાસ્વાતી પણ કહે છે. "હિતકારિ વચનો સાંભલવાથી શ્રોતાઓને એકાન્તથી ધર્મની પ્રાપ્તિ નથી થતી, તોપણ અનુગ્રહ બુદ્ધિથી ઉપદેશ આપનાર વકતાને તો એકાન્ત લાભ જ છે. ॥ ૩ ॥"

---

## આ સભાના માનવંતા પેટ્રન શેઠ સાહેબ કસ્તુરભાઇ લાલભાઈનાં સન્માનાર્થે યોજવામાં આવેલ મેલાવડો.

નામદાર હિંદ સરકાર તરફથી ગુજરાત સૌરાષ્ટ્ર માટે દુષ્કાળ રાહત કમીટી નિમવામાં આવતાં તે કમીટીના પ્રમુખ શ્રી શેઠ કસ્તુરભાઇ લાલભાઇ તે કમીટી સાથે ભાવનગરમાં તા. ૨૪-૩-૪૯ ના રોજ પધાર્યા હતા, જે વખતે સ્ટેશન ઉપર આ સભાના આગેવાન સભ્યોએ ફુલહારથી શેઠ કસ્તુરભાઇ સાહેબનું સન્માન કર્યું હતું અને સાંજના સાત વાગે શ્રી જૈન આત્માનંદ સભાના શ્રી ભોગીલાલ લેકચર હોલમાં શેઠ કસ્તુરભાઇના સન્માનાર્થે એક મેળાવડો યોજવામાં આવ્યો હતો. પ્રથમ આ સભાના મુખ્ય સેક્રેટરી, ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસે સભાના મુખ્ય કાર્યો શ્રી જૈન સાહિત્ય પૂર્વાચાર્યકૃતનું પ્રકાશન, બહોળો પ્રચાર, ભેટ વગેરે તેમજ બને પ્રકારની કેળવણીને ઉત્તેજન વગેરેનું સંક્ષિપ્તમાં વિવેચન કર્યા બાદ શેઠ સાહેબ કસ્તુરભાઇ લાલભાઇએ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીની પ્રમાણિક કાર્યવાહી, તીર્થોના સંરક્ષણ હકો જાળવવા વગેરેનુ અત્યાર સુધીનુ સુંદર વિવેચન કર્યું હતું. જેથી શેઠ આણંદજી કલ્યાણજીની કમીટીનો પ્રમાણિક વહીવટ, જૈન સમાજની સેવાભાવી કાર્યવાહી, તીર્થોનો જીર્ણોદ્ધાર, હકો સંબંધી સંરક્ષણ અને ગયેલા હકો મેળવવા માટે શુભ પ્રયત્નો સાભળી શ્રોતાવર્ગ ઘણાજ આનંદિત થયા હતા અને શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના સ્થાનિક પ્રતિનિધિ અને પ્રમુખ સાહેબ માટે અપૂર્વ સંતોષ થયો હતો. હિંદની જૈન સમાજના સદ્‌ભાગ્યે શેઠ આણંદજી કલ્યાણજીના અત્યારના કાર્યવાહકો માટે સકલ જૈન સંઘે આભાર માનવાનો જ છે.

---

## અંતરાત્મા–Conscience.

### આત્માના અવાજને અનુસરવું–એ મુશ્કેલ છે, પણ હિતકારક છે.

નં. ૧૦. દરેક મનુષ્યને અંતરાત્મા જેવી ચીજ જરૂર હોય છે. ભયંકર ખૂનીને પણ એક વાર તો ખૂન કરતાં જરૂર આંચકો આવે છે, પણ તેનો પ્રબળ મનોવિકાર તેના પર સામ્રાજ્ય મેળવે છે અને અંતરના અવાજને કાં તો બહેર મારતો કરે છે, કાં તો તેને સુવાડી દે છે અથવા તેનો બળવત્તર કેફ પ્રાણીના હૃદયમંદિરનો કબજો લે છે. જેવો હૃદયનો કબજો પર હાથમાં ગયો કે પ્રાણીની પરાધીનતા શરૂ થઇ જાય છે અને પરવશ પડેલો પ્રાણી પછી ગમે તેવા ગાંડા ગદોડે છે, અમાનુષી કાર્યો કરે છે, ન બોલવાનું બોલે છે અને માણસ મટી જનાવર પણ બની જાય છે.

આત્મિક શુદ્ધ દશા અને પૌદ્ગલિક વિલાસ દશા વચ્ચે હમેશાં યુદ્ધ ચાલે છે. જેવો શુદ્ધ આત્માનો કાબુ છૂટી જાય છે કે માણસ ખોટા અભિમાનના ખ્યાલથી, અથવા પોતાની મહત્તાનો દેખાવ જાળવવા ખાતર કે આગલાં વેર-વિરોધને તાબે થઇ ટૂંકી નજરનો ખ્યાલ કરે છે અને ષડ્રિપુને તાબે થઇ પૌદ્ગલિક દશામાં અટવાઇ જાય છે. પછી એ ધનના લોભે, અથવા વિષયવિલાસની તૃપ્તિને અંગે અથવા ઐહિક સમૃદ્ધિ પોતાની કરવાના દુન્યવી ખ્યાલાતોને તૃપ્ત કરવા અણુઇચ્છવા યોગ્ય કાર્યો કરી બેસે છે, લાંબી નજરે આત્માની ઉન્નતિના કે વિકાસના ખ્યાલને બદલે વિકારતૃપ્તિને પોતાનું સર્વસ્વ માની બેસે છે અને પહેલે સમયે અથવા શરૂઆતમાં જે આંચકો આવેલો હોય તેને દાબી દઇ વ્યવહારના કે વિકારના ઊભરાને તાબે થઇ જાય છે અને અંતરાત્માના વિશુદ્ધ વિશિષ્ટ અવાજને ગુંગળાવી નાખે છે. અને એને સલાહકાર કે શિખામણ આપનાર પણ દુન્યવી માણસો જ મોટે ભાગે મળે છે. એ એને કહે છે કે 'એ તો બધાને ત્યાં થતું આવ્યું છે!!' એમ જો દુનિયામાં મારામારી કરનારા થઇએ તો છોકરાંઓને મોસાળ મોકલવા પડે એ તો બધાને જેમ થતું હોય તેમ થાય પોતે તે એવા મોટા ત્યાગી કે સંન્યાસી થઇ બેઠા છે તે વળી ભારે ચોખલીઆ થઇ બેસીએ! આ સર્વ વ્યવહાર-ડાહ્યાઓની સલાહ વહેવારૂ ગણાતી હોય છે અને 'વહેવારૂ' શબ્દ ઘણીવાર ગોટા વાળવાના અર્થમાં વપરાય છે.

અંતરાત્માનો અવાજ તો એક મહાન ચીજ છે. એ દરેકને હોય છે, પણ તેના પર તુરત જ બીજી દાણે પૌદ્ગલિક સાંસારિક વિકારનું જોર આવે છે અને તે અંતરાત્માના અવાજને દાબી દઇ તેના પર માયાનું જાળું ગોઠવી દે છે અને પછી તો જોઇ લો ભાઇઓના ગોટાળા! એ તો પછી આત્માની ભીડના તુચ્છ કાર્ય ઉપર પડદો પાડી સંગાવી અને વસ્તુતઃ આત્માને અંદર ઉઘાડી દેશે. ખરો આત્મદર્શી ધર્મપ્રિય માણસ તે વખતે સ્નેહ, સંબંધ, નામ કે મારાતારાપણું વિસારી મૂકી માત્ર અંતરાત્માના અવાજને આગળ કરે છે. એથી એને ઐહિક અને આમુષ્મિક લાભ થાય છે અને ભલે દુનિયા એને ગાંડો, મૂરખો કે અવ્યવહારૂ કહે તેની એ દરકાર ન કરતાં આત્માના અવિકારી ફરમાનને અનુસરે છે. આ આત્મિક અવાજને શોધવો, પાળવો અને પોષવો મુશ્કેલ તો પડે, પણ ધર્મપ્રિય માણસને જો સાચો ધર્મ વરેલો હોય અને પોતાનો ખરો વિકાસ સાધવો હોય તો આ આત્માના અવાજને જાણી સમજી તેને જ અનુસરવું એ જ ખરી ધર્મપ્રિયતા છે, તેમાં ચેતનનો વિકાસ છે અને અંતે વિજય વરમાળ છે.

No. 10. It is difficult to obey conscience but it pays to do so.

Thoughts of the Great.

હે ચંદ્રાનન પ્રભુ! મને પ્રાપ્ત થઇ પણ કેવળજ્ઞાની ચૌદપૂર્વધર, દશ પૂર્વધર તથા પ્રત્યેકબુદ્ધ કે જેઓ તત્વના યથાર્થ જ્ઞાતા ઉપદેષ્ટા છે, જેના વચનો પ્રમાણભૂત છે,નિઃશંક અને વિશ્વાસપાત્ર છે, તેના વચનાનુસારે સર્વેના વચનો પરખી શકાય છે, એવા ગુણસમુદ્ર પૂજ્ય પુરુષોના વિયોગવડે સહજાનંદરૂપ મોક્ષપદ સાધવાનો સાચો માર્ગ અતિશય દુર્લભ થઇ પડ્યો છે.

દ્રવ્ય ક્રિયા રૂચિ જીવડા રે,
ભાવ ધર્મરૂચિહીન;
ઉપદેશક પણ તેહવા રે,
શું કરે જીવ નવીન રે? ચંદ્રાનન૦ (૩)

**સ્પષ્ટાર્થ:**—હે ભવ્યો! અનાદિ કાલથી આપણો આત્મા જે અજ્ઞાન, મિથ્યાત્વ અને કષાયવડે મલિન હોવાથી આ ભયાનક ભવસમુદ્રમાં ભ્રમણ કરતા જન્મ–જરા–મરણ–રોગ–શોક–વિયોગ–તાડન–તર્જન આદિ અનેક પ્રકારનાં શારીરિક તેમજ માનસિક દુઃખો સહન કરે છે, પોતાની અનંત આનંદમય દશાથી દૂરવર્તી થઇ રહ્યો છે, તેથી અજ્ઞાન, મિથ્યાત્વ અને કષાયાદિ દૂષણોથી મુક્ત કરી અનંત જ્ઞાન–દર્શન–સુખ–વીર્યમય પરમ નિર્મલ શુદ્ધ સિદ્ધપદમાં બિરાજમાન કરવો અર્થાત્ પૂર્ણ શુદ્ધાત્મ ભાવ પ્રગટ કરવો–પ્રાપ્ત કરવો એ જ આપણું પરમ કર્તવ્ય છે તથા એ જ આપણું સર્વોત્કૃષ્ટ અનંત સુખપ્રદ અવિનશ્વર સાધ્ય છે. પણ મોહનીય કર્મના પ્રબલ ઉદયવડે પોતાના સર્વોત્કૃષ્ટ સાધ્ય સાધવાની રૂચિથી પરાંગમુખપણે ધર્મનું મૂલ જે સમકિત તે પ્રાપ્ત કર્યા વગર પોતાના દુષ્કૃતો ઢાકવા માટે, અથવા માન પૂજાને અર્થે, અથવા આ ભવ સબંધી કામભોગના પદાર્થો મેળવવા માટે અથવા દેવાદિક ગતિના મનોહર, વિપુલ ભોગો પ્રાપ્ત થવા માટે ઘણા જીવો સામાયિક, પ્રતિક્રમણ, પચ્ચખાણ, તથા સમિતિ પરિસહાદિ અનેક દ્રવ્ય ક્રિયાઓ રૂચિ સહિત આદરે છે પણ હે ભગવંત! તે સર્વે ક્રિયાઓ શુદ્ધ સાધ્ય નિરપેક્ષ અર્થાત્ પરમાર્થવિમુખ હોવાથી, વિષ, ગરલ તથા અન્યાનુષ્ઠાનરૂપે આશ્રવ હેતુ થઇ પડે છે.

ભવભ્રમણથી ઉદ્વિગ્ન થયેલા ભવ્ય શુદ્ધાત્મ ભાવ સિદ્ધ કરવાની રૂચિ ધરી તે તરફ પૂરતું લક્ષ આપી ગુણસ્થાન પ્રમાણે યોગ્ય વ્યવહાર આદરે અર્થાત્ પ્રથમ સમકિત ગુણ પ્રાપ્ત કરવાનો વ્યવહાર આદરે,કારણ કે તે મોક્ષનું પ્રથમ પગથિયું છે, પછી દેશવિરતિ, સર્વવિરતિ થવાનો વ્યવહાર આદરે, પછી અપ્રમત્તાદિ ગુણસ્થાન પ્રાપ્ત થવાનો આગમપ્રણીત યોગ્ય વ્યવહાર આદરે તો કેવલજ્ઞાનાદિ અનુપમ લક્ષ્મીનો સ્વામી થાય. પોતાનું અજર–અમર–શુદ્ધાત્મ પદ પ્રાપ્ત કરે અને તેમ કરતાં તેનો તપ–વ્રત–પચ્ચખાણ–પ્રતિક્રમણાદિ સર્વે વ્યવહાર સફલ કલ્યાણકારી કહેવાય, પણ હે ચંદ્રાનન પ્રભુ! અનાદિકાલથી પુદ્ગલ દ્રવ્યના ગુણપર્યાયોને અનુભવતા, તેમાં જ તલ્લીન થયેલા સંસારી જીવોને સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રરૂપ ભાવધર્મની રૂચિ ક્યાંથી થાય? જો કદાચ એમ પોતાની મેળે થવી મુશ્કેલ તો સદ્ગુરુના ઉપદેશવડે પણ થઇ શકે પણ આ વિષય પંચમ કાલમાં ભાવ ધર્મમાં સ્થાપન કરનાર પરમોપકારી સદ્ગુરુની અતિશય વીરતા અને ભાવ ધર્મ એક કોરે મૂકી, સાધ્યશૂન્ય દ્રવ્ય ક્રિયામાં લગાડનાર ઉપદેશકો ઘણા જોવામાં આવે છે, તો હે ભગવંત 'નવા જીવો જિનદર્શીત શુદ્ધાત્મ ધર્મને શી રીતે પામી શકે?'

તત્વાગમ જાણંગ તજી રે,
બહુ જન સમ્મત જેહ;
મૂઢ હઠી જન આદર્યો રે,
સુગુરુ કહાવે તેહ રે–ચંદ્રાનન૦ (૪)

સ્પષ્ટાર્થ-વળી હે પ્રભુ! આપના ભાખેલા આગમનું યથાર્થ રહસ્ય, જાણનારને તો આ પંચમ કાલમા મૂઢ પુરૂષો તજી દે છે, ઉવેખે છે, અને તત્ત્વજ્ઞાનથી વિમુખ મૂર્ખના ટોળાને સંમત તથા મૂઢ અને કદાગ્રહી પુરૂષોએ આદ રેલા-મન્માનેલા એવા કુગુરૂઓ, સુગુરૂ નામ ધરાવે છે, પણ પત્થરની નાવ જેવા પ્રગટપણે જિનશાસનના-વૈરીરૂપ કુગુરુઓ ભવસમુદ્રમાંથી કેમ ઉદ્ધરી શકે? મોક્ષમાર્ગે શી રીતે દોરી શકે? શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયે પણ કહ્યુ છે કે—

"જેમ જેમ બહુશ્રુત બહુ જન સંમત,
બહુ શિષ્યે પરિવરિઓ,
તેમ તેમ જિનશાસનનો વૈરી,
જો નવિ નિશ્ચય દરિયો રે."

એટલે એવા કુગુરુની નિશ્રામા આત્મકલ્યાણ કેમ સાધી-શકાય?

**આણા સાધ્ય વિના ક્રિયા રે,**
**લોકે માન્યો રે ધર્મ;**
**દર્શન, જ્ઞાન, ચારિત્રનો રે,**
**મૂલ ન જાણ્યો મર્મ રે. ચંદ્રાનન(૫)**

સ્પષ્ટાર્થ:—દર્શન, જ્ઞાન, ચારિત્રનો મૂલ મર્મ જાણ્યો નહીં અર્થાત્ સત્તાએ જ્ઞાન, દર્શન, ચારિત્રમય સિદ્ધ સમાન સર્વ જીવો છે પણ અનાદિથી કર્મમલ સંબંધે અશુદ્ધ હોવાથી જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ શુદ્ધાત્મ સ્વભાવથી વિપરીતપણે મિથ્યાત્વ, અજ્ઞાન અને કષાયરૂપ પરિણમે છે, પોતાના આત્મવીર્યને તેમાં વાપરે છે અને તેથી નિરંતર સાત-આઠ પ્રકારની કર્મ બાંધી ભવસમુદ્રમાં પરિભ્રમણ કરતા અનેક પ્રકારની શારીરિક તથા માનસિક અસહ્ય વેદનાઓ ભોગવે છે, પણ તે મિથ્યાત્વ, અજ્ઞાન અને કષાયને તીવ્ર દુ:ખ દાતાર તથા અપૂર્વ સહજાનંદને લૂંટનાર મહાન શત્રુઓ જાણી તેમા પોતાના આત્મવીર્યને નહીં વાપરતા જીવાદિ તત્ત્વોના યથાર્થ શ્રદ્ધાનરૂપ સમ્યગ્દર્શન તથા તે જીવાદિ તત્ત્વોને નય, નિક્ષેપ, પક્ષ, પ્રમાણાદિ સહિત સંશય વિભ્રમ ને વિમોહ રહિત શ્રદ્ધાનપૂર્વક જાણવારૂપ સમ્યગ્જ્ઞાન તથા રાગાદિક કષાય અને સાવદ્ય યોગના પરિહારરૂપ સમ્યક્ ચારિત્રમા પ્રવેશી સંસારસમુદ્રથી આત્માનો ઉદ્ધાર કરવો.

વળી હે ચંદ્રાનન પ્રભુ! આ દુ:ષમ કાળમા તે પરમાત્મપદનુ યથાર્થ સ્વરૂપ જાણ્યા વગર તથા તેની સાધનારૂપ જિનેશ્વરની આજ્ઞાની અપેક્ષા તરફ લક્ષ રાખ્યા સિવાય અનેક પ્રકારની બાહ્ય ક્રિયાઓને જ ધર્મ માની લીધો તેમા જ સાચા કાર્યથી વિમુખ-થયા પણ જિનેશ્વરની આજ્ઞાથી વિમુખપણે વર્તતા સિદ્ધિ થાય નહીં કારણ કે જિનેશ્વરની આજ્ઞાની અપેક્ષા વગરના સર્વે ક્રિયાનુષ્ઠાન નિરર્થક છે.

**ગચ્છ કદાગ્રહ સાચવે રે,**
**માને ધર્મ પ્રસિદ્ધ;**
**આતમ ગુણ અકષાયતા રે,**
**ધર્મ ન જાણે શુદ્ધ રે ચંદ્રાનન (૬)**

સ્પષ્ટાર્થ.—સમ્યગ્ દર્શન, સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્રરૂપ શુદ્ધાત્મ ગુણનો ક્રોધ, માન, માયા, લોભાદિક કષાયોવડે ઘાત ન કરવો અકષાય ભાવમા શુદ્ધ પારિણામિક ભાવમા વર્તવું તે જ સાચો ધર્મ છે, કારણ કે-"वत्थुसहावो धम्मो" એવું શ્રી જિનેશ્વરનુ પવિત્ર વચન છે તથા તે કષાયોજ કર્મ બંધનના હેતુ છે તથા અકષાયમા વર્તતો-પોતાના જ્ઞાનાદિ ભાવ પ્રાણોની રક્ષા કરનારો જ્ઞાની અપ્રમાદી મુનિ પોતાના તથા પરના દ્રવ્ય ભાવ પ્રાણનો હિંસક કેમ થાય? અને જે અશુદ્ધ અધ્યવસાયમા વર્તે છે તે હિંસા નહીં

કરતાં છતાં પણ હિંસક છે, માટે અકષાયમાં વર્તવું તથા અહિંસામા વર્તવું એ બેની પરમાર્થે એકતા જ છે અને અહિંસા ધર્મનું પાલન કરનાર સર્વે ધર્મનું પાલન કરનાર છે કારણ કે સર્વે મહાવ્રતો તથા ક્ષમાદિક દશધર્મો તથા પરિસહ સહન તથા તપ, સયમ વિગેરે સર્વે ધર્મો અહિંસાના જ અંગ છે, તેના જ કારણો છે માટે સર્વે ધર્મોનો અહિંસામાં સમાવેશ થાય છે.

અકષાયરૂપ શુદ્ધ ધર્મને નહીં જાણનારા, તેની અપેક્ષા નહીં રાખનારા, એકાંતે બાહ્ય ક્રિયાની હઠ ધરનારા પુરુષો માત્ર બાહ્ય ક્રિયાનેજ પરમાર્થ ઠરાવવા પ્રયત્ન કરે. અને કહે કે–આવું પાત્ર, આવી મુહપત્તિ, વિગેરે રાખવાં અને આવી જ રીતે પ્રતિક્રમણાદિ ક્રિયા કરવી. તે જ મોક્ષનું કારણ છે. અમારાથી પ્રકારાંતરે જે ઉપકરણો તથા પ્રતિક્રમણાદિ બાહ્ય ક્રિયાઓ આદરે છે તે મોક્ષ પામી શકે નહીં. તેમ પોતે આદરેલ બાહ્ય લિંગને તથા બાહ્ય કરણીને પરમાર્થે મોક્ષનુ કારણ માની અમે સાચો ધર્મ આરાધીયે છીએ. તમારો ધર્મ પ્રશંસનીય છે એમ તે પોતાની જિહ્વાએ જ કહે છે અને તે માટે લાંબા લાંબા વિતંડાવાદો માંડી બેસે છે, સમતારૂપ અમૃતને તજી કષાયરૂપ હલાહલ વિષને ભક્ષણ કરે છે. તે માટે સાગાર અને અણગારના લિંગનું મમત્ત તજી, પક્ષપાત તજી દર્શનજ્ઞાનચારિત્રરૂપ મોક્ષમાર્ગમા આત્માને જોડવો અને એકાંત બાહ્ય ક્રિયાનો હઠ છોડી પરમાર્થ સમજી, શુદ્ધ સાધ્ય તરફ લક્ષ રાખી શુદ્ધાત્મ પદ જેથી સિદ્ધ થાય એવો પ્રશસ્ત વ્યવહાર આદરી, આપણા આત્માને અત્યંત પરમાનંદમય પરમાત્મપદમાં સ્થિત કરવો.

**તત્ત્વરસિક જન થોડલા રે,**
**બહુલો જન સંવાદ;**
**જાણો છો જિનરાજજી રે,**
**સઘલો એહ વિવાદ રે. ચંદ્રાનન. (૭)**

હે ચંદ્રાનન પ્રભુ! આ દૂષમ કાળમાં અમારા ભરત ક્ષેત્રમા સદ્‌ગુરુની વિરલતાવડે શુદ્ધાત્મ તત્ત્વ સાધવાને રસિયા પુરૂષોની સંખ્યા તો રત્નમણિની પેઠે અતિશય અલ્પ, અને પોતાનો મત કદાગ્રહ સ્થાપન કરવાને તત્પર એવા કાચના કટકા જેવા પુરુષો ઘણાં એવી અમારી દયામણી દશાનું વર્ણન હે જિનેશ્વર! આપ સર્વથા જાણો છો.

**નાથ ચરણ વંદનતણો રે,**
**મનમાં ઘણો ઉમંગ;**
**પુણ્ય વિના કેમ પામીયે રે?**
**પ્રભુ સેવનનો રંગ. ચંદ્રાનન. (૮)**

સ્પષ્ટાર્થઃ—દેવાધિદેવ શ્રી તીર્થંકરના ચરણકમલ કે જે શુદ્ધાત્મ અનુભવરૂપ સુગંધે ભરપૂર તથા વિષયકષાયની આર–દાહને શમન કરનાર, મોક્ષલક્ષ્મીનું અતિશય પ્રિય નિવાસસ્થાન છે, તેને વંદન કરવાનો, પૂજવાનો, ભ્રમરની પેઠે તેમાં લીન થવાનો મારા મનમાં અતિશય ઉમેદ ઉમંગ છે પણ આ ભવચક્રમાં ભ્રમણ કરતા અનેક વાર મનુષ્યભવ પામ્યો પણ વિષયકષાયાદિમા મોહિત રહી રત્નચિંતામણિ સમાન મનુષ્યભવ વૃથા ગુમાવી દીધો. પુણ્યાનુબંધી પુણ્યના વિયોગે જિનેશ્વરની સેવામા રંગ લાગ્યો નહીં, તલ્લીનતા થઈ નહીં, કરીયાતું કડવું છતાં જેમ મોઢાની કડવાશનો નાશ કરે છે તેમ જિનેશ્વરની લોકોત્તર સેવારૂપ પ્રશસ્ત રાગ તે રાગ નાશ કરવાનો તથા આત્મગુણ પ્રાપ્તિનો હેતુ છે ટૂંકમા જ્ઞાનાદિ ગુણો ઉપર, અરિહંતાદિ ધર્માત્મા ઉપર તથા ધર્મના સાધનો ઉપર તથા સાધર્મો ઉપર ગુણાવલંબને જે રાગ કરવો તે પ્રશસ્ત રાગ, ધર્મ સંયોગ તથા ગુણ પ્રગટ થવાનું કારણ છે.

જગતારક પ્રભુ વાંદીયે રે,
મહાવિદેહ મોઝાર;
વસ્તુ ધર્મ સ્યાદ્વાદતા રે,
સુણી કરીએ નિરધાર. ચંદ્રાનન (૯)

સ્પષ્ટાર્થ-સંસારસમુદ્રમાંથી ઉદ્ધારવા માટે સમર્થ, મહાવિદેહમાં વિચરતા શ્રી ચંદ્રાનન પ્રભુને નિર્મલભાવે વંદન કરીએ, સૂત્રમાં વંદનનું ફલ શ્રવણ એમ પ્રગટ વચન છે, માટે ભગવંતને વંદન કરતાં અનંતધર્માત્મક વસ્તુનું સ્વરૂપ સ્યાદ્વાદનયે સાંભળવાનો લાભ મળે, તે સાંભળી વસ્તુસ્વરૂપનો નિર્ધાર કરી શુદ્ધ ધર્મમાં પ્રવૃત્ત થઇએ.

તુજ કરુણા સહુ ઉપરે રે,
સરખી છે મહારાવ;
પણ અવિરાધક જીવને રે,
કારણ સફલું થાય. ચંદ્રાનન (૧૦)

સ્પષ્ટાર્થ-હે ચંદ્રાનન પ્રભુ! આપ રાગરૂપી સમુદ્રને ઓલંઘી ગયા છો. વીતરાગ ભૂમિમાં બિરાજમાન છો તેથી આપ તો શત્રુમાં તેમજ મિત્રમાં, સેવકમાં તેમજ અસેવકમાં, નિંદકમાં તેમજ સ્તુતિકારમાં સમાન વૃત્તિવાળા છો. સર્વે જીવો ઉપર આપની કરુણા તો હીનાધિકતા રહિત એક સરખી છે. સંસારસમુદ્રથી તારવા માટે સર્વેને એક સરખો ઉપદેશ આપો છો, તો જે જીવો આપની આજ્ઞાના વિરાધક હોય તે ન તરી શકે તો તે તેમનો જ દોષ છે.

पत्रं नैव यदा करीरविटपे,
दोषो वसंतस्य किम् ?
नोलूकोप्येव लोकते,
यदि दिवा सूर्यस्य किं दूषणम् ?

પણ આપની આજ્ઞાના આરાધક જીવો આ સંસારસમુદ્રથી તરી શકે, આપનું નિમિત્ત તેઓને જ સફલ થાય

એહવા પણ ભવિ જીવને રે,
દેવ ભક્તિ આધાર;
પ્રભુ સમરણથી પામીયે રે,
દેવચંદ્ર પદ સાર રે. ચંદ્રાનન. (૧૧)

સ્પષ્ટાર્થ-એવા આરાધક, ભવ્ય જીવોને પણ દેવાધિદેવ હે ચંદ્રાનન પ્રભુ, આપની ભક્તિનો આધાર છે. સંસારસમુદ્રમાથી તરવામાં પ્રવહણ સમાન પુષ્ટ અવલંબન છે, માટે હે પ્રભુ! દેવમાં ચંદ્રમા સમાન, સર્વોત્કૃષ્ટ પરમાત્મપદ, આપના ગુણનું સ્મરણ તથા ધ્યાન કરવાથી પ્રાપ્ત થશે.

---

**શ્રીમાન્ મોતીચંદ ગિરધરલાલ કાપડિયાને માટે થયેલ સન્માન સમારંભ.**

મુંબઇમાં તા. ૨૦-૩-૪૯ ના રીઝર્વ બેંકના માજી મેનેજર શ્રીયુત મણિલાલ બાલાભાઇ નાણાવટીના પ્રમુખપણા નીચે મોતીચંદભાઇની અનેકવિધ સેવાના સન્માન નિમિત્તે તેમને રૂા. ૭૦૦૦૦) સીત્તેર હજાર રૂપીઆની પર્સ અને માનપત્ર આપવાનો મેળાવડો કરવામાં આવ્યો હતો. જુદા જુદા વક્તાઓના પ્રસંગોચિત્ત વક્તવ્ય થયા હતા. શ્રી મોતીચંદભાઇ સેવા પ્રશંસનીય અને ઉપકારક હતી. જૈન સમાજ અને શ્રી મહાવીર વિદ્યાલયની કમીટીએ યોગ્ય કરેલ છે. શ્રી મોતીચંદભાઇએ રૂા. પાંચ હજારને એક પોતાના પદરના ઉમેરી રૂા. પંચોતેર હજારની તે રકમ ઉચ્ચ કક્ષાના જૈન સાહિત્ય પ્રકાશન માટે મુદ્દલ અને વ્યાજની રકમમાંથી વ્યય કરવા શ્રી મહાવીર વિદ્યાલયને સુપ્રત કરેલ છે. આ સભા અને સેક્રેટરી તરફથી મુબારકબાદી અને ખુશાલીના તાર અને પત્ર મુંબઇ તે સમારંભ વખતે

# વર્તમાન સમાચાર.

## સન્માન સભારંભ.

તા ૧૫-૬-૪૯ મંગળવારે બપોરના ચાર વાગે જૈન આત્માનંદ સભાના શ્રી ભોગીલાલ લેકચર હોલમા શેઠ ભોગીલાલભાઇના પ્રમુખસ્થાને શેઠ મોહનલાલ તારાચંદ જે. પી ને સભા તરફથી માનપત્ર અર્પણ કરવાનો મેળાવડો યોજવામાં આવ્યો હતો સભામાં સ્થાનિક જૈન આગેવાન ગૃહસ્થોની સારા પ્રમાણમાં હાજરી હતી પ્રારભમાં સભાના સેક્રેટરી શ્રી જાદવજીભાઇએ આમત્રણ પત્રિકા વાચી હતી અને ત્યારબાદ શ્રી ગુલાબચંદ લલ્લુભાઇએ, શ્રી અમૃતલાલ છગનલાલના અનુમોદનથી શેઠ ભોગીલાલભાઇને પ્રમુખસ્થાન સ્વીકારવા વિનતિ કરી હતી જૈન આત્માનંદ સભાના માનદમત્રી શ્રી વલ્લભદાસ ગાંધીએ મેળાવડાનુ પ્રયોજન જણાવતા શેઠ ભોગીલાલભાઇ અને શેઠ મોહનલાલભાઇની દાનવીરતાની મુક્તકંઠે પ્રશસા કરી હતી આ સભા પુસ્તક પ્રકાશન અને જ્ઞાનપ્રચારના ક્ષેત્રમા છેલ્લા ચાળીશ વર્ષથી જે કાર્ય કરે છે, તેનો ઇન્તેખાબ રજુ કર્યો હતો તથા સભાના ફડો વગેરેની વ્યવસ્થા કેટલી કાળજી અને દીર્ઘદૃષ્ટિથી કરવામાં આવે છે તે સબધી વિગતો દર્શાવી હતી સસ્તુ સાહિત્ય પ્રકટ કરવા માટે સભાને એક લાખ રૂપીઆની જે રકમ મળવાની યોજનામાં છે, તેની વ્યવસ્થા કરવા શ્રી રમણીકલાલ ભોગીલાલના પ્રમુખપણા નીચે જે કમિટી નીમવામા આવી છે તેનો ઉલ્લેખ કરી શ્રી વલ્લભદાસભાઇએ કહ્યુ કે-આ રકમ મળેથી સભાના ગૌરવમાં ઘણો વધારો થયો છે ત્યારબાદ શેઠ મોહનલાલભાઇની યોગ્યતા દર્શાવી તેઓ પોતા ની અખૂટ લક્ષ્મીવડે સેવાનાં કાર્યોમાં સતત સખાવતો કરતા રહે એવી શુભેચ્છા દર્શાવી હતી.

સભાના સેક્રેટરી શ્રી વિઠ્ઠલદાસ મૂળચદે શેઠ મોહનલાલને અર્પણ કરવાનુ માનપત્ર વાચ્યુ હતુ અને તે ચાંદીના ઍરોપ્લેનમાં સભાના પ્રમુખ શેઠ ગુલાબચદ આણદજીની વિનતીથી શેઠ ભોગીલાલ ભાઇએ તેઓને ફૂલહાર સાથે અર્પણ કર્યું હતું.

શ્રી કુલચંદભાઇએ જૈન આત્માનંદ સભાની ચાળીશ વર્ષની ધર્મસેવાને ધન્યવાદ આપ્યો હતો. એમણે ટકોર કરી હતી કે-આ સભાના પ્રાણરૂપ શ્રી વલ્લભદાસભાઇ જેવા બીજા વલ્લભદાસભાઇ, કુવરજીભાઇ કે મોતીચંદભાઇ આપણે ક્યારે ઉભા કરશુ? અત્યારે આપણી સમાજમા ખરી જરૂર સગઠન અને રચનાત્મક કામોની છે આપણામાં વિદ્યા, કળા બધુ છે પણ એક માત્ર સગઠન નથી. એટલા માટે જુદાં જુદા માણસો શેઠો ભાવનગરમાં જે જે મળેલા છે તે દ્વારા રચનાત્મક કાર્યો અને સગઠન કરવાની જરૂર છે.

શેઠ મોહનલાલ તારાચદે માનપત્ર આપવા બદલ આભાર માનતા કહ્યું કે-આપણા ધાર્મિક પ્રયોગો પ્રચાર જૈન સિવાય બીજા ક્ષેત્રોમાં અને બીજા દેશોમા થતો હોય તો સારૂ આપણુ સાહિત્ય તો આપણે જાણીએ છીએ પણ જો તેને બહાર વિકસાવીએ તો અન્ય કોમો પણ તેનો લાભ સારી રીતે લેશે હુ ઘણી જગ્યાએ જોઉં છુ કે બૌદ્ધ કે મહમદનુ નામ લેવાય છે, પણ આપણા સિવાય મહાવીર કે પારસનાથનુ નામ ક્યાંઈ સાભળવામાં આવતુ નથી. એટલે આપણા સાહિત્યનો જો બહાર પ્રચાર થાય તો જ ઉદ્ધાર થશે. આપણે આપણા ભગવાનને ભજીએ તે તો આપણો ધર્મ છે પણ બીજા ક્ષેત્રોમાં મહાવીર કે પારસનાથનુ નામ કોઈ જાણતુ નથી

તે જાણે એમ થવાની જરૂર છે. એટલે આપણે સભાસદોને પુસ્તકો મોકલીએ પણ સાથે બહાર મોકલવાં એવો મારો સભાને આગ્રહ છે આપણા મહારાજો પણ આપણને જ વ્યાખ્યાનો આપે છે પણ બહારના લોકોમાં પ્રચાર કરે તો ભલે તેઓ ધર્મ અંગિકાર ન કરે પણ ધર્મ શું છે તે તો સમજશે.

પ્રમુખસ્થાનેથી શેઠ ભોગીલાલે ઉપસંહાર કરતાં કહ્યું કે મારે વિશેષ કાંઇ કહેવું નથી પરંતુ ફુલચંદભાઇએ સંગઠનની જે વાત કરી છે તે ભૂલી જવાની નથી. આ સભાનું કામ સભાના આત્મા વલ્લભદાસ ભાઇ ચાલીશ વર્ષથી કરતા આવ્યા છે. એમને લીધે જ આ સભા આટલી વધી છે તેમજ ગુલાબચંદભાઇ જેવા પાકા રંગથી રંગાયેલા સભાને પ્રમુખ મળ્યા છે પણ હું એમને કહેતો આવ્યો છું કે તમે ક્યાં સુધી ખેંચશો ! તમે તમારા જેવા બીજા નવા તૈયાર કરો. અમારા જેવાને તો ઇશ્વરે જે કાંઇ થોડું ઘણું આપ્યુ હોય તેમાંથી કરીએ છીએ પણ શારદાની સેવા કરવાની અમારી શક્તિ નથી.

ત્યાર બાદ સભાના પ્રમુખ શેઠ ગુલાબચંદભાઇએ પ્રમુખનો આભાર માન્યો હતો અને આઇસ્ક્રીમ લઇ સૌ છૂટા પડ્યા હતા.

### વાણિજ્ય વિદ્યામંદિરની સ્થાપના.

ગઇ તા. ૧૫ મી-ધૂલિવંદનના દિવસે શહેરમાં બે સ્તુત્ય પ્રસંગો થયા. એક ઘોઘા દરવાજે ત્રિભોવનદાસ ભાણજી કન્યાશાળામાં વાણિજ્ય વિદ્યામંદિરની સ્થાપનાનો અને બીજો આત્માનંદ સભામાં શેઠ મોહનલાલ તારાચંદ જે. પી. ને માનપત્ર અર્પણ કરવાનો. બન્ને સમારંભમાં શેઠ ભોગીલાલ મગનલાલ પ્રમુખસ્થાને હતા. ભાવનગરના જાહેર જીવનમાં શેઠ ભોગીલાલે પોતાની ઉદારતાની સાથે નિરભિમાન, આતિથ્યભાવ અને બીજાને ઉપયોગી થવાની તત્પરતાથી મહત્વનું સ્થાન મેળવ્યુ છે ધર્મકાર્ય કે દુષ્કાળ, વિદ્યાપ્રચાર કે ઉદ્યોગ પ્રચાર, કે કોઇ સેવાકાર્યમાં દાનનો પ્રારંભ મહાલક્ષ્મી મીલમાંથી થાય છે અને આ મીલ તેમાં સમયોચિત, નિસંકોચપણે યથાશક્તિ હીસ્સો આપે છે. વાણિજ્ય મંદિર (કોમર્સ સ્કુલ)નો ઉદ્ઘાટન વિધિ તો જો કે શેઠ મોહનલાલ તારાચંદને હસ્તે થવાનો હતો પરંતુ તેનું પ્રેરણાસ્થાન શેઠ ભોગીલાલ હતા. વ્યાપારી સ્કુલ એ, ભાવનગર જેવા વ્યાપાર ઉદ્યોગવાળા શહેરની જરૂરીઆત છે. અને જો તેનું સંચાલન યોગ્ય રીતે થશે તો તે આગળ જતા સૌરાષ્ટ્રમાં એક ઉપયોગી કેળવણી સંસ્થા થાય એમાં શક નથી. રજાનો દિવસ હોવાથી આગેવાન વેપારી ગૃહસ્થો, જાણીતા કેળવણીકારો અને સરકારી અધિકારીઓ વગેરેની મેળાવડામાં સારી હાજરી હતી, જેમાં શેઠ અબ્દુભાઇ, શેઠ જીવાભાઇ, શેઠ જુઠાભાઇ, શેઠ રમણીકલાલ; શેઠ મુગટલાલ કામદાર, શ્રી ભગવતીપ્રસાદ મહેતા, શેઠ ગુલાબચંદ આણંદજી, શેઠ ખાંતીભાઇ, શેઠ ગુલાબચંદ લલ્લુભાઇ, શેઠ અમૃતલાલ, શ્રી જીવરાજભાઇ, શેઠ ગુલાબચંદ દેવચંદ શ્રી હરભાઇ ત્રિવેદી, શ્રી છેલભાઇ ઓઝા, એન્જી. મી પારેખ, પ્રીન્સીપાલ મોદી, શ્રી શીવપ્રસાદ શુક્લ, કલેક્ટર સાહેબ, ડેપ્યુટી કલેક્ટર મી. વ્યાસ અને પોલીસ ઉપરી વગેરે હતા.

શેઠ ગુલાબચંદ આણંદજીએ, શ્રી વલ્લભદાસ ગાંધીની અનુમતિપૂર્વક સભાના પ્રમુખપદ માટે શેઠ ભોગીલાલની દરખાસ્ત મુકી ત્યારપછી સૌરાષ્ટ્રના વાણિજ્ય પ્રધાન શ્રી મનુભાઇ, શિક્ષણ પ્રધાન શ્રી નાનાભાઇ અને શ્રી છોટાલાલ ગીરધરભાઇ વગેરેની શુભેચ્છાના તારો-પત્રો વાંચ્યા પછી પાલીતાણા ગુરૂકુળના સંચાલક શ્રી ફુલચંદભાઇએ, ભાવનગરમાં વાણિજ્ય વિદ્યામંદિરની કેટલી અગત્ય છે, તથા આ વિષયના શિક્ષણ પરત્વે પાલીતાણા ગુરૂકુળમાં થયેલી પ્રગતિ અને તેનો થયેલો ક્રમિક વિકાસ, સર્વાંગી કેળવણીની જરૂરીઆત અને પાલીતાણાનું વાણિજ્ય વિદ્યામંદિર આટલું વિકસ્યું તેનો યશ ત્યાંના દીવાન સાહેબ-હાલ અહીંના કલેક્ટર શ્રી દવેને આભારી છે વગેરે હકીકત રજુ કરીને અહીંના વાણિજ્ય વિદ્યા-

મંદિરની કમિટીના સભ્યોનાં નામોની જાહેરાત કરી હતી

શામલદાસ કોલેજના પ્રિન્સિપાલ શ્રી પ્રતાપરાય મોદીએ આપણી હાલની શાળાઓએ, એક એક ખાસ વિષયને શિક્ષણમાં વિશિષ્ટતા આપી એ ધોરણે શિક્ષણક્રમ ઘડવા ઉપર ખાસ ભાર મૂકતાં જર્મનીની શાળાઓનું દૃષ્ટાંત આપ્યું હતુ. એમણે કહ્યું હતુ કે ત્યાં બધા શિક્ષકોનો પગાર લગભગ સરખો હોય છે અને શિષ્ય જેમ ઉત્તરોત્તર આગળના વર્ગમાં જાય તે પ્રમાણે શિક્ષક પણ એજ વર્ગમા જાય છે જેથી પ્રત્યેક શિક્ષક શિષ્યના માનસથી સંપૂર્ણ વાકેફગાર રહે છે ગુજરાત વિદ્યાપીઠની શિક્ષણ વિષયક યોજનાનો સ્વીકાર કરી તે પ્રમાણે શાળાઓના શિક્ષણનો ક્રમ રચવાની એમણે અગત્ય દર્શાવી હતી

જાણીતા શિક્ષણવેત્તા શ્રી હરિભાઇ ત્રિવેદીએ વાણિજ્ય વિદ્યામંદિરની સ્થાપનાના વિચારની પ્રશંસા કરતા કહ્યુ કે-માત્ર વાણિજ્ય જ નહીં પણ જીવનની બીજી જરૂરીઆતો પરત્વે પણ દૃષ્ટિ પહોંચાડવાની આપણે એટલીજ અગત્ય છે એમણે કહ્યુ કે-અહીંઆ દાખલ થવા આવનાર વિદ્યાર્થીઓ વાણિજ્યના શિક્ષણ માટે યોગ્ય છે, કે નહીં તેની બરાબર ચકાસણી કર્યા પછીજ એમને દાખલ કરવામાં આવશે તો તેથી શિક્ષણના કાર્યમા સવિશેષ સરળતા રહેશે, કેમકે બાળકને જે વિષયનો અભ્યાસ કરવાની રૂચિ હોય એ વિષયના અભ્યાસમા જ તે સફળતા મેળવે છે

અત્રેના કલેકટર સાહેબ શ્રીયુત લક્ષ્મીશંકર દવેએ કહ્યું કે-સ્વાતંત્ર્ય પ્રાપ્ત થયા પછી દેશ સમક્ષ જો કાંઈ વિષય વિચારવાનો હોય તો તે શિક્ષણનો છે કેમકે હવે એવી પ્રજા ઊભી કરવાની છે, કે જે સ્વાતંત્ર્યનું રક્ષણ કરી શકે. અને તેનો પાયો શિક્ષણ છે. શિક્ષણ માણસને, માણસ બનાવે છે હરભાઇ સાહેબે કહ્યુ તે પ્રમાણે વિદ્યાર્થીને કયો વિષય પ્રિય છે-તે શિક્ષકે પહેલુ વિચારવું જોઇએ આ કાર્ય એટલું વિશાળ છે કે તેમા ધનિકોએ ધન, વિચારકોએ વિચાર અને કાર્યવાહકોએ સેવા આપવી પડશે.

ત્યારબાદ શેઠ મોહનલાલ તારાચંદે વાણિજ્ય વિદ્યામંદિર ખુલ્લુ મુકાયેલુ જાહેર કર્યું હતુ

પ્રમુખસ્થાનેથી શેઠ ભોગીલાલે કહ્યુ કે-ભાવનગરમાં વાણિજ્યને લગતી આવી શાળાની જરૂરીઆત હતી, ભૂતકાળમા આવી એક શાળા સ્થાપવા પ્રયત્ન થયેલ પરંતુ તેને સફળતા મળી ન હતી પુલચંદભાઈ પાચેક વરસથી આવી શાળાશ્રી યશોવિજયજી જૈન ગુરુકુળમાં ચલાવે છે ભાવનગરમાં આવી શાળા શરૂ કરવા એમણે મને અને મોહનભાઈને વાકેફ કર્યા અને મને લાગ્યુ કે આ બાબત કરવા જેવી છે મોહનભાઈએ એમને કામ શરૂ કરવાનુ અને મને મળવાનુ કહ્યુ પછી અમારા વિચારને ખાતીભાઇ, દલીચંદભાઇ વગેરેનો સમતિ મળી સરકારે મેટ્રીકની પરીક્ષા હવે બંધ કરી છે આ શાળા વ્યાપાર ઉદ્યોગમાં સારો ફાળો આપશે એવી હુ આશા રાખુ છું

છેવટમા વકીલ શ્રી રતીલાલભાઇ જોશીએ શેઠ મોહનભાઇ વ્યવસાયી હોવા છતાં કુબહથી અત્રે પધાર્યા તેઓનો, શેઠ ભોગીલાલનો, આત્માનંદ સભાનો, શેઠ ડોસાભાઇ અભેચંદની પેઢીનો અને જુન માસ સુધી વાણિજ્ય વિદ્યામંદિરને આ કન્યાશાળાનુ મકાન વાપરવા દેવા માટે તેના સંચાલકોનો આભાર માન્યો હતો

---

શ્રી ઉજમબાઇ જૈન કન્યાશાળાનો વાર્ષિક ઇનામી મેળાવડો શ્રી આત્માનંદ સભાના શ્રી ભોગીલાલ લેક્ચર હોલમા શેઠ શ્રી મોહનલાલ તારાચંદભાઇ જે પી ના પ્રમુખસ્થાને તા, ૧૬-૩-૪૯ સાંજના ચાર વાગે રાખવામાં આવેલ, આ પ્રસંગે અભ્યાસ કરતી બ્હેનોએ જુદા જુદા સંગીત વગેરેનો કાર્યક્રમો ભજવી બતાવ્યા હતા બાદ શ્રીયુત વલ્લભદાસ ત્રિભોવનદાસ ગાંધી, શ્રી વીઠલદાસ મૂળચંદભાઇ,

શા દીપચંદ જીવણલાલભાઈ વિગેરેના વિવેચનો બાદ શ્રીયુત મોહનલાલભાઈના ધર્મપત્ની અ. સૌ. મચ્છાબ્હેનના શુભ હસ્તે બાળાઓને ઇનામો આપવામા આવ્યા હતા

### સફળ–ઓપરેશન

સાદડી ( મારવાડ ) શેઠ શ્રી પુખરાજજી ચરમાવાળાનાં બગીચામા અજ્ઞાનતિમિરતરણિ, કલિકાલ કલ્પતરૂ, પંજાબકેશરી, યુગવીર આચાર્ય શ્રીમદ્ વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજની જમણી આંખનુ મોતિયો ફાગણ સુદી ૧ ને શનિવારે દશ વાગે ડોક્ટર શ્રીફ સાહેબ મુંબઈવાળાએ સારી રીતે ઉતાર્યો છે ઓપરેશન સફળ રીતે થયેલ છે ઉપરોક્ત સમયે શેઠ શ્રી ફુલચંદ શામજી મુંબઈ શેઠ ભાઇચંદ ત્રિભુવનદાસ પટવા વડોદરા તેમજ ગોડવાડ શ્રી સંઘના આગેવાનો, સાદડીના આગેવાન ગૃહસ્થો અંબાલા હોશિયારપુર વિગેરેથી પંજાબી ગૃહસ્થો ઉપસ્થિત થયા હતા, આયબીલની તપશ્ચર્યા સારી રીતે થઈ હતી

આચાર્ય મહારાજશ્રીનુ ઓપરેશન સફળ થાય તે માટે ભાવનગરમા તે દિવસે નેવુ આયબીલ શ્રી જૈન આત્માનંદ સભા તરફથી કરાવવામા આવ્યા હતા

### શ્રી આત્મારામજી મહારાજની જન્મ જયન્તિ

પરમ પૂજ્ય ગુરૂદેવ પ્રાતઃસ્મરણીય શ્રી વિજયાનંદ સૂરીશ્વરજી (આત્મારામજી) મહારાજની જન્મ જયન્તિ ચૈત્ર સુદી ૧ તા ૩૦-૩-૪૯ બુધવારના રોજ હમેશના મુજબ આ સભા તરફથી શ્રી સિદ્ધાચળજી તીર્થ ઉપર ખૂબ જ ઉત્સાહપૂર્વક ધામધૂમથી ઉજવવામા આવી

આ પ્રસંગે જૈન આત્માનંદ સભાના સેક્રેટરી કાર્યવાહક સમિતિના સભાસદો, ગુરુદેવના ભક્તો તથા સ્ટાફ । માણસો પાલીતાણાથી સારી સંખ્યામાં ઉપસ્થિત થયા હતા આ દિવસે શત્રુંજય ગિરિરાજ ઉપર શ્રી આદીશ્વર ભગવાનની મોટી ટૂંકમાં જ્યાં આગળ ગુરુદેવની મૂર્તિ બિરાજમાન છે ત્યાં વિધિપૂર્વક પૂજા તથા આંગીથી ગુરુભક્તિ કરવામા આવી હતી

બપોરે ત્રણ ને સુમારે હાજર રહેલા બંધુઓનુ પ્રીતિભોજનથી સ્વામીવાત્સલ્ય કરવામા આવ્યુ હતુ સર્વે ગુરુદેવની જયના જયઘોષો વચ્ચે છૂટા પડ્યા હતા

## શ્રીમાન્ હરિભદ્રસૂરિ વિરચિત શ્રી ધર્મબિંદુ ગ્રંથ.

( મૂળ અને મૂળ ટીકાના શુદ્ધ સરલ ગુજરાતી ભાષાંતર સહિત )

આ ગ્રંથના મૂળ કર્તા મહાનુભાવ શ્રી હરિભદ્રસૂરિ કે જેઓ જૈન ઇતિહાસમા સુપ્રસિદ્ધ છે, શ્રી મહાનુભાવ ગ્રંથકારે મુનિઓ અને ગૃહસ્થોના સાધારણ અને વિશેષ ધર્મો, તેનુ સ્વરૂપ અને તેના અધિકારી વગેરે વિષયો બતાવવાને માટે આ ઉપયોગી ગ્રંથની યોજના કરી છે અને તે [illegible] તેનુ વિવેચન કરી સારી રીતે સમજાવ્યુ છે

આ ગ્રંથની આ બીજી આવૃત્તિ છે સુમારે ચારસેંહ પાનાના આ ગ્રંથની કીમત માત્ર રૂા ૩-૦-૦ પોસ્ટેજ અલગ

## ॥ જૈન ઐતિહાસિક ગુર્જર કાવ્ય સંચય. ॥

( સંગ્રાહક અને સંપાદક શ્રી જિનવિજયજી સાહેબ, આચાર્ય ગુજરાત પુરાતત્ત્વ મંદિર. )

શ્રી જૈન શાસનની ઉન્નતિ કરનાર આચાર્યો, સાધુઓ સાધ્વીઓ અને ગૃહસ્થોના જીવનચરિત્ર સાંભળને પ્રકાશવનાર પ્રાચીન ગુજરાતી ભાષામા રચાયેલ પ્રમાણિક ઐતિહાસિક પ્રબંધો રાસો અને રાસોનો સંગ્રહ આ ગ્રંથમા આવેલો છે

આ ગ્રંથમા કાવ્યો તથા રાસોનો ગુજરાતી ભાષામા સાર, કર્તા મહાશયો ક્યા ક્યા ગચ્છના હતા તે તે ગચ્છોના નામો, ગૃહસ્થોના નામો, તેમજ મહાશયોના [illegible], અકારાદિ સાથે આપી આ કાવ્ય સાહિત્યની સુંદર અને સરલ ઉપયોગી રચના બનાવી છે ૫૦૦ પાંચસો પાના કરતા વધારે છે કિંમત રૂા ૨-૧૨-૦ પોસ્ટેજ અલગ

## ૩ મહાસતી શ્રી દમયંતી ચરિત્ર. ( છપાય છે. )

### શ્રી માણિકયદેવસૂરિ વિરચિત મૂળ ઉપરથી અનુવાદ

પૂર્વનો પુણ્યયોગ અને શીલનું માહાત્મ્ય સતી શ્રીદમયંતીમાં અસાધારણ હતું તેનો શુદ્ધ અને સરળ ભાષામાં અનુવાદ કરાવી અમારા તરફથી પ્રકાશનનું કાર્ય શરૂ કરેલ છે. આ અનુપમ રચનામાં મહાસતી દમયંતીના અસાધારણ શીલ મહાત્મ્યના પ્રભાવવડેના ચમત્કારિક અનેક પ્રસંગો, વર્ણનો આલેખ સાથે નળરાજા પ્રત્યે અપૂર્વ પતિભક્તિ, સતી દમયંતી સાસરે સીધાવતાં આબાપે આપેલી સોનેરી શિખામણો, જુગારથી થતી ખાનાખરાબી, ધૂર્ત જનની ધૂર્તતા, પ્રતિજ્ઞાપાલન, દમયંતીના ધર્મો, રાજનીતિ વન નિવાસના વખતે, આવતા સુખ દુઃખો વખતે ધીરજ, શાંતિ અને અનુભવ મેળવવાના ભારબરીત નોંધ, તેમજ પુણ્યશ્લોક નળરાજાના પૂર્વના અસાધારણ મ્હોટા પુણ્યબંધના યોગે તેજ ભવમાં તેમના માહાત્મ્ય, મહિમા, તેમના નામ સ્મરણથી મનુષ્યોને થતા લાભો વગેરેનું અદ્ભુત પઠન પાઠન કરવા જેવું વર્ણન આચાર્ય મહારાજે આ ગ્રંથમાં આપ્યું છે. બીજી અંતર્ગત સુબોધક કથાઓ પણ આપવામાં આવેલી છે.

---

## અમારું નવું પ્રકાશન.

### શ્રી દ્વાદશાર નયચક્રસાર-ગ્રંથ ( મૂળ ટીકા સાથે )

તાર્કિક શિરોમણિ, નયવાદપારંગતવાદિપ્રભાવક આચાર્યશ્રી મલ્લવાદિ ક્ષમાશ્રમણ વિરચિત મૂળ અને ટીકાના પ્રણેતા સમર્થ તાર્કિક આચાર્યશ્રી સિંહસુરગણિ ક્ષમાશ્રમણે એકંદરે સ્વપર વાઙ્મય વિષયક પાંડિત્યના ક્ષેત્રમાં કેવુ વિશાલ પ્રભુત્વ ધરાવતા હતા ? તે આ અપૂર્વ ગ્રંથ બતાવે છે; તેમજ આ ગ્રંથના પ્રકાશનથી વિદ્યમાન-અવિદ્યમાન ભારતીય આર્યદાર્શનિક સાહિત્ય અને તેને લગતા ઈતિહાસ ઉપર વિશિષ્ટ પ્રકારે પ્રકાશ પાડતો આ નયનો અઢારહજાર શ્લોક પ્રમાણ અપૂર્વ ગ્રંથ છે. કે જે વિદ્વાનો, સાહિત્યક્ષેત્રમાં રસ ધરાવનાર આમજનતાને પણ રસપ્રદ બનશે. આ માસિકમાં આવતી લેખમાળા અને વિશિષ્ટ સંશોધન અને સંપાદનને લગતો સર્વ વિભાગ શાન્તમૂર્તિ આચાર્ય ભગવાન શ્રી સિદ્ધિસૂરિશ્વરજીના વિદ્વાન શિષ્ય આચાર્યશ્રી વિજયમેઘસૂરીશ્વરજીના મહાનુભાવ શિષ્ય શ્રી ભુવનવિજયજીના વિદ્વાન શિષ્ય મુનિવરશ્રી જંબુવિજયજી મહારાજે આ સભા ઉપર કૃપા કરી તે ભાર સ્વીકારી લીધો છે. આ અંકમાં તેમજ હવે પછીના માસિકમાં તે બારના લેખો આવે તે વાચવા જૈન બંધુઓ બ્હેનોને નમ્ર સુચના છે. જેમ બને તેમ વેળાસર અમારા તરફથી છપાવવાનુ કામ શરૂ થશે.

---

## દેવસી-રાઇ (બે) પ્રતિક્રમણાદિ મૂળ સૂત્રો.

### સૂત્રોની સંક્ષિપ્ત સમજ સાથે.

હાલ અમારા તરફથી ઉપરોક્ત દેવસી-રાઇ પ્રતિક્રમણ સૂત્રની બુક પ્રગટ કરવામાં આવી છે. નિરંતરની શ્રાવક-શ્રાવિકા માટેની આ આવશ્યક ક્રિયા હોવાથી આવી સખ્ત મોંઘવારી હોવા છતાં અમારા ઉપર ઘણી માગણી આવવાથી ઉંચા કાગળો ઉપર સુંદર મ્હોટા ગુજરાતી ટાઇપમાં છપાવી પ્રસિદ્ધ કરેલ છે. કિંમત માત્ર રૂા. ૦-૧૦-૦ દસ આના પોસ્ટેજ જુદું.

જૈન કન્યાશાળા, પાઠશાળાઓએ આ સાર્થ સત્વર લેવાની જરૂર છે. સામટી નકલ લેનાર ધાર્મિક સંસ્થાને યોગ્ય કમીશન આપવામાં આવશે.

---

મુદ્રક: શાહ ગુલાબચંદ લલ્લુભાઇ : શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ : દાણાપીઠ-ભાવનગર.



# શ્રી આત્માનંદ પ્રકાશ

卐 卐 卐


પુસ્તક ૪૬ મું. | આત્મ સં. ૫૩ | સંવત ૨૦૦૫

અંક ૯ મો. | તા. ૧-૫-૪૯ | ચૈત્ર









વાર્ષિક લવાજમ રૂ. ૩-૦-૦ પોસ્ટેજ સહિત.





પ્રકાશક:—

શ્રી જૈન આત્માનંદ સભા,

ભાવનગર.

# અ નુ ક્ર મ ણિ કા.



## અમારા માનવંતા પેટ્રન સાહેબો અને લાઇફ મેમ્બરોને ભેટનો અપૂર્વ લાભ અને નમ્ર સુચના.

શ્રેયસ્કર, વિઘ્નહર શ્રી પાર્શ્વનાથ ભગવંતનુ શ્રી પૂજ્ય પૂર્વાચાર્ય મહારાજ શ્રી દેવભદ્રાચાર્યકૃત વિસ્તાર પૂર્વકનુ ચરિત્ર કે જે અગ્યાર હજાર શ્લોક પ્રમાણ છે, તેનો સુંદર અનુવાદ ( ગુજરાતી ભાષામા ) શુદ્ધ અને સરલ અનેક ત્રિરંગી સુદર ચિત્રો સહિત, ઊંચા કાગળ ઉપર, સુદર ગુજરાતી અક્ષરોથી છપાવી સુશોભિત પાકા બાઇન્ડીંગથી અલંકૃત કરેલો સુમારે છસોહ પાનાનો આ દળદાર ગ્રંથ છે અને તેના બાઇન્ડીંગ ઉપરના કવરજેકેટ ઉપર સુદર વણારસીનગરીના આધુનિક બે રંગથી તૈયાર કરેલો દ્દશ્ય ( કુદરતી દેખાવ ) સાથે છપાઇ તૈયાર થઇ ગયેલ છે, જે વૈશાખ સુદી ૩ અક્ષય તૃતીયાના માંગલિક દિવસથી અમારા માનવતા **પેટ્રન સાહેબો અને લાઇફ મેમ્બરોને** ધારા પ્રમાણે ભેટ મોકલવાનુ કાર્ય શરૂ થશે બહારગામના સભાસદોને પોસ્ટ દ્વારા અગાઉથી ખબર આપવામા આવશે જેથી તે વી. પી સ્વીકારી લેવા નમ્ર સુચના છે

અત્યાર સુધીમા પ્રગટ થયેલા મ્હોટા, પ્રભુચરિત્રો ગ્રંથોનાં કરતાં આ ચરિત્રનુ અંદર અને બાહ્ય બન્ને વસ્તુ સ્વરૂપ અનુપમ છે જેમા પ્રભુના દશગણધરોના વિસ્તૃત પૂર્વભવના વૃત્તાતો, પરમાત્માએ આપેલી દિવ્ય દેશના અને બોધપાઠો, અનુપમ કથાઓ અને અંતર્ગત કથાઓ, રસુ, રાજકીય, સમાજીક, વ્યવહારિક, નૈતિક, અનેક વિષયો ઉપરના વર્ણનો, કર્તા આચાર્ય મહારાજે સુંદર વિદ્વતાપૂર્ણ રસ, અલંકાર અને પ્રમાણિકપણે આપેલી સત્ય ઘટનાઓ, ભગવંતનો અપૂર્વ મહિમા, અચિંતનીય માહાત્મ્ય વગેરે સર્વ વાચવા જેવુ, વારવાર મનન કરવા જેવુ, વાચકને આત્મશાંતિ ઉત્પન્ન કરનારૂ સુંદર શૈલી પૂર્વકનું ચરિત્ર છે વિશેષ લખવા કરતા વાચક સ્વયં સમજી શકે તેમ છે.

આ સભાના નવા માનવંતા પેટ્રન સાહેબ—



શેઠશ્રી લવજીભાઇ ગચચંદ—( મદ્રાસ )

મહોદય પ્રેસ-ભાવનગર

# શ્રેષ્ઠીવર્ય શ્રી લવજીભાઇ રાયચંદનો જીવન પરિચય.

સૌરાષ્ટ્ર દેશના પ્રાચીન સિહોર તાબે (નજીક) ઝુરકા ગામમા વીશાશ્રીમાળી વણિક જ્ઞાતિમા શેઠ કાળા ગગલના ખાનદાન અને જૈન કુટુંબમા શ્રીયુત લવજીભાઇ ધાર્મિક સંસ્કાર અને પૂર્વકૃત્ય પુણ્ય સાથે લઈને જનમ્યા હતા માત્ર વીશ વર્ષની વયે સં. ૧૯૮૦ ની સાલમા દક્ષિણમા આવેલ પ્રખ્યાત બેંગલોર શહેરમા તેઓશ્રીના બંધુની વાસણની દુકાન ચાલતી હતી ત્યા પ્રથમ જોડાયા તે ધંધામા નિષ્ણાતપણુ પ્રાપ્ત કરેલુ છતા વ્યાપારમા આગળ વધવાની ઈચ્છા થતા અન્ય કુટુંબી ભાઈઓની સાથે મળી મદ્રાસ શહેરમા સં. ૧૯૮૪ ની સાલમા સાઈકલના બીઝનેસની શરૂઆત કરી અને હિંદ બહારના દેશોમાથી મ્હોટા પ્રમાણમા સાઈકલ અને તેને લગતો સામાન મંગાવી દક્ષિણ હિંદમા બ્હોળા પ્રમાણમા વ્યાપાર શરૂ કર્યો, અને પૂર્વ પુણ્યયોગ, સાહસિકપણુ, ખંત, અને તે ધંધાની કુશળતાવડે શુમારે એકવીશ વર્ષમા દીર્ઘદૃષ્ટિ, વ્યાપાર વાણિજ્યની કુનેહને લઈને દક્ષિણ હિંદ અને ખાસ કરીને મદ્રાસ ઇલાકામા સાઈકલના એક મ્હોટા અને સાચા વ્યાપારી તરીકે પ્રતિષ્ઠા, પ્રખ્યાતી અને લક્ષ્મી સારી પ્રાપ્ત કરી જૈન કુટુંબમા જન્મ થવાથી ધાર્મિક સંસ્કાર વારસામા મળ્યા હતા તેથી ઉદારતાવડે અનેક ધાર્મિક અને સામાજિક ખાતાઓમા સખાવતો કરવા લાગ્યા દયાળુપણાએ કરી દુખી મનુષ્યો માટે થતા ફંડોમા પણ ફાળો આપવા લાગ્યા સ્વભાવે માયાળુ, મિલનસાર, અને સરલ હૃદયી હોવાથી મદ્રાસની સમાજ અને પ્રાંતમા પ્રિયતા મેળવી. ઘણા ભાગે કોઇપણ સંસ્થા કે વ્યક્તિ ભાગ્યેજ તેમની પાસેથી ખાલી હાથે પાછી જતી. બ્હોળો વ્યાપાર હોવા છતા દેવ, ગુરૂ, ધર્મની યથાશક્તિ ભક્તિ કરવા ચૂકતા નથી

આવા એક કુશળ વ્યાપારી, શ્રીમંત, ધર્મશ્રદ્ધાળુ, પુરુષ આ સભાના માનવંતા પેટ્રન થયા છે તે આનંદનો વિષય છે તેઓશ્રી દીર્ઘાયુ થઇ આર્થિક, આધ્યાત્મિક અને શારીરિક સંપત્તિ વિશેષ વિશેષ મેળવે તેવી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે

““

# શ્રી આત્માનંદ પ્રકાશ.

... પ્રકાશકઃ—શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર ...

| | | |
|---|---|---|
| વીર સં. ૨૪૭૫. | ચૈત્ર | પુસ્તક ૪૬ મું. |
| વિક્રમ સં. ૨૦૦૫. | :: તા. ૧લી મે ૧૯૪૯ :: | અંક ૯ મો. |


## । श्रीसुविधिनाथ जिन स्तवन ।

(राग:-सिंहानो कानरो)

पू. आचार्यश्रीमद् विजयलब्धिसूरीश्वरजी महाराज

धर धर त्वं जिनवरशरणं, धर धर त्वं जिनवरशरणम् ।

तरणं भवाब्धेर्बहुसौख्यकरणं ।
पापरजोहरणं शिवशर्मवरणम् ॥ धर धर ॥ १ ॥

जिनवरसदृग् नास्त्यन्यदेवः ।
सुरासुरेश्वरकृतपादसेवः ॥ धर धर ॥ २ ॥

रागद्वेषवशवर्तिनोऽन्ये ।
श्रीजिनवीतरागं मन्ये ॥ धर धर ॥ ३ ॥

रागीरागाद्भवति प्ररागः ।
वीतरागतः स्याद्वीतरागः ॥ धर धर ॥ ४ ॥

सुविधिजिनेश्वरचरणाम्भोजे ।
निवसति लब्धिभृङ्गो यथाब्जे ॥ धर धर ॥ ५ ॥

श्री वीरजिन जन्म कल्याणकविंशिका

याने

# श्री महावीर जिनस्तवन.

[ साहेबा मारा गुनानो छोड-ए रागमां ]

वीरजीनो जन्म कल्याणक दिन, भविया ! भावथी ऊजवो,
चईतर शुदि तेरस ए दिन, भविया ! भावथी ऊजवो (टेक)

क्षत्रियकुंड ग्राम नगरनी माहे, सिद्धार्थ राजाना राजमहेलमांहे,
जन्म त्रिशलानी कूखेथी थाय...भविया० १

त्रणे भुवनमा प्रकाश प्रसरे, क्षणभर नारकीओ सुखने धरे,
वळी थावर पण सुखी थाय...भविया० २

छप्पन दिग्कुमरी तीहा आवीने, सूतिकर्मादिनु कार्य करीने,
आशीर्वाद आपी स्वर्गे जाय...भविया० ३

डोले सिंहासन शक्रनु स्थिर रया, अवधिज्ञानथी जन्म जोवे रया,
ऊठीने सात आठ पगला जाय...भविया० ४

शक्रस्तवे करी शक्रेन्द्र स्तवे, हरिणगमेषीने आज्ञा देवे;
आज्ञा पालन करवा सज्ज थाय...भविया० ५

सुघोषा घटने वगाडे जोरे, अन्य विमानोमा शब्द ऊतारे;
सुणी इन्द्रादि सज्ज थाय...भविया० ६

जन्म ऊजववा मेरु पर जावे, पाच रूप करी शक्र प्रभु लावे,
जोइने सर्वे देवादि हरखाय...भविया० ७

खोळामा लई प्रभु बेसे शक्रेन्द्र, सामे ऊभा रहे बाकी देवेन्द्र,
संशय शक्रना मनमाही थाय...भविया० ८

વિભુ એ સંશય શક્રનો જાણીને, વામ પાદ અંગુઠાથી સ્પર્શે મેરુને;
લક્ષ યોજન મેરુ કંપાય...ભવિયા૦ ૯

ખળભળી ઊઠે સાગરો એ સમયે, ધમધમી રહે ધરણી એ સમયે;
શક્રેન્દ્ર કુપિત ત્યાં અતિ થાય...ભવિયા૦ ૧૦

અવધિજ્ઞાનથી ઈન્દ્રે જાણ્યું એ, સંશય હરવા કર્યું પ્રભુએ;
માગી માફી વિઘ્ન દૂર થાય...ભવિયા૦ ૧૧

એક કોટી સાઠ લાખ કળશોથી, બસો પચાશ શુભ અભિષેકથી;
વીરનો જન્મ ઉત્સવ ઉજવાય...ભવિયા૦ ૧૨

ઈશાનપતિ શક્ર સ્થાનમાં બેસે, વૃષભનાં રૂપ કરે શક્ર ઉલ્લાસે;
શીંગડાથી જળાભિષેક કરાય...ભવિયા૦ ૧૩

શુભ ગીત—ગાન આદિ કરીને, પ્રભુને માતા પાસે મૂકીને;
નંદીશ્વર દ્વીપે દેવો જાય...ભવિયા૦ ૧૪

અઠ્ઠાઈ મહોત્સવ કરે ઉમંગથી, ભક્તિનાં ઝરણાં ઝરાવે ભાવથી;
પૂર્ણ થયે દેવલોકે સહુ જાય...ભવિયા૦ ૧૫

સિદ્ધાર્થ મહારાજા વીર જન્મ્યાનો, ઉત્સવ ઊજવે અતિ આનંદનો;
ક્ષત્રિયકુંડ નગર સોહાય...ભવિયા૦ ૧૬

એ રીતે વીરનો જન્મ ઉજવાયો, જગમાં તે દિન શુભ મનાયો;
પ્રતિવર્ષે એ તો ઉજવાય...ભવિયા૦ ૧૭

ચરમ તીર્થંકર થયા તે સ્વામી, શ્રમણ મહાવીર વર્દ્ધમાનસ્વામી;
અપૂર્વ અહિંસાની મૂર્તિ કહેવાય...ભવિયા૦ ૧૮

ત્યાગી તપસ્વી ઉપકારી જગના, જોયે ભાવો સદા લોક અલોકના;
મુક્તિપુરીમાં વાસ જણાય...ભવિયા૦ ૧૯

તપગચ્છનાયક **નેમિસૂરિના**, પટ્ટાલંકાર લાવણ્યસૂરિના;
દક્ષ સુશીલ વીરનાં ગુણ ગાય...ભવિયા૦ ૨૦

રચયિતાઃ—મુનિમહારાજ શ્રી સુશીલવિજયજી મહારાજ

શ્રીસિદ્ધચક્રાય નમઃ ।

# પરમ ધ્યેય શ્રી નવપદજી

લેખકઃ—પૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્ વિજયજંબૂસૂરીશ્વરજી મહારાજ

આ સંસારચક્રમાં આત્માનું નિજ સ્વરૂપ, જે સ્વભાવતઃ સંપૂર્ણ છે, તેને પરિણામતઃ સંપૂર્ણ કરવા માટે સંપૂર્ણ થયેલ આત્મસ્વરૂપોનું ધ્યાન કરવું પ્રત્યેક અર્થીજનને આવશ્યક છે. ધ્યાતાને ધ્યેય સ્વરૂપમાં મૂકી દેવા માટે ધ્યાન કેટલું સમર્થ સાધન છે તે લોકમાં ઇયળ ભ્રમરના દૃષ્ટાંતથી પ્રસિદ્ધ છે એ કહેવાની જરૂર નથી કે સૌ પ્રથમ ધ્યેય સુંદર જોઇએ, પશ્ચાત્ ધ્યાતા અને ધ્યાન પણ સુંદર જ જોઇએ. જેવો ધ્યાન, ધ્યાતા, ધ્યેયનો યોગ હોય છે તેવો તેનો ફલપરિણામ હોય છે.

શ્રી સિદ્ધચક્રજી શ્રેષ્ઠમા શ્રેષ્ઠ ધ્યેય સ્વરૂપોનો સમૂહ છે, કોઇપણ સુંદર પરિપૂર્ણ ધ્યેય એનાથી બહાર નથી, અને અપરિપૂર્ણને એમા સ્થાન નથી, માટે એનું નામ સિદ્ધચક્ર છે તે યથાર્થ છે. આવા ધ્યેય સ્વરૂપો નવ હોવાથી તે શ્રી નવપદજી કહેવાય છે. અન્ય દર્શનો કોઇ સગુણ અથવા ગુણી ઉપાસનાને, તો કોઇ નિર્ગુણ અથવા ગુણ ઉપાસનાને જ કેવળ પકડી બેઠા છે, તે સિક્કાની એક એક બાજુને જ આગ્રહરૂપ છે, જ્યારે શ્રી જૈન દર્શને શ્રી નવપદજીમાં ગુણી અને ગુણ ઉભય ઉપાસનાને બતાવીને સિક્કાની બેય બાજુ આપણી સમક્ષ મૂકી છે. આથી જૈનદર્શન એ જ એવું દર્શન છે કે જે સર્વાંગ સુંદરપણાને ધારણ કરી જગતને મોક્ષનો સાચો રાહ બતાવવાનો મહાન ઉપકાર કરી શકે છે.

આ શ્રી નવપદજીમાં પ્રથમ પદે અરિહંત, દ્વિતીય પદે સિદ્ધ, તૃતીય પદે આચાર્ય, ચોથે પદે ઉપાધ્યાય, પાંચમે પદે મુનિ, છઠ્ઠે પદે દર્શન, સાતમે પદે જ્ઞાન, આઠમે પદે ચારિત્ર અને નવમે પદે તપ છે. અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ આ પાચ ગુણી પદો છે; અને દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપ આ ચાર ગુણ પદો છે. આ પદ ભક્તિ, ખાલી વ્યક્તિ દૃષ્ટિરાગના કે જડપૂજાના દોષને નિવારે છે. જેણે કેવલ વેષપૂજાના કે નિરાકાર ગુણપૂજાના એકાન્ત વ્યવહાર નિશ્ચયના દુરાગ્રહ ખાડામાં ન પડવું હોય કિન્તુ ઉભયને યથાયોગ્ય ન્યાય આપી સિદ્ધિ સૌધના શિખર ઉપર આરૂઢ થવું હોય તેણે આ શ્રી નવપદજીનું જ સાપેક્ષ ધ્યાન કરવું રહ્યુ.

શ્રી નવપદજીમા અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ આ પાચ પદો તો પરમેષ્ઠિવાચક છે. તેમા પ્રથમ બે પદો દેવતત્ત્વસ્વરૂપી છે, ઉત્તર ત્રણ પદો ગુરૂતત્ત્વ સ્વરૂપી છે. આ સિવાય શેષ ચાર પદો વત્થુસહાવો ધમ્મો લક્ષણે કરીને આત્મસ્વભાવલક્ષક ધર્મતત્ત્વ સ્વરૂપી છે, કે જે રત્નત્રયી વાચક છે આમ, શ્રી નવપદજી તત્વત્રયી તથા રત્નત્રયીમય હોઇ સમગ્ર શ્રી જૈનશાસનનો સાર છે, એમાં તલમાત્ર શંકાને સ્થાન નથી.

શ્રી નવપદજીનો ક્રમ પણ ખુબ વિચારણીય છે. માર્ગના સ્થાપક તરીકે અવ્વલ ઉપકારી શ્રી અરિહંત મહારાજા છે, તે તેમનું પ્રથમ પદે રહેલું સ્થાન બતાવવાને સમર્થ છે. બીજે પદે

સિદ્ધ ભગવાન સ્વયં અષ્ટકર્મ રહિત થઇને આ જ મોક્ષ માર્ગની સમુચિત આરાધનાના ફલને સાક્ષાત્ બતાવી રહ્યા છે. ત્રીજે પદે આચાર્ય મહારાજશ્રી અરિહંત ભગવાનના પ્રતિનિધિરૂપે *ભગવાનના પ્રકાશેલા માર્ગના પાલન*-પૂર્વક પ્રચાર કરવાનો મુખ્ય ગુણ ધરાવે છે. ચતુર્થ પદે ઉપાધ્યાય મહારાજ વિનય ગ્રહણ કરાવે છે. સાધક આત્માઓને સાધનામાં સહાય કરવાના ખાસ ગુણથી સાધુમુનિરાજ પાંચમે પદે બિરાજમાન છે. આ ત્રણમાં આચાર્ય ગચ્છના રાજા તુલ્ય છે, ઉપાધ્યાય દિવાન સ્વરૂપ છે, સાધુ સુભટ તુલ્ય છે. છઠ્ઠે દર્શનપદ આત્માનો તત્ત્વરુચિ ગુણ છે, તેના અભાવે જ્ઞાન તે જ્ઞાન નથી, ચારિત્ર તે ચારિત્ર નથી, તપ તે તપ પણ નથી, જેથી આત્મગુણોમાં પણ એને પ્રથમ નંબર મળેલો છે. તેનાથી નિશ્ચય શ્રદ્ધાબળ જાગે છે. સાતમે પદે જ્ઞાનગુણ પ્રકાશધર્મી છે. સમ્યગ્ જ્ઞાનનું ફલ ચારિત્ર છે, એટલે તેનું સ્થાન આઠમું છે. ચારિત્ર ગુણથી આત્માને મલિન કરનારા દોષોનો પ્રતિરોધ કરાય છે. તપ એ ચારિત્રનો પ્રાણ છે, તેનાથી દોષ માત્રનો નાશ થાય છે, તે પણ આત્માનો સ્વભાવ છે, જેથી તે નવમા પદે સ્થાન પામેલ છે.

*ધ્યેય ઊંચામાં ઊંચું સંપૂર્ણ હોવું જોઇએ.* અરિહંતાદિક પદોનું સ્વરૂપ હવે આપણે વિચારીએ. તે વિચારતાં આપણને નિશ્ચિત થાય છે કે વિશ્વભરમાં તેનાથી અન્ય કોઇ પણ વધારે ઉચ્ચ કે સંપૂર્ણ છે જ નહિ.

ભાવ દયાની પરાકાષ્ઠાને પામેલી 'સવિ જીવ કરું શાસનરસી' આ પુણ્ય ભાવનાને સેવી તેને સફલ બનાવવા માટે પૂર્ણ આત્મવીર્ય ફોરવી જેઓએ 'તીર્થંકર' નામકર્મ જેવી પ્રકૃષ્ટ પુણ્ય પ્રકૃતિ ઉપાર્જન કરી છે, તથા તેના બળે જેઓ નિયમા રાજકુલમાં જન્મી ચારિત્ર ગ્રહણ કરી ઘાતિ કર્મોને ખપાવી સર્વજ્ઞ સર્વદર્શી થઇ સર્વાતિશયસંપન્નપણે દેવકૃત સમવસરણમાં બિરાજી તીર્થંકરનામકર્મના ઉદયે કરી યથાર્થ દેશના આપી મોક્ષમાર્ગનો પ્રકાશ કરે છે અને તેમ કરીને જેઓશ્રી ચતુર્વિધ સંઘની યાને શ્રી ધર્મતીર્થની સ્થાપના કરે છે તે અરિહંત વીતરાગ પરમાત્મા કહેવાય છે. એ કહેવાની જરૂર નથી કે-આ પરમાત્માઓ સ્વભાવથી જ પરોપકારિતાના જ એક વ્યસનાદિરૂપ ગુણોને ધારણ કરનારા હોવાથી સર્વ લોકમાં ઉત્તમ તરીકે માત્ર તેઓ જ ગણાય છે. ૧

પુદ્ગલરમણતારૂપ બહિરાત્મભાવનો ત્યાગ કરી સ્વભાવ રમણતારૂપ અંતરાત્મભાવને ભજી સકલ કર્મ રહિત પરમાત્મ સ્વરૂપને વરેલા સિદ્ધ ભગવંતો કહેવાય છે. જિન, અજિનાદિ કોઇપણ ભેદે સિદ્ધ થનારા અષ્ટ કર્મોનો ક્ષય કરી જન્માદિ કલેશ રહિત અક્ષય સ્થિતિ યુક્ત સદાનન્દી શ્રી સિદ્ધિપદને પ્રાપ્ત કરી શકે છે, તેની મનાઇ નથી, કિન્તુ તે સર્વ શ્રી જિનમાર્ગને અનુસરીને જ સિદ્ધિપદને વરે છે, એ હકીકત કોઇનાથી ઇનકાર કરાય તેવી નથી. સિદ્ધ થવું એટલે નથી તો અભાવરૂપ થવું કિંવા નથી તો જડ પાષાણવત્ થવું, પરંતુ કર્મ વિકારથી મુક્ત બની અનન્ત જ્ઞાનાદિ ગુણમય આત્માનું *સહજ આનંદી અમૂર્ત સ્વરૂપ પ્રકટ કરવું તે છે.* ૨

કાર્ય સદૃશ કારણભાવે કરી વીતરાગ થવા માટે ભવથી વૈરાગ્ય પામી જેઓ બાહ્ય કુટુંબ, કંચન, કામિની આદિ સંગમાત્રનો ત્યાગ કરે છે અને ઉત્તમ ગુરુકુલવાસ સેવી મુનિજીવન ઉજ્જવલ બનાવી વિનય આચાર શ્રુત સંપત આદિ વિશેષ યોગ્યતાઓ પામી જૈન શાસનમાં સૂર્યસમાન સૂરિપદને વિધિપૂર્વક પ્રાપ્ત કરવા ભાગ્યશાલી બને છે તથા તે પામીને જેઓ જૈન શાસનને દિપાવે છે-પ્રભાવના કરે છે તેઓ આચાર્ય કહેવાય છે. આવા ઉત્તમ પુરુષો પ્રભુ શાસનના નેતા હોય છે, ધર્મના ધોરી હોય

છે, તેમની જવાબદારીઓ મહાન હોય છે. ૩

ઉપાધ્યાયો પણ એ જ રીતે સંસાર ત્યાગી હોઇ ગચ્છની સર્વ ચિંતા કરવાના અને શિષ્યોને વિનય, સૂત્ર આદિ ગ્રહણ કરાવવાદિકના વિશેષ ગુણોના બળે જૈન શાસનમાં આચાર્યશ્રી બીજે નંબરે ઉપાધ્યાય જેવું ગૌરવવંતું પદ ધારણ કરનારા ઉપાધ્યાય, પાઠક અથવા વાચકવર્યો કહેવાય છે. ૪

આચાર્ય ઉપાધ્યાયની નિશ્રામાં જ્ઞાનગર્ભિત વૈરાગ્યથી ચારિત્ર ગ્રહણ કરી જ્ઞાનાદિ રત્નત્રયીનું સમ્યક્પણે સ્વયં પાલન કરનારા અને પાલન કરવાના અભિલાષી આત્માઓને સહાયક થનારા ક્ષમા શાંત્યાદિ ગુણગણવિભૂષિત મુનિમતંગજો કહેવાય છે. ૫

દર્શન મોહનીયાદિ કર્મોના ઉપશમ, ક્ષયોપશમ આદિ થતાં તત્વરુચિ શ્રદ્ધાગુણ પ્રગટવારૂપ આત્મપરિણામ નિસર્ગાદિ અનેક ભેદથી દર્શન નામે કહેવાય છે ૬

જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમાદિ ભાવે જીવ, અજીવાદિ પદાર્થોની યથાવસ્થિત જાણકારી વિરતિ ગુણને લાવનારી જે આત્માને પરિણમે છે તે શ્રી મતિજ્ઞાનાદિ ભેદથી જ્ઞાન ગુણ કહેવાય છે. ૭

ચારિત્ર મોહનીય કર્મના ક્ષયોપશમાદિ બળે પરિણમતો, આશ્રવ દોષ નિવારક અને સંવર ગુણાધાયક સમ્યગ્ દર્શન જ્ઞાનમૂલક સામાયિકાદિ ભેદ યુકત આત્માનો ચારિત્ર ગુણ હોય છે. ૮

વીર્યાન્તરાયાદિ કર્મોના ક્ષયોપશમાદિ થતાં અનાહારી સ્વભાવને સ્થાપન કરનાર આહારાદિ મૂર્છાના ત્યાગરૂપ ગુણને અનશનાદિ બાહ્યાભ્યંતર તપ કહેવાય છે ૯

અભ્યાસી સાધકને બરાબર માફક આવી જાય તેવી આ શ્રી નવપદ આરાધનની વિધિ છે. પ્રતિવર્ષે ચૈત્ર તથા આશ્વિન માસમાં ઓળીના નવ દિવસો આવે છે તેના પ્રતિદિવસે આયંબિલનો તપ કરી અરિહંતાદિ પદોનું ધ્યાન કરવું. યદ્યપિ આ ધ્યેય પદોના ગુણપર્યાયોનો પાર પમાય તેમ નથી તથાપિ સાધક ગુંચવાઇ ન જાય તે માટે પ્રથમ દિવસે અરિહંતના અષ્ટ મહાપ્રાતિહાર્યાદિક ગુણો લક્ષમાં લઈ શ્વેતવર્ણે ધ્યાન ઉપાસના કરવી, બીજે દિવસે સિદ્ધના અનંત જ્ઞાનાદિ અષ્ટ ગુણો લક્ષમાં લઇ રક્ત વર્ણે ધ્યાન ઉપાસના કરવી, ત્રીજે દિવસે આચાર્યના પાંચ ઇન્દ્રિય સંવરાદિ તથા પ્રતિરૂપાદિ અનેક પ્રકારે થતા છત્રીસ ગુણો લક્ષમાં લઈ પીળા વર્ણે ધ્યાન ઉપાસના કરવી ચોથે દિવસે ઉપાધ્યાયના અગીયાર અંગ તથા ચૌદ પૂર્વના સ્વાધ્યાયાદિ પચીસ ગુણોના લક્ષ્યે કરી નીલ વર્ણે ધ્યાન ઉપાસના કરવી પાંચમે દિવસે સાધુના છ વ્રત તથા ષટ્કાય સંયમાદિ સત્તાવીસ ગુણો લક્ષમાં રાખી શ્યામ વર્ણે ધ્યાન ઉપાસના કરવી. છઠ્ઠે દિવસે દર્શનના ચાર સદ્દહણાદિ સડસઠ પ્રકારો લક્ષમાં રાખી શ્વેતવર્ણે ધ્યાન ઉપાસનાદિ કરવી. સાતમે દિવસે જ્ઞાનના અવગ્રહાદિ એકાવન ભેદોને અનુસરી શ્વેતવર્ણે ધ્યાન ઉપાસના કરવી આઠમે દિવસે ચારિત્રના મૂલગુણ ઉત્તરગુણરૂપ ચરણસિત્તરી આદિ સિત્તેર પ્રકારોને અનુલક્ષી શ્વેતવર્ણે ધ્યાન ઉપાસના કરવી. નવમે દિવસે તપના યાવત્કથિત તથા ઇતર અનશનાદિ બાહ્યાભ્યંતર પચાસ ભેદો લક્ષમા લઇ શ્વેતવર્ણે ધ્યાન ઉપાસના કરવી. ધ્યાન એટલે બ્રહ્મચર્યપૂર્વક તે તે પદોના કાઉસગ્ગ અને ૨૦૦૦ જાપ કરવા તથા ઉપાસના એટલે તેની સ્નાત્રપૂજા, ભક્તિ, સાથિયા, ખમાસમણ, પ્રતિલેખન, દેવવંદન, પ્રતિક્રમણાદિ ક્રિયા કરવી

આમા પ્રતિનિયત વર્ણો બતાવવામાં આવ્યા

તે પણ સહેતુક છે, ધ્યાન ચિત્તની સ્થિરતા અથવા તદ્દન એકાગ્રતારૂપ છે. તેનો પૂર્વ વ્યાપાર ધારણા છે. ધારણા રાખવામાં જો સાધક પાવરધો બની જાય તો તેને ધ્યાનમાં પાવરધા થતાં જરાય હરકત આવતી નથી. આવી ધારણા નિયતવર્ણો વિના શક્ય નથી. નિયતવર્ણો નિયત તત્ત્વોનાં પ્રતીકો છે. આનું ફલિત એ છે કે તે તે વર્ણોને અવલંબી તે તે ધ્યેય પદાર્થમાં તે તે તત્ત્વની પ્રધાન ગુણની ધ્યાતાએ આત્મભેદે ધારણા કરવી જોઈએ.

જલતત્ત્વના પ્રતીક રૂપે અરિહંત પદનો શ્વેતવર્ણ છે. તેનો પ્રધાન ગુણ નિર્મલતાનો છે. સિદ્ધપદનો રક્તવર્ણ અગ્નિતત્ત્વના પ્રતીક રૂપે છે. તેનો પ્રધાનગુણ દાહકતા યાને જલાવવાનો છે. પૃથ્વીતત્ત્વના પ્રતીકરૂપે આચાર્યપદનો પીત-પીળો વર્ણ છે, જેનો પ્રધાન ગુણ કાઠિન્ય યાને આધારતાનો છે. આકાશ તત્ત્વના પ્રતીકરૂપે નીલવર્ણ ઉપાધ્યાય પદનો છે, જેનો મુખ્ય ગુણ વિશાલતા-અવગાહકતાનો છે. વાયુતત્ત્વના પ્રતીકરૂપે શ્યામવર્ણ સાધુપદનો છે, જેનો પ્રધાનગુણ અપ્રતિબદ્ધતાનો છે. દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ પદો આત્મગુણો હોઈ નિર્મલતાકારક જલતત્ત્વના પ્રતીકરૂપે શ્વેતવર્ણે જ શ્રી સિદ્ધચક્ર યંત્રમાં સ્થાપન કરેલાં આપણે જોઈ શકીએ છીએ.

અરિહંત પદનું ધ્યાન કરતાં સાધકે તે પદ નિજાત્માને જાણે જલવત્ નિર્મલ કરી રહેલ હોય તેમ ધારણા કરવી. સિદ્ધિપદનું ધ્યાન કરતાં સાધકે નિજ કર્મોને અગ્નિવત જલાવી રહેલ હોવાની ધારણા કરવી. સૂરિપદના ધ્યાનમાં પૃથ્વીવત્ ઇષ્ટાનિષ્ટ સ્પર્શો પ્રત્યે સમભાવમાં સ્થિર નિજાત્માની શુભભાજનતા ધારવી. વાચક પદના ધ્યાનમાં આકાશવત્ નિજની વિરાટ અવગાહકતા ધારવી. સાધુપદના ધ્યાનમાં સાધકે વાયુવત્ નિજાત્માની અપ્રતિબદ્ધતા-મુક્તતાની ધારણા કરવી દર્શનાદિ પદોનું ધ્યાન કરતાં પણ ધ્યાનકર્તાએ નિજાત્માની નિર્મલતાની ધારણા કરવી પ્રાપ્ત થાય છે.

આ શ્રી નવપદનું ધ્યાન એટલે આત્માનું જ ધ્યાન છે કેમકે અરિહંત આત્મા છે, સિદ્ધ આત્મા છે, આચાર્ય આત્મા છે, ઉપાધ્યાય આત્મા છે, સાધુ આત્મા છે, દર્શન-જ્ઞાન-ચારિત્ર-તપ એ ચાર પણ આત્માના સ્વભાવભૂત ગુણો હોઈ આત્મા જ છે. અરિહંતાદિ સ્થાનાપન્ન આત્માનું ધ્યાન કરતો આત્મા ધ્યાનન ફલરૂપે પરમપદને પ્રાપ્ત કરનારો બને છે એક એક પદનું ધ્યાન કરીને પણ અનન્ત આત્માઓ પરમપદને—મોક્ષને વર્યા છે. અને પરમપદને જેઓ વર્યા છે, વરે છે તથા વરશે તે કાં તો અરિહંત થઈને, કાં તો પંદર ભેદે સિદ્ધ થઈને, કાં તો આચાર્ય થઈને, ઉપાધ્યાય થઈને કે સાધુ થઈનેજ વર્યા છે, વરે છે, વરશે પરંતુ અન્યથા તો નહિ જ. જો તમારે પણ તે પદ વરવાની અભિલાષા હોય તો તમે પણ અરિહંતાદિ પદોનું એવુંજ સક્રિય ધ્યાન કરો.

"અરિહંત થવા અરિહંત ભજું, અશરીરી (સિદ્ધ) થવા અશરીરી ભજું, આચાર્ય થવા આચાર્ય ભજું, ઉપાધ્યાય થવા ઉપાધ્યાય ભજું, મુનિરાજ થવા મુનિરાજ ભજું." એમ કહેવા માત્રથી કલ્યાણ થાય છે એમ નહિ, પરંતુ એ પ્રકારની ઉપાસના કરી નિજાત્માને તત્તત્સ્થાને રૂઢ કરવા તત્પર થવું જોઈએ, અને તે માટે સંસારભરની મોહ-મૂર્છાઓ-વાસનાઓ અને લાલસાઓને ફગાવી દેવી જોઈએ.

'અરિહંતનું ધ્યાન કરતો હું અરિહંત છું, સિદ્ધનું ધ્યાન કરતો સિદ્ધ છું,' એમ 'હું આચાર્ય છું, હું ઉપાધ્યાય છું, હું સાધુ છું, હું દર્શન છું, જ્ઞાન છું, ચારિત્ર છું, તપ

છું,' આ ચિંતવણા પોતાના જીવનને પવિત્રતાથી ભરી દેવા માટે તથા જવાબદારીભર્યા યોગ્ય ગુણમાં નિજાત્માને લાવવા માટે બહુ જ ઉપયોગી છે. તે સાધકે મૂળ ખ્યાલભરી રીતે કરવી જોઇએ.

આ ધ્યાન સાધન આ લોક, પરલોક સમગ્ર દૃષ્ટિએ અચિંત્ય ફલ આપનારૂં છે એ નિ:સંદેહ છે. તે માટે શ્રીપાલ મયણાસુંદરીનાં દૃષ્ટાંત મૌજુદ છે, છતાં આનાથી અમોને પૈસા મળે, સ્ત્રીપુત્રાદિ મળે, રોગ જાય, જય મળે વિગેરે કામનાઓ કરવી, તે નરી અજ્ઞાનતા છે, આત્માને મલિન કરનારી છે. તે કોઈપણ મુમુક્ષુ વિવેકી આરાધકે કરવી ન જોઇએ

હવે સુરતરુ સમ સકલ સંકટ ચૂરક મનવંછિતપૂરક સકલ સિદ્ધિદાયક મહામંગલિક શ્રી નવપદજીનું ધ્યાન કરનાર ધ્યાતા કેવી લાયકાતવાળો હોવો જોઇએ તે વિચારીએ—૧ પૂર્ણ શ્રદ્ધાવાન હોવો જોઇએ, ૨ ભક્તિમાન હોવો જોઇએ, ૩ શાન્ત ક્ષમાભાવી કષાયોપશમવાળો હોવો જોઇએ, ૪ દાન્ત-ઇન્દ્રિયો અને મનને કાબૂમા રાખનાર હોવો જોઇએ, ૫ પરોપકારી અને સૌનુ ભલુ ચાહનારો હોવો જોઇએ, ૬ પાપભીરુ નિ:સ્પૃહ-મેલી કામનાઓથી વર્જિત હોવો જોઇએ

ઉત્તમ આરાધકની આરાધના ઉત્તમ ફલને જ આપનારી બને તે દીવા જેવી હકીકત છે. શ્રી નવપદજીનું ધ્યાન કરનાર કદી અશુભ દુર્ભગ ભવોને પામતો નથી, કોઇ દુશ્મન એનુ ભૂંડું કરી શકતો નથી, કોઈ ભૂત પ્રેત વ્યંતર એને છળી શકતા નથી. એનું જ્યાં જાય ત્યાં ભલું થાય છે, એનાં પાપ ધોવાય છે, પુણ્ય વધે છે, યાવત્ સર્વ કર્મ નિર્જરીને તે સિદ્ધિ પદને વરે છે આવો સાધક દુ:ખમાં રોતો નથી અને સુખમાં રાચતો નથી. શુભાશુભ કર્મોની લીલા સમજીને તે મહાનુભાવ નથી કોઇ ઉપર રાગ કરતો કે નથી કોઇ ઉપર દ્વેષ કરતો. આવી પાપભીરૂ કલ્યાણકામી ભદ્રમૂર્તિઓ જ વિશ્વનાં ઉત્તમ રત્નો છે. તેઓ જ સજ્જનતાના પૂર્ણાવતારરૂપ હોય છે. આ શ્રી નવપદજીનું આરાધન કરનાર, તેની આરાધના, ઉપાસના, ધ્યાન અમુક દિવસ પૂરતું જ ન સમજે કિન્તુ તેને હંમેશા જીવનના શ્વાસોશ્વાસમાં વણી લે, એટલે સુધી કે તેના લોહીનાં એકેએક બુંદ પણ શ્રી નવપદજીની શુદ્ધ ભાવનામય બની જાય. આ માટે પ્રત્યેક સ્ત્રી પુરૂષે મયણા શ્રીપાલને પોતાના જીવનમા સંપૂર્ણ ઉતારી દેવા રહ્યા.

પ્રાન્તે, આ વાંચી સાંભળી સૌ કોઇ શ્રી નવપદજીની કલ્યાણકારિણી પુણ્ય આરાધના કરવા ઉચિત પ્રેરાશે જ એવી શુભેચ્છા રાખીને હું અત્રે વિરમીશ. આ નશ્વર જગતમાં જો કોઇ ઉપાસ્ય હોય, સેવ્ય હોય, આરાધ્ય હોય, ધ્યાન કરવા યોગ્ય હોય તો તે એક શ્રી નવપદજી જ છે.

બોલો શ્રી સિદ્ધચક્ર મહારાજકી જય.

# श्री आत्मारामजी की जन्म जयन्ति पर

श्री जुगराज राठौड़ 'साहित्यरत्न'—सादड़ी

मैं कवि नहीं, लेखक भी नहीं, नहीं कलाकार हूँ कहलाता।
फिर भी आतम के बारे में कुछ कहने का है जी चाहता॥

अट्ठारह सौ चौराशु में एक सितारा था चमका।
दूर दूर के देशो में जिसने बजवाया था डंका॥

गूँज उठा था कोना कोना उसके जय जय नादो से।
प्रतिद्वन्दी उससे भय खाते, भगते थे श्वानो से॥

उसी, संयमी, तपस्वी, ज्ञानी, शास्त्रों के भण्डार।
के चरणों में कविता का यह मेरा छोटा सा उपहार॥

नहीं भाव है, नहीं कल्पना, शब्दों का भी जाल नही है।
टूटी-फूटी-भाषा जिस में आल नहीं पंपाल नही॥

श्रद्धा के दो फूल यहाँ मैं अर्पित करने आया हूँ।
तेरे जीवन झरने से दो बूँद पिलाने आया हूँ॥

( २ )

डाकू के घर में जन्म लिया पर डाकू के भी डाकू थे।
पापी, भ्रष्ट और चोरों के सचमुच ही तुम चाकू थे॥

गणेशचन्द्र के प्यारे पुत्रज रुपादेवी के बाले।
बचपन में ही छोड सिधारे तुम को अपने थे लाले॥

जोधामल ने पाला पोषा प्यार किया दुलार किया।
अपने पुत्रों की गिनति में आतम का भी नाम लिया॥

जब यौवन का तार चढ़ा शादी की बातें चलवाई।
तब तक तो श्री आतम गुरु ने डंडा झोली अपनाई॥

बंधु रोते रोते ही रहे, माता कहती अब बस करो।
पर मन कहता तुम बढ़े चलो अपने पथ से टसमस न टरो॥

वे बढ़ते ही चले, न उनने कभी न अपनी हिम्मत हारी।
जैन धर्म का परवाना था महावीर का अटल पूजारी॥

फिर करके पीछे नहीं देखा, शास्त्रों का था मनन किया।
और सातवें दिन से ही तो अपना भाषण शुरु किया॥

ज्यों ज्यों समज बढ़ी त्यों कहता मन्दिर क्या? यह प्रतिमा क्या?
कर में मुँहपति रखने का शास्त्रों का अधिकार है क्या?

समाधान होता ही जाता तब उसको विश्वास हुआ।
संवेगी दीक्षा ग्रहण करें बूटेराय का शिष्य हुआ॥

ऐसा चमका कि विदेश तक उसने अपनी धूम मचाई।
सर्व-धर्म-सम्मेलन से आतम के नाम भी चिट्ठी आई॥

फिर तो जोर और शोरों से उसने अपना वंश फैलाया।
वल्लभ, लब्धि, राम सभी ये उसी आतमा की माया॥

क्या कहूँ कथा तो लम्बी है फिर और कभी सुनवाऊंगा।
अतएव अभी तो 'आतम की जय' कहकर चूप रह जाऊंगा॥

# ધર્મ-કૌશલ્ય.

(૧૩)

## ચક્રમાર્ગ. Rut

### ચાલુ ચીલામાંથી બહાર જવું-મુશ્કેલ પણ લાભકારક છે.

ન. ૧૨. મહાપુરુષનું આ ભવ્ય *વાક્ય ખૂબ વિચારણા માગે છે પ્રથમ rut શબ્દનો અર્થ વિચારીએ એ શબ્દનો કોશમા બેવડો અર્થ આપ્યો છે. (૧) ધરેડમાં કાપો, ચીલામા તરેડ-આ એક અર્થ છે. (૨) વિષયેચ્છા, મદ, સયોગ જનાવરો અમુક સમયે સયોગ કરે છે તેની ઇચ્છા આ બન્ને અર્થમા એ શબ્દ ખૂબ સમજવા જેવો છે અને તેનો ભાવ ધર્મદૃષ્ટિએ વિચારવા યોગ્ય છે

સામાન્ય રીતે મનુષ્ય વિષયને તાબે થઇ જાય છે, ઇંદ્રિયના ભોગમાં ડુબી જાય છે અને એની તૃપ્તિમાં મનખા દેહની સફળતા માને છે અમુક સમયે જનાવરને પણ વિષયેચ્છા ખૂબ થાય છે અને તેનાથી અળગા રહેવુ એ જનાવર માટે જેમ ઘણુ મુશ્કેલ છે તેમ મનુષ્યને પણ વિષયેચ્છા ઉપર સયમ રાખવો ઘણો મુશ્કેલ છે આ વાત પાચે ઇંદ્રિયોના વિષયોને લાગુ પડે છે, પણ સભોગ સયોગને-સ્પર્શેન્દ્રિયને ખાસ લાગુ પડે છે આ ચાલુ સયોગો પર સયમ મેળવવો એ આકરી બાબત છે, મુશ્કેલ લાગે તેવી હકીકત છે, પણ તે ચાલુ વ્યવહારમાંથી બહાર નીકળી જવુ એ આત્મવિકાસની નજરે ખૂબ હિતકારક છે. આત્મવિકાસ સાધવાની ઇચ્છાવાળા ધર્મપ્રિય મનુષ્યે આ દુન્યવી સભોગની ઘટનાથી દૂર રહેવુ એ આકરી બાબત છે, પણ અતે ચેતનના વિકાસને અગે ખૂબ લાભકારક છે. વિકાસના પથે પડવાને ઉત્સુકતા ધરાવનાર પ્રાથમિક દૃષ્ટિએ સયમ કેળવે એ ઇચ્છનીય છે, યોગની શરૂઆત સૂચવનાર વિકાસ માર્ગના પથીને પહેલી જરૂરીઆત સૂચવનાર આ સૂત્ર છે અને એનો ભાવાર્થ સાંભળવામાં અને એને અનુસરવામા શુભ શરૂઆતનું સ્થાન છે.

એ rut નો અર્થ ચાલુ ધરેડ—ચીલો કરીએ ત્યારે તો આ ભાવ ખૂબ રસપ્રદ બને છે. સાધારણ રીતે ધર્મપ્રિય મનુષ્યોમાં ચાલુ ચીલો બહુ અગત્યનો માર્ગ ગણાય છે એને નહાવાના, ખાવાના, પહેરવાના, બોલવાના નિયમો બાંધેલા હોય છે એ વસ્તુ વપરાશની પણ સખ્યા અને તેનો તોલ માપ મુકરર કરે છે અને ચાલુ નિયમોને અનુસરવામાં પોતાની ફરજ માને છે ઘણાખરા પ્રાણીઓ સ્વતંત્ર વિચારણા કરી શકતા પણ નથી અને કરવા જાય તો અત્યુદ્રેક, ગોટાળા કે મનના મનામણામાં વિવશ બની જાય છે એવા મનુષ્ય માટે ચાલુ ચીલે ચાલ્યા કરવુ એ લાભપ્રદ છે, એ માર્ગ આચરવા જાય તો અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ થઇ જાય છે અને બુદ્ધિબળનો ઉપયોગ છૂટછાટ કે અપવાદસેવનને અગે જ કરવા લાગી જાય છે એમને માટે તો ચાલુ ચીલો બહુ લાભકારક છે, એને સ્થિર રાખનાર ઉપકારક તત્ત્વ છે અને પરિણામે એનો વિકાસ એ રીતે જ સધાય છે પણ અંતર વિકાસમાં ખૂબ આગળ વધેલા અને પોતાને સ્વય નિર્ણય સામે માર્ગ કરી શકે તેવા આત્મજ્ઞાની જો કદાચ ચીલામાંથી ચાતરે તો તેમાં તેમનુ હિત છે અસાધારણ યોગબળવાળા જીવનના રસ સાથે સયમને વણી દેનારા અને મન પર અસાધારણ કાબૂ ધરાવનાર ચાલુ પ્રવાહથી આઘાઅળગા થાય, જગલમાં રહે કે મહાન પડિમા વહે તો તેમને ઘણો લાભ થાય છે. ચાલુ દુનિયા માટે તો ચીલાનો માર્ગ જ સારો છે ઘણા અનુભવથી રોગપલો છે અને તેનુ અનુસરણ લાભકારક છે પણ અસાધારણ વિભૂતિ વિશિષ્ટ માર્ગે વિકાસની નજરે સચરે તો તેને પોતાને જરૂર લાભ થાય સમાજ સ્વાસ્થ્ય બગડે નહિ, મૂળ માર્ગને હાનિ ન પહોંચે તે રીતે તે પોતાની આત્મસાધના કરે તો વૈયક્તિક રીતે તે લાભ મેળવે આમ જનતા માટે તો ચીલો જ સારો છે

---

No. 12 It is difficult to keep out of a rut but it pays to do so

Thoughts of the Great.

## ( ૬૪ )

## ખમતખામણા Forgive-forget.

### ખમવું અને ખમાવવું-મુશ્કેલ છે, પણ હિતકારક છે.

નં. ૧૩. ચાલતા કોઇએ ગાળ દીધી, હલકો શબ્દ વાપર્યો કે માથા પર પાણી નાખ્યું. આપણો મિજાજ જરી નાખનાર કે બોલનાર બખુચક છે તે જોયા કે તપાસ્યા વિના મુખમાંથી હલકો શબ્દ કે ગાળ નીકળી જશે! ધનનો નાશ થાય, વેપારમાં નુકસાન જાય કે પાસા ઊલટા પડે ત્યારે પોતાની બિનઆવડત, ધૃષ્ટતા કે ગણતરીની ક્ષુદ્રતાનો વિચાર ન કરતા સામાને જવાબદાર કે જોખમદાર ગણી ગમે તેવું એલફેલ બોલી જવાય છે અને કઇક વાર તો પાડાને વાંકે પખાલીને ડામ દેવા જેટલી હદે પણ માણસ ચાલ્યો જાય છે.

પણ દૈવી પ્રકૃતિવાળો મનુષ્ય તે વખતે શાંતિ રાખે, મન પર કાબૂ રાખે, વચન પર સંયમ રાખે, સામાની હીનતા કે પોતાની અલ્પજ્ઞતા વિચારી ગળ-ચવો ગળી જાય, સામાનો પ્રત્યક્ષ વાંક હોય તો પણ તેની તરફ દયાની દૃષ્ટિ ફેંકે અને સમતા રાખે, ગમે તેવા અપમાનને પણ ખમી જાય તે ભારે ખેલદિલી, ખૂબ વિચારઉદારતા અને વિશિષ્ટ સૌજન્ય દાખવે છે. જેને અન્યની લાગણીનો ખ્યાલ હોય તે તો ખૂબ શાંતિ રાખે છે, સામાને એમ શા માટે કરવું પડ્યુ ! તેની બેદરકારી કે ધૃષ્ટતા હતી તે વિચારે અને અપમાનને કે અગવડને ખમી જાય. એવી ખેલદિલી કે વિશાળતા બહુ ઉમદા ખવાસ બતાવે છે, જાત પરનો ભારે કાબૂ બતાવે છે અને પોતાની જાતને વિસ્મરણ કરી દેવાની દૈવી સંપત્તિ એણે હસ્તગત કરી છે એમ દેખાડી આપે છે

અને પોતાથી એક નાનો સરખો ગુન્હો કે નાનકડી ભૂલ થઇ જાય કે એને ક્ષમા માગવામાં સંકોચ ન થાય, સામો ક્ષમા યાચે તો તેનો સ્વીકાર કરવામાં સંકોચ ન થાય અને ખમવાની અને ખમાવવાની ધડ બેસી જાય તેના દિલમા સાચો ધર્મ વસ્યો એમ જાણવું. એ જાણે છે કે પ્રત્યેક પ્રાણી કર્મને વશ છે, દરેક સંસારી કર્મ આગળ લાચાર છે અને સર્વ પ્રાણી સ્વભાવને પરવશ છે. એવા પ્રસંગે એ પોતાનું અપમાન ધ્યાન પર પણ ન લે, એ પોતાના નુકસાનના આંકડા પણ ન મૂકે, પણ સમતા રાખી શાંતિનો પ્રચાર કરે, ઉશ્કેરાયલા વાતાવરણને ઠંડુ પાડે અને પોતાનાં મનમાંથી અગવડ કે અપમાનની વાતને દૂર કરે.

એને ક્ષમા માગવામા કે ભૂલનો સ્વીકાર કરવામાં સંકોચ ન થાય, સામાનો ખુલાસો એ મુક્ત મને સ્વીકારે અને આ રીતે ખમવા અને ખમાવવાના દૈવી ધોરણે પોતાનું કાર્ય આગળ ધપાવે જાય. એને ધર્મપ્રિયતા અને કર્મનું સામ્રાજ્ય શું છે તેનો પાઠ શીખવ્યા જ કરે અને ખમવામાં મહત્તા છે એ બતાવી આપે, અને પ્રસંગે ખમાવવાનું કારણ આવી પડે તો પોતાનું સ્થાન કે ગૌરવનો જરા પણ ખ્યાલ કર્યા વગર એ ઝૂકી પડે અને વાતને વીસરી જાય. આ ખમવા અને ખમાવવાની રીતિ ભારે આહ્લલાદક છે, ખૂબ ગૌરવવાળી છે અને માણસને દેવ બનાવે તેવી ભવ્ય છે. પણ એટલી સરળતા, નિર્મળતા અને વિચારસ્વચ્છતા આવવી મુશ્કેલ છે, દુનિયાના ચાલુ વ્યવહારમા રચેલાપચેલા કે વકીલની સલાહ પ્રમાણે વ્યવહાર કરનારા તો જરા સરખા માનખંડનને પણ ખમે નહિ, ખમવાની સલાહ મેળવી પણ શકે નહિ અને કોઈ એવી સલાહ આપે તો એ ભાઈની નિર્મા-લ્યમાં ગણના થાય. ચાલુ સપાટીની ઉપર આવનાર, મન પર ભવ્ય કાબૂ ધરાવનાર, આગળ પાછળનો લાંબી નજરે ભવ્યખ્યાલ કરી શકનાર અને જીવનની ક્ષુદ્રતા, અલ્પતા અને પોતાના સ્થાનની સાચી કિંમત કરનાર મહાસત્ત્વશાળી સાચો ધર્મપ્રિય જીવ ખમવા ખમાવવાની મહત્તા સમજે અને જીરી જાણે. મૌક્તિક.

No. 18 It is difficult to forgive and forget but it pays to do so.

Thoughts of the Great

# " સુવાક્યામૃતો "

સંયોજકઃ-વ્યા. કા. તીર્થ મુનિ પૂર્ણાનન્દવિજય (કુમારશ્રમણ.)

ઓડકાર જેમ ખાધેલા આહારને બતાવે છે, તેમ ભાષા બોલનારના ચારિત્રને બતાવે છે.

કોયલ જેવો સ્વર હોય અને ચારિત્રવાન્ પણ હોય તો મનુષ્ય મનુષ્ય નથી પણ દેવ છે.

ખોવાયેલી વસ્તુ ઉપર જો શોક વ્યાપી જાય તો સમજવું કે તે હજી કાચો જૈન છે.

ગોટાળો કરનાર માણસ ભલે પોતાને ચતુર માને. વસ્તુતઃ તે પોતાના આત્માને જ ગોટાળામાં નાખે છે.

ઘોડાને વશમાં રાખનારની પ્રશંસા આ લોકમાં જ થાય જ્યારે કષાયરૂપી ઘોડાને વશમાં રાખનાર દેવલોકમાં પણ પ્રશંસાય છે.

ચોર સાચો તે જ છે કે જે દુકાન ઉપર બેસી ભણેલાની આંખમાં પણ ધૂળ નાખે.

છોકરીનો પણ સહવાસ સ્વપ્નમાંએ શીયળને તોડાવી દે છે.

જોતા ઝેર છે. (અર્થાત જ્યાં નજર નાખો ત્યાં વિષમય વાતાવરણ જ દેખાય છે.)

ઝોલાં ખાનાર વ્યક્તિની જેમ માણસ કમાય છે થોડું અને ખોઇ નાખે છે ઘણું.

ટોટલ લગાવીને જુઓ ૨૪ કલાકમાં પાપ વધારે બંધાય છે કે પુણ્ય?

ઠોકર ખાવા છતાં પણ જે માણસ માણસ ન બને તે પશુ જ છે.

ડોશીમા અને ડોકરી આ બે શબ્દો અનુક્રમથી અમૃત અને ઝેર ઉત્પન્ન કરે છે.

ઢોકલા જેમ મસાલા વગરનાં કોઇને પણ ગમતાં નથી તેમ રૂપાળો માનવી ગુણરૂપી મસાલા વગરનો હોય તો તે પણ કોઇને ગમતો નથી.

તોતાની જેમ ગ્રન્થોને ગોખવા માત્રથી કલ્યાણ નથી, પણ એક જ આર્યવાકય જો જીવનમાં ઊતરી જાય તો કલ્યાણ ચોક્કસ છે.

થોથા જેવા ગ્રન્થોમાંથી પણ વિવેકવાન પુરુષ સાર કાઢી શકે છે.

દોસ્તોની સાથે રહેવામાં કવચિત દોષોથી ઘેરાઈ જવાય છે જ્યારે શત્રુઓની સાથે રહેવામાં બહુ જ સાવધાનીથી રહેવું પડે છે.

ધોધમાર વ્યાખ્યાનો સાંભળ્યા છતાં જીવનમાં દયા અને સ્વામીભક્તિ ન આવી તો આચાર્યોની પૂજા રૂપાનાણાથી કરવામાં પણ શું?

નોકરી જો વફાદારીથી કરાય તો નોકર જેટલો યશસ્વી બને છે તેટલો માલિક પણ નથી બનતો.

પોથીમાં લખેલો પણ મહાવીર શબ્દ જો ભવ્યને આનન્દ ન આપે તો તે ભવ્ય શાનો!

ફોગટનું ખાનાર માનવી પૃથ્વી પર ભારભૂત છે.

બોલીને બગાડનાર પુરુષ દેશનું તો શું? પોતાનું પણ ભલું નથી કરી શકતો.

ભોળામાં ભગવાન વસે છે એ કહેવત સાચી છે. પણ ભોળાની વ્યાખ્યા કરવામાં સંસાર છેતરાઇ ગયો છે. શાસ્ત્રકારોએ ભોળાની વ્યાખ્યા આ પ્રમાણે કરી છે–" पाण्डित्यं निर्वेद्य बालवदाचरेद् " અર્થાત શાસ્ત્રવેત્તા દાર્શ

# ધ્યાન અને ચિત્તની ત્રણ અવસ્થા.

(સન્માર્ગદર્શક)

એક વસ્તુના ઉપર ચિત્તનો નિરોધ કરવો એટલે મનને એક વસ્તુ ઉપર જ રોકી રાખવું તેનું નામ ધ્યાન કહેવાય છે. દઢ સંહનનવાળા મુનિને પણ તે અંતર્મુહૂર્ત સુધી હોય છે. છદ્મસ્થોનું જે ધ્યાન છે તે અંતર્મુહૂર્ત પર્યંત જ હોય છે. જે એક ચિંતારૂપ નિરોધ છે તેને ધ્યાન કહેવાય છે, અને તે સિવાયની મનની અવસ્થાને ભાવના અથવા અનુપ્રેક્ષા અથવા પદાર્થચિંતારૂપ ધ્યાનસંતાન કહેવાય છે.

જેમાં ગુણપર્યાય હોય તે વસ્તુ કહેવાય છે. આત્મા કે જડ કોઇ પણ વસ્તુ ઉપર મનને રોકી શકાય છે બહાર કોઇ પણ જડ વસ્તુ કે તેની આકૃતિ, ભગવાનની પ્રતિમાજી વિગેરે ઉપર દૃષ્ટિ સ્થાપન કરી દૃષ્ટિ સાથે મનને રોકી રાખવું. અંતરમાં કોઇ પણ આત્માનો ગુણ ધ્યેય તરીકે લેવો. જેમકે હું આનંદસ્વરૂપ છું કે જ્ઞાનસ્વરૂપ છું. અથવા આખા આત્માને ધ્યેય તરીકે લેવો. એટલે તેના ગુણ કે આત્મા તરફ મનને પ્રેરીને તેના ઉપર જ ચોટાડી રાખવું વચમા તે ગુણના લક્ષ સિવાય બીજો કાંઇ પણ સંકલ્પ ઉત્પન્ન ન થવા દેતાં, તે ગુણ તરફ મનનો અખંડ પ્રવાહ ચલાવવો મનને નિશ્ચલ રીતે તેના ઉપર સ્થાપન કરવું, ધારી રાખવું. વાયુ વિનાના સ્થાનમાં રહેલા દીપકની શિખાની માફક અડોલ રાખવું. વિકલ્પરૂપ વાયુવડે ચલાયમાન ન થાય તેવી રીતે સ્થિર કરવું આનું નામ ધ્યાન કહેવાય છે શરૂઆતમાં મન કંઈ આવી રીતે સ્થિર રહેતું નથી; માટે બહાર કોઇ ચીજ ઉપર પ્રથમ દૃષ્ટિ સાથે મનને સ્થિર કરવાનો અભ્યાસ પાડવો.

---

કરી આત્મ સબંધી જ વિચાર કરે અથવા બાલકની માફક નિર્દોષ વ્યવહાર રાખે.

મોચી પણ જો ધર્મયુક્ત છે તો તે મહાવીરના વચનાનુસાર જૈન છે.

યોગની ગન્ધ તે જ પ્રાપ્ત કરી શકે છે કે જે દ્વેષબુદ્ધિ રહિત હોય.

રોટી એકેન્દ્રિય જીવોથી બને છે અને તે ખાનારને આનંદ આપે છે, જ્યારે મનુષ્ય પંચેન્દ્રિય હોય છે, એમ છતાં તે પુરુષ પોતાની શ્રીમંતાઇથી, સત્તાથી, શરીરબલથી અને બુદ્ધિબલથી જો બીજાને આનન્દ ન આપે તો તેને શાની ઉપમા આપવી તે કોઇને પણ સૂઝતું નથી.

લોહી જો શુદ્ધ છે તો મન પણ શુદ્ધ છે

ઘોહી થા સચ્ચા ઉદ્ધારક (આત્મારામ) વિજયાનન્દ ચલા ગયા

શોષણ કરવા છતાં પ્રજાનું ધન પ્રજામાં જ વપરાય તો તેની પ્રશંસા કોણ ન કરે?

ષો ધાતુનું રૂપ ' श्रावकस्य महत्पापं प्रतिक्रमणकर्मभिः ' આ વાક્યમાં ગુપ્ત પડેલું છે જે શોધી કાઢશે તે બુદ્ધિશાળી અને જીવનમાં ઉતારશે તે સંસારવિજેતા.

સોऽहं સોऽहंની ધૂન જો ન જાગી તો ઓઘા લેવા માત્રથી શું ?

હોળીમાં કર્મરૂપી ઇન્ધન જલાવો, કષાયરૂપી ગુલાલ ઉડાવો અને આત્માને પવિત્ર કરો.

આ સંબંધી ભગવાન મહાવીરસ્વામીએ ગૌતમસ્વામીને એક વખત પોતાનો વૃત્તાંત જણાવતાં કહ્યું હતું તે સંબધી હકીકત આ પ્રમાણે ભગવતી સૂત્રમાં છે કે—'હે ગૌતમ! એક વખત હું એક માટીના ઢેફાં ઉપર દૃષ્ટિ સ્થાપન કરી એક અહોરાત્રિ પર્યંતની મહા પડિમા-અભિગ્રહ કરી રહ્યો હતો ' મતલબ કે તે મહાપ્રભુએ અનિમેષ દૃષ્ટિએ એક અહોરાત્રિ પર્યંત મનને એક જ નિશાન કે લક્ષ ઉપર રાખવા સુધી પ્રયત્ન કર્યો હતો.

બહાર દૃષ્ટિ અમુક લક્ષ ઉપર રાખવી તે એક નિશાન છે, તે બહાર દૃષ્ટિ સાથે અંતર દૃષ્ટિ હૃદયમાં કે ભ્રૂકુટિ આદિ સ્થાનોમા રાખવામાં આવે છે. અને તે સ્થળે જેમ એકાદ ચપળ સ્વભાવવાળી ભાગનાશ કરવાવાળી ગાય કે ભેંસને ખીલે બાંધવામાં આવે છે, તેમ અંતર હૃદયમાં શુદ્ધ આત્મસ્વરૂપ પ્રગટ કરનાર સિદ્ધ પરમાત્મા કે જીવન દેહધારી અરિહંતાદિની સાક્ષાત્ મૂર્ત્તિની સ્થાપના કરી આ શુદ્ધ સ્વરૂપ પરમાત્મા હું છું, મારુ તેવું જ શુદ્ધ સ્વરૂપ છે. વિગેરે ભાવનાવાળી વૃત્તિ કરી તે સ્થાનમાં મનને તે મહાપ્રભુના સ્વરૂપરૂપ ખીલા સાથે બાંધી મૂકવામાં-રોકવામા આવે છે જેથી તે મનની વૃત્તિઓ પોતાની ચપળતાને મૂકી દઈ, શુદ્ધ આત્મસ્વરૂપમાં પોતાનુ ભાન ભૂલી લય થઈ જાય છે.

એક નિશાન ઉપર બાહ્ય દૃષ્ટિ રોકી રાખી અંતરમાં અંતર-દૃષ્ટિનું સચોટ નિશાન બાંધવું એ આશય ભગવાન મહાવીરદેવનો ગૌતમસ્વામીને જણાવવાનો હોય તેમ એ સ્થળે સમજાય છે. આ તે મહાવીરપ્રભુની અભ્યાસદશા હતી. શરૂઆતમાં મનને સ્થિર રહેવાનું શીખવવા માટે વીતરાગદેવની કે ગુરુની શાંતમૂર્ત્તિ સન્મુખ સ્થાપન કરી તેના ઉપર એકાગ્રતા કરી શકાય છે. આ અભ્યાસની શરૂઆત ધીમેધીમે કરાય છે. તે ઉપર દૃષ્ટિ સ્થાપ્યા બાદ તે ધ્યેય સિવાય બીજો કોઇ વિચાર મનમાં આવવા ન દેવો. દૃષ્ટિ નિમેષોન્મેષ રહિત ખુલ્લી રાખવી. એક બે મિનિટ જેટલા થોડા વખતથી શરૂઆત નિયમિત રીતે કરવી અને તેને ધીમેધીમે લંબાવવી-વધારવી પછી તે મૂર્તિને હૃદયમા સ્થાપન કરી આંખો બંધ કરી મનમાં તે ધ્યેય સિવાય બીજો કોઇ વિચાર આવવા ન દેવો એટલે તેનો જ વિચાર કરવો. તેનો વિચાર કરવો એટલે આત્માના શુદ્ધ પદનો વાચક કોઇ પણ શબ્દ જેમકે-સોહં, અર્હં, ૐ વિગેરે લઈ તેનો મનથી જાપ કરવો હૃદયમા તે મૂર્ત્તિને આંતરદૃષ્ટિથી જોયા કરવી આ વખતે વચમાં કોઇ પણ વિચાર આવી જાય તો તે વિચારને મૂકી ન દેવો પણ તરતજ જાપ બંધ કરી તે વિચારને પકડવો અને વિવેકજ્ઞાનથી તે વિચારને છિન્નભિન્ન કરીને કાઢી નાંખવો વિચાર કોઈ પણ વાસનાને લઇને ઊઠે છે તેનુ અનિત્યપણું, અસારપણું, દુઃખદપણુ વિચારી અનાત્મપણું, ક્ષણભંગુરપણુ નિર્ણિત કરી તે વિચારને કાઢી નાંખવો અને પાછો તે જાપ મૂર્ત્તિમા ધ્યાન આપવાપૂર્વક શરૂ કરવો. જો વિચારોને દબાવવામા આવે છે તો તે વિચારો તેટલો વખત દબાય છે, પણ પાછા તેનાથી બમણા જોરથી ઊપડે છે અને હેરાન કરે છે, માટે વિચારોને નહિં દાબતાં વિચારદ્વારા વિચારને વિખેરી નાખવા. વચમાં થોડો વખત જાપ તથા વિચારને બંધ પણ કરી દેવાની ટેવ પાડવી અને 'શુદ્ધ આત્મસ્વરૂપ હું છું ' તે ભાવનાને મુખ્ય રાખી તે સ્થિતિમા સ્થિર થવું-મનને તે સ્થિતિમાં ગાળી નાખવું, પણ વિચારાંતર કે આલંબનેતરનું વ્યવધાન-આંતરું આવુ પ્રવાહમાં વચમાં આવવા ન જ દેવું. તેમ થાય ત્યારે ધ્યાન સિદ્ધ થયું ગણાય છે. ગમે તેવા મજબૂત

# ચારુશીલા રમણીરત્નો.

લેખક—શ્રી મોહનલાલ દીપચંદ ચોકસી

ભૂમિકા—પ્રભાવિક પુરુષોની લેખમાળા માફક પવિત્ર આચરણવાળી લલનાઓના જીવનની ઝાંખી કરાવતી લેખમાળાની જરૂર તો છે જ. ભરહેસરની સંજ્ઝાયમાં જેમ સત્વશાળી નરોના નામો છે, તેમ સતી નારીઓનો ઉલ્લેખ પણ છે જ. એટલે એ સંબંધી લખવાની ધારણા તો હતી જ.

જો કે સતીઓના જીવનપ્રસંગ વર્ણવતાં પુસ્તકો પ્રગટ થયેલ છે અને સોળ મહાસતીના ચરિત્રોને વણી લેતું સ્વતંત્ર પુસ્તક પણ છે જ, એટલે સહજ પ્રશ્ન ઉદ્ભવે કે–એ સંબંધમાં પુનઃ ચર્વિતચર્વણ કરવાનું શું પ્રયોજન ?

એ સંબંધી એટલું જ સ્પષ્ટીકરણ કરવાનું કે–આ લેખમાળામાં જે કંઇ કહેવામાં આવશે એ પ્રભાવિક પુરુષોની પદ્ધત્તિને અનુરૂપ હશે અને એમાં આખું જીવનવૃત્તાન્ત નહીં હોય પણ કેટલાક આકર્ષક પ્રસંગો જ આલેખાશે. ચાલુ કાળને અનુરૂપ શૈલીમાં એ સજાવાશે.

જૈનધર્મમાં આત્માની દૃષ્ટિયે સ્ત્રીપુરુષમાં કંઇ જ ભેદ નથી. ઉભય માનવભવ સફળ કરવામાં વિના રોકટોકે સ્વશક્તિને ઇચ્છિત રીતે ખીલવી શકે છે. સંસારી જીવનને એક રથની ઉપમા આપીએ તો એ બન્ને એના ચક્રોરૂપ છે. રથની ગતિનો આધાર એ ચક્રોની તાકાત પર જ અવલંબે છે. અનેકાંતદર્શનમાં પત્ની એ પતિની દાસી નથી, પણ ગૌરવ પદને ધારણ કરનારી સાથી યાને ભાગીદાર તુલ્ય છે. અપેક્ષાથી વિચારીએ તો 'गृहिणीं विना गृहम् शून्यम्' એ નીતિકારોનું વચન જરાપણ ખોટું નથી. ઘર અંગેની તમામ જવાબદારી નારીજાતિના પાત્ર ઉપર જ અવલંબે છે. પુરુષ રળી જાણે છે, એની વ્યવસ્થા કરી જાણતો નથી, અર્ધાંગનાના સહકારથી જ વ્યવહારુ જિંદગી સંપૂર્ણ બને છે. જેની કુક્ષિમાં તીર્થંકર, ચક્રવર્તી કે ગચ્છવિધાયકો જેવા નરરત્નો પાકે છે એ સ્ત્રીજાતિને શક્તિનો અવતાર કહેવામાં જરાપણ અતિશયોક્તિ નથી જ. મોસાળ, પિયર અને શ્વસુર કુળરૂપ ત્રણ સ્થાનને શોભાવનાર એ જાતિને જગદંબા, અન્નપૂર્ણા, જનેતા કે દેવી આદિ વિશેષણો અપાય એમાં કંઇ જ આશ્ચર્ય નથી. તેથી જ 'यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता.' જેવા વચનો અસ્તિત્વમાં આવ્યા છે.

---

બાંધાના શરીરવાળા મુનિને પણ આ સ્થિતિ અંતર્મુહૂર્ત એટલે અડતાલીશ મિનિટ કે તેની અંદરના વખત સુધી ટકે છે તેથી વધારે ટકી શકતી નથી.

શરૂઆતમાં આવી સ્થિતિ વધારે વખત સુધી ટકતી નથી, પણ લાંબા અભ્યાસથી તે સ્થિતિ સિદ્ધ થાય છે. આ ધ્યાન છદ્મસ્થોનું છે. છદ્મસ્થ એટલે જ્ઞાનાવરણાદિકના આવરણવાળો જીવ. તે મન, વચન, કાયાના યોગોનો–વ્યાપારોનો સર્વથા નિરોધ કરી શકતો નથી, તેથી એક કોઇ પણ પદાર્થના આલંબન ઉપર મનને સ્થિર કરવારૂપ ધ્યાન તેને કહેવામાં કે બતાવવામાં આવ્યું છે. (ચાલુ)

આટલું લંબાણ કરવાનો હેતુ એક જ છે કે–જૈન દર્શનમાં વૈરાગ્ય ભાવનાને સતેજ રાખવા 'નારી નરકની ખાણ' કે 'મોક્ષની અર્ગલા' જેવા ઉલ્લેખો દૃષ્ટિગોચર થાય છે તેને આગળ કરી કેટલાક વારે કવારે સ્ત્રીજાતિ સંબંધમાં મનગમતી રીતે કલમ ચલાવે છે, અને કોઇ વાર તો 'પુરુષપ્રધાનત્વ'. નો સધિયારો આગળ ધરી જાણે સર્વ પાપનો ટોપલો એના શિરે ઓઢાડવામાં સાદી સમજનું દેવાળું દાખવે છે. તેમની આંખ ઊઘડે તે અપેક્ષાથી ઉલ્લેખાયેલા એ વચનોને એકાંત દૃષ્ટિયે ખેંચી જનારા ભગવંતના શાસનની ખરેખર મહાન કુસેવા કરે છે.

ચરમ તીર્થપતિ શ્રી મહાવીરદેવના જન્મ માસમાં એમના જ સમયમાં થયેલ અને જુદા જુદા પ્રસંગે પરિચયમાં આવેલ કેટલીક શકિતવંત પ્રમદાઓના નામો યાદ કરી જિહ્વા પવિત્ર કરી ભૂમિકા પૂરી કરવાનું ઇષ્ટ માન્યું છે. લેખમાળાનુ પ્રથમ ચિત્ર તો હવે પછીના અંકથી આરંભાશે. સુલસા શ્રાવિકા, માતા દેવાનન્દા,કૌશામ્બીપતિ શતાનિકની ભગિની શ્રાવિકા જયન્તી, ગાથાપતિ આનન્દની ભાર્યા શિવાનન્દા, બનારસવાસી કરોડપતિ ગૃહસ્થો ચુલ્લનીપિતા અને ચુરાદેવની સ્રિયો–નામે શ્યામા અને ધન્યા, શ્રેણિકરાજની નન્દા વિગેરે તેર રાણીઓ, શતાનિકની પત્ની મૃગાવતી, ચંડપ્રદ્યોતની રાણી અંગારવતી, પોલાસપુરના કુંભાર સદ્દાલપુત્રની ભાર્યા અગ્નિમિત્રા, શ્રાવસ્તીમાં ગાથાપતિની સ્રિયો નામે અશ્વિની અને ફાલ્ગુની, ભગવંતપુત્રી પ્રિયદર્શના, મેંઢી ગામની શ્રાવિકા રેવતી, સુદર્શન શ્રેષ્ઠીની ભાર્યા મનોરમા, વસુમતી ઊર્ફે ચંદનબાળા 'આદિ સંખ્યાબંધ નામો ચરમ તીર્થપતિના શાસનમાં થયેલ રમણીરત્નોના જોવા મળે છે. એમાં કોઈમાં જ્ઞાનગરિમાના દર્શન થાય છે તો અન્યમાં શ્રદ્ધાનો સૂર્ય મધ્યાહ્ને પહોંચેલ જણાય છે, તો કેટલીકમાં પવિત્ર આચારની જ્યોતિ એટલી હદે ઝળહળતી નયનપથમાં આવે છે કે તેમના ચરણમાં મસ્તક ઝુકાવવાનું મન સહજ થાય. આનું તાત્પર્ય એટલું જ કે ચતુર્વિધ સંઘની સ્થાપનામાં નારીજાતિનું સ્થાન ઉપચારરૂપે નથી રખાયું પણ એ વર્ગમાં પણ મેધાના ચમકારા અને પ્રભાવના પડકાર અને એ ઉપર ચારિત્ર્યની સુવાસ સવિશેષપણે નીરખવાની પ્રાપ્ત થાય છે, એ વાત સિદ્ધ થાય છે. અપેક્ષાએ કહેવાયેલ પુરુષનુ પ્રધાનત્વ બાજુએ રાખી વિચાર કરીએ તો નારીજીવન પવિત્રતા, ચચોટ શ્રદ્ધા, પ્રશંસનીય સહનશીલતા, એકનિષ્ઠા અને અજોડ ભકિતમત્તાના માપથી ઘણી ઘણી રીતે નરજીવન કરતાં ચઢિયાતું છે. ભૂમિકાને સમેટી લેતા કહી દેવાનું કે–અહીં નથી તો નરનારીના જીવનને કાટે ચઢાવવાનું કે નથી તો સરખામણી કરી એમાંનાં એકની શ્રેષ્ઠતા પુરવાર કરવાની. આ પાનામા હવે પછી રમણી–સમુદાયના થોડા આગળ પડતાં વૃત્તાન્તો, આજની એકવીશમી સદીમાં આલંબનરૂપ થઇ પડે એ રીતે આલેખી, વર્તમાન કાળના સુષુપ્ત સમાજમાં ચેતના પ્રગટે, પૂર્વજતા જેવું કઇ કરી દેખાડવાની તમન્ના જાગે એવો માર્ગ સૂચવવાની અભિલાષા છે. ભૂતકાળના ગૌરવ પર અક્કડ રહેવાનું કે એના જોરે કૂદવાનું શોભારૂપ નથી લેખાતું; પણ એ ઇતિહાસને અવલોકી દેશકાળને અનુરૂપ ઘૂંટડાનું પાન કરી સ્વજીવન ઘડવામાં આવે તો એ પ્રયાસ પ્રશંસાપાત્ર જરૂર લેખાય છે.



# સેવાના બદલાની ચાહના

[ દેશ, સમાજ, ધર્મ, જાતિ કે એવા કોઈપણ ક્ષેત્રમાં સેવાની વૃત્તિથી કામ કરનાર વ્યક્તિએ, પોતાની શક્તિની મર્યાદા આંકી લીધા પછી જ, એ ક્ષેત્રમાં દાખલ થવું જોઇએ. આવી કોઇ સેવાના બદલાની આશા રાખવી એ પોતે સ્વીકારેલ સેવા-કાર્યને તો નુકસાન પહોંચાડે છે જ. સાથે સાથે એ સેવા સ્વીકારનાર વ્યક્તિના માનસને પણ હલકું બનાવે છે; અને પરિણામે સેવા કરનાર વ્યક્તિ સંતોષ અનુભવવાને બદલે એક પ્રકારની અસંતોષભરી મનોવૃત્તિનો ભોગ થઇ પડે છે સેવા એટલે સેવા-સાવ નિર્ભેળ સેવા। એમા બીજી ત્રીજી અંગત લાભાલાભની કે નિંદા-પ્રશંસાની વૃત્તિને સ્થાન જ ન હોય! આ મુદ્દાની વાત ભૂલી જઈને બદલાની વૃત્તિથી પ્રેરાઇને સેવાનુ ક્ષેત્ર સ્વીકારવામાં આવે તો તેનું પરિણામ અધકચરું આવે અને કોઇ કોઈ વાર તો બન્ને વસ્તુ બગડવા જેવી સ્થિતિ પણ આવી પડે તો ના નહીં.

પોતાને જૈન સમાજના સેવક તરીકે ઓળખાવતા એક મહાનુભાવે આપણા એક બહુમાન્ય પંડિતજીને એક પત્ર લખ્યો છે તે આવી અધકચરી સેવાવૃત્તિનું કેવું પરિણામ આવે છે તે દર્શાવે છે. પંડિતજીએ આ પત્રનો જે ઉત્તર આપ્યો છે તે કોઇ પણ ક્ષેત્રના સેવકે કેવી રીતે નિરીહ મનોવૃત્તિ ધારણ કરવી જોઈએ તે દર્શાવે છે આ બન્ને પત્રો અહીં રજૂ કરીએ છીએ. ]

## સમાજ-સેવકનો પત્ર

"...મેં પણ બે વર્ષ થયાં દુકાન શરૂ કરી દીધી છે. વર્ષો લગી ધાર્મિક સેવા કર્યા પછી મેં જોયું કે સમાજમાં કૃતઘ્નતા ઘણી જ વધી ગઇ છે. કરેલી સેવાનો ઉપકાર નથી માનવામાં આવતો, ઊલટું એમાં હલકાપણું સમજવામાં આવે છે. એના લાભની પ્રશંસા કરવાવાળા વિરલા જ છે. પીળાં વસ્ત્રો જોઇએ, ભલે પછી ગુણનું કશું ઠેકાણું જ ન હોય, છતાં, પ્રશંસાના પુલ બાંધી દે છે. શ્વેતાંબર સમાજમાં શ્રાવક ગમે તેટલું કાર્ય કરે, પણ એને માટે પ્રશંસાના બે શબ્દ પણ નહીં નીકળે. જો મેં કરેલ કાર્યની તુલના કરવામાં આવે તો કેટલાય આચાર્યોની સેવાથી મારી ધાર્મિક સેવા વધી જાય એમ છે. હું મારા પોતાના હાથે લખીને આત્મપ્રશંસા કરવા નથી ઇચ્છતો, ફક્ત એટલું જ કે એ તરફથી ઉદાસીન બનીને ઘરે બેસીને ભજન કરવું જ ઉચિત માન્યું છે, આમ થતાં ઘેર બેઠા બેઠા જેટલી ઑનરરી સેવા મારાથી બની શકે તેટલી કરતો રહું છું..."

## પંડિતજીનો જવાબ

"...હું જે કંઇ કરું છું તે પોતાની મેળે જ, સમય પાકતાં, બીજાઓની સામે આવી જાય છે. એના ગુણગાન કર્યા કરવા એ પોતાની જાતને અથવા પોતાના કામને વધારી મૂકવા બરાબર છે. જેઓ સાચા જિજ્ઞાસુ હોય અને સમજદાર પણ હોય તેઓ પ્રત્યક્ષ કામને સમજવું પસંદ કરે છે. જો તમે કર્મવાદમાં માનતા હો તો બીજાને દોષ આપવો નકામો છે જો તમને યોગ્ય બદલો ન મળ્યો અથવા ઇચ્છા પ્રમાણે આદર-સત્કાર ન મળ્યો તો સમજવું જોઇએ કે ક્યાંક આપણા પોતામાં જ ખામી છે. સાચો નિરીક્ષક પોતાની ખામી જ શોધી

## સંત-વચન.

અનુ—અભ્યાસી, બી. એ.

(૧)

### દુઃખના દશ કારણ.

કલ્યાણપંથે ચાલનાર સાધકે નીચે લખેલ દશ વાતો પર વિચાર કરવો જોઈએ કેમ કે એ જ દુઃખનાં દશ કારણ છે.

૧. આ દેવદુર્લભ માનવશરીરને પામીને, જ્યારે આપણે સત્કર્મ કરવાને સ્વતંત્ર છીએ અને જ્યારે આપણને એ કાર્યમાં ભગવાનની શક્તિ પ્રાપ્ત થએલ છે ત્યારે જીવનનો અમૂલ્ય સમય નકામા કાર્યોમાં ગાળવો એ દુઃખનું કારણ છે.

૨. આ પરમ દુર્લભ, પરમ પવિત્ર મનુષ્ય શરીરને પામીને પણ જો આપણે સંસારમાં તેમ સંસારના ભોગોમાં લિપ્ત રહીએ, ધર્મ અને સદાચરણમાં ન લાગી જઈએ અને એ રીતે વિષયાસક્તિ તથા અધાર્મિકતામાં આપણું મૃત્યુ થઈ ગયું તો એ દુઃખનું કારણ છે.

૩. આ કળિયુગમાં માનવશરીર પહેલું અનિશ્ચિત અને ક્ષણભંગુર છે કે તેનો ક્યારે અંત આવી જશે તેની ખબર નથી. એવી સ્થિતિમાં સંસારના પ્રપંચો અને વિષયભોગોમાં સમય ગાળવો એ દુઃખનું કારણ છે.

૪. ધર્મકાર્ય માટે જ મનુષ્યને આ શરીર મળ્યું છે તેમ છતા પણ આપણું જીવન આ જગતના પ્રલોભનોનો શિકાર બની જાય તો તે દુઃખનું કારણ છે.

૫. ગુરુ જ સાધનપંથના દર્શક છે. સ્થાનની પ્રાપ્તિ થયા પહેલાં જ તેના આશ્રયનો

---

કાઢે છે. જૈન ધર્મ તો બીજું કશું શીખવતો નથી. તમે પોતે જ પહેલાં સંપ્રદાય અને ગચ્છનાં સીમાડામાં એટલા બધા ગોંધાયેલા હતા કે અમુક ગચ્છ કે અમુક આચાર્ય સિવાય જોતા જ ન હતા. આ સંકુચિત દૃષ્ટિનો પ્રત્યાઘાત તમારામાં થયો હોય તો નવાઈ નહીં. બીજાઓએ આદરસત્કાર ન કર્યો તો તેથી તમારું શું બગડયું ? તમને તો સ્વતંત્ર કાર્યક્ષેત્ર પસંદ કરવાનો અવસર મળ્યો. બીજાઓએ કરેલી પ્રશંસાની સરખામણીમાં શું આ લાભ ઓછો છે ? જ્યારે પણ આપણે વિવેકને વેગળો મૂકીને એલ-ફેલ બોલીએ છીએ અથવા કંઈ પણ કરીએ છીએ તો એનો પ્રત્યાઘાત આપણા પોતામાં જ થાય છે. પણ આપણે આનો દોષ બીજાના માથે ઓઢાડીએ છીએ. આજ સામાન્ય લોકસ્થિતિ છે. મોટાઈની કે પ્રશંસાની જેટલી વધારે ચાહના એટલું જ દુઃખ અવશ્યભાવી સમજવું. ભજનનો આના સિવાય બીજો કોઈ અર્થ હોય તો તે હું નથી જાણતો. પુત્ર યોગ્ય છે તો હવે તો તમને સેવાનો વિશેષ અવસર મળ્યો છે. પૈસા ન લેવા એટલાનો જ ઑનરરીપણામાં સમાવેશ નથી થતો; બદલામાં આદર-સત્કાર કે મૂલ્યાંકનની ચાહના ન રાખવી એ જ ઑનરરીપણાનો ભાવ છે..."

("જૈન" પત્રના તા. ૧૬-૨-૪૯ ના અંકમાંથી સાભાર ઉધ્ધૃત.)

---

પરિત્યાગ કરી દેવામાં આવે તો એ દુઃખનું કારણ છે.

૬. શ્રદ્ધા, વિશ્વાસ, વ્રત, સાધનાદ્વારા જ આપણે આ ભવસાગર પાર ઊતરીયે છીએ. સંસારના આકર્ષણ એ વસ્તુઓને છિન્નભિન્ન કરી દે તો તે દુઃખનું કારણ છે.

૭. ગુરુની કૃપાથી જ તત્વજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. એ જ્ઞાન પ્રાપ્ત કરીને સાંસારિક વિષયવાસનામાં એને લુંટાવી દેવું એ દુઃખનું કારણ છે.

૮. આધ્યાત્મિક તત્ત્વો પર રોજગાર ચલાવો અને તેને વેચી વેચીને રોજી કમાવી એ દુઃખનું કારણ છે.

૯ ચર-અચર સર્વ પ્રાણિયોમાં ઇશ્વરનો નિવાસ છે-એવી સ્થિતિમાં કોઈના પ્રત્યે અસત્કાર કે તિરસ્કારનો ભાવ રાખવો એ દુઃખનું કારણ છે.

૧૦. જુવાની શરીર, મન, બુદ્ધિ અને આત્માને પુષ્ટ કરવાનો સૌથી ઉત્તમ સમય છે. તેને અપવિત્ર કાર્યોમા વિતાડવી એ દુઃખનું કારણ છે.

દુઃખના આ દશ કારણ છે

( ૨ )

### દશ આવશ્યકતાઓ.

૧. આપણી લાયકાત અને શક્તિ જાણીને સુનિશ્ચિત કાર્યમા જોડાઇ જવાની આવશ્યકતા છે.

૨. ગુરુની આજ્ઞાના પાલનમા શ્રદ્ધા, વિશ્વાસ તથા અધ્યવસાયની આવશ્યકતા છે.

૩. ગુરુ પસંદ કરવામાં ભૂલ ન થઇ જાય એટલા માટે પોતાના ગુણદોષનું જ્ઞાન આવશ્યક છે.

૪. ગુરુના જ્ઞાનપ્રકાશને સારી રીતે ગ્રહણ કરવા માટે અંતઃપ્રજ્ઞા અને અખંડ વિશ્વાસની આવશ્યકતા છે.

૫. મન, વચન અને કર્મની પવિત્રતાને અક્ષુણ્ણ રાખવા માટે સતત સાવધાની અને અખંડ તત્પરતાની આવશ્યકતા છે.

૬. હૃદયમાં ધારણ કરેલાં પવિત્ર વ્રતને સારી રીતે નિભાવવા માટે આધ્યાત્મિક કવચ અને અભ્રાંત નિષ્ઠાની આવશ્યકતા છે.

૭. બંધનોથી મુક્ત રહેવા માટે ઇચ્છાઓના સ્વાભાવિક દમનની અને નિર્મોહી થઇને સંગદોષથી બચવાની આવશ્યકતા છે.

૮. સદાચાર અને સદ્વિચાર અને સર્વ કર્મોને-ઇશ્વરાર્પણ કરતા રહેવા માટે અનવરત સાધનાની આવશ્યકતા છે.

૯. મનમા તથા ક્રિયામાં જ્યારે પ્રેમ તથા દયાની લહેરો તરંગિત થવા લાગે ત્યારે પોતાની જાતને જનસેવાનાં કાર્યમાં જોડી દેવી જોઇએ.

૧૦. શ્રવણ, મનન, નિદિધ્યાસન દ્વારા સત્ અસતનું એટલું જ્ઞાન થઇ જવું જોઇએ કે આપણે તે બન્નેને બરાબર સમજી લઇએ અને એકને બદલે બીજાને ગ્રહણ કરીએ નહિ.

આ છે દશ આવશ્યકતા.

( ૩ )

### જાણવા જેવી દશ વાતો.

૧ આપણે એ જાણવું જોઇએ કે સમસ્ત દૃશ્ય પ્રપંચ અસત્ છે

૨ આપણે એ જાણવું જોઇએ કે મનની કોઇ સ્વતંત્ર અને સ્થિર સત્તા નથી.

૩ આપણે એ જાણવું જોઇએ કે ભાવોના ઉદય કારણની શૃંખલા અને તજ્જન્ય ઘાત-પ્રતિઘાતથી થાય છે.

૪ આપણે એ જાણવું જોઇએ કે આપણું શરીર પંચભૂતોના સંઘાતથી બનેલું છે તેથી જ તે વિનશ્વર છે

૫ આપણે એ જાણવું જોઇએ કે અશુભ કર્મોનું ફળ અશુભ જ હોય અને બધા દુઃખનું મૂળ પણ તે જ છે.

૬ દુઃખને લઇને જ આપણે આધ્યાત્મિક જીવનમાં જોડાયા છીએ, એટલા માટે દુઃખ જ આપણો ગુરુ છે.

૭ સંસાર અને સંસારની વસ્તુઓ સાથે આપણી આસક્તિ જેમ જેમ વધે છે તેમ તેમ આપણે આધ્યાત્મિક ઉન્નતિથી વંચિત થતા જઇએ છીએ. આપણે એ જાણવું જોઇએ કે સાંસારિક વૈભવ અને આધ્યાત્મિક વિકાસ વચ્ચે મહાન અંતર રહેલું છે.

૮ વિપત્તિમાં આપણે ઇશ્વરનો આશરો શોધીએ છીએ, આટલા માટે વિપત્તિ ગુરુ છે.

૯ સંસારની કોઇ પણ વસ્તુની સ્વતંત્ર સત્તા છે જ નહિ.

૧૦ સંસારના સઘળાં પ્રાણી અને સઘળી વસ્તુઓ પરસ્પર એક બીજા ઉપર આશ્રિત છે.

આ છે જાણવા યોગ્ય દશ વાતો

(૪)

## આચરણમાં મૂકવા યોગ્ય દશ વાતો.

૧ સાધનાના પંથે ચાલીને અનુભવ તથા જ્ઞાન પ્રાપ્ત કરવા જોઇએ. સાંભળેલી વાતોને ઝટ માની ન લેવી એમ મોટા ભાગના લોકો કહે છે.

૨ ન આપણા શરીરનો મોહ હોવો જોઇએ, ન આપણા પરિવારનો, ન આપણા દેશનો; કારણ કે અહિં તો પ્રાપ્તિનો અર્થ છે ખોવું, સર્જનનો અર્થ છે સંહાર, મિલનનો અર્થ છે વિયોગ અને જન્મનો અર્થ છે મૃત્યુ એ બધા સાથોસાથ જોડાયલા જ રહે છે.

૩. સાચા ગુરુનો આશ્રય મેળવીને આપણે મદ, મોહ, મમતા, અહંકાર સાથેનો સંબંધ તોડી નાખવો જોઇએ અને ગુરુના વચનોનું સચ્ચાઇપૂર્વક પાલન કરવું જોઇએ.

૪ શ્રવણ અને મનનદ્વારા જે કાંઇ પ્રકાશ પ્રાપ્ત થાય તેનું જરા પણ અભિમાન ન કરવું જોઇએ. ઊલટું આત્મસાક્ષાત્કારમાં જોડાઇ જવું જોઇએ.

૫. આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત થયા પછી આપણે પ્રમોદ કે આલસ્યદ્વારા તેને ગુમાવવું ન જોઇએ, પરંતુ સતત જાગરૂક રહીને અનવરત અધ્યવસાયદ્વારા તે અધિકાધિક પ્રાપ્ત કરતા રહેવું જોઇએ.

૬. આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત થયા પછી એકાંતમાં જઇને તેનો આનંદ લૂંટો. લોકોના વ્યર્થ કોલાહલથી બચીને ભગવાનમાં પ્રીતિ જોડો.

૭. આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત કરીને અને તેને માટે સર્વસ્વ અર્પણ કરીને પણ શિથિલ ન બનો. શરીર, મન તથા વાણીને પ્રમાદમાં ફસાવા ન દો, અપવિત્ર શબ્દ ન બોલો, દીનતા, પવિત્રતા અને આજ્ઞાપાલનનું જે વ્રત તમે લીધું છે તેનું દઢતાપૂર્વક પાલન કરો.

૮. ભગવત્પ્રાપ્તિ જ તમારા જીવનનું મહાન લક્ષ્ય છે, તેથી હવે સ્વાર્થ સીમાની બહાર નીકળો અને લોકસેવામાં જોડાઇ જાઓ.

૯. સાધનાના રહસ્યમય માર્ગે દાખલ થયા પછી પણ શરીર, વાણી તથા મનની પવિત્રતાને અક્ષુણ્ણ બનાવવાનું ધ્યાનમાં રાખો.

૧૦. યુવાવસ્થામાં એવા માણસોને ન મળો કે જેઓ તમને અધ્યાત્મના પંથે પ્રેરિત અને પ્રોત્સાહિત ન કરી શકે-ગુરુના ચરણોનો આશ્રય લઇને તપ સાધન કરતાં કરતાં જ્ઞાન ઉપાર્જન કરો.

આ છે આચરણમાં મૂકવા યોગ્ય દશ વાતો.

(૫)

## આત્મકલ્યાણની દશ વાતો.

૧. જગતના વિષયસુખોથી પરાઙ્મુખ

બનીને પરમ પાવન ધર્મ પંથે ચાલવું એ જ આત્મકલ્યાણનું સરલ સાધન છે.

૨. સ્વજનો, પરિજનો અને આત્મીય બંધુઓ તથા મિત્રોથી અલગ રહીને ભગવાનની સેવા-શુશ્રૂષામાં જીવન વિતાવવું એ આત્મકલ્યાણનું મહાન સાધન છે.

૩. જગતના પ્રપંચોથી અલગ રહીને શ્રવણ, મનન અને નિદિધ્યાસનની સાધના આત્મકલ્યાણમાં પરમ સહાયક છે.

૪. સામાજિક ઉત્સવો તથા તહેવારો વખતે તટસ્થ રહીને એકાંતમાં ઇશ્વરચિંતન કરવું એ આત્મકલ્યાણનું પરમ સુંદર સાધન છે.

૫ સુખ અંગે ભોગની ઇચ્છાઓનું દમન કરીને કષ્ટ સહન કરવામાં આનંદ માનવો એ જ આત્મકલ્યાણની ચાવી છે.

૬. સરલ નિષ્કપટ જીવનવૈભવ, ઐશ્વર્યના લોભથી સર્વથા અલિપ્ત રહેવું એ આત્મકલ્યાણનું વ્યવહારિક સાધન છે

૭. બીજા પાસેથી કોઇપણ પ્રકારનો સ્વાર્થ નહિ સાધવાનો સંકલ્પ આત્મકલ્યાણની સાધનામાં ખૂબ બળ આપે છે.

૮. સંસારના ક્ષણિક સુખોની લાલસાથી મુક્ત થઈને મોક્ષના અમર સુખની ઇચ્છા કરવી એ આત્મકલ્યાણનું ઉત્તમ સાધન છે.

૯. સંસારના લલચાવનાર, ભટકાવનાર પ્રલોભનોથી વિમુખ બનીને સત્ય વસ્તુનું જ્ઞાન મેળવવું એ આત્મકલ્યાણનો મંગલમય માર્ગ છે.

૧૦. શરીર, વાણી તેમજ મનના દ્વારો બંધ કરીને તેની ઉપર સંયમ રાખવો અને તેનો સદુપયોગ કરીને સત્ય માર્ગે આગળ વધવું એ આત્મકલ્યાણનો પ્રશસ્ત માર્ગ છે.

આ છે આત્મકલ્યાણની દશ વાતો.

(૬)

### દશ સર્વોત્તમ વસ્તુઓ.

૧. જેની બુદ્ધિ મંદ હોય છે તેણે પોતે અહિંતહિંની માથાકૂટમાં ન પડવું જોઇએ. એટલું જ જાણવું જરૂરનું છે કે આ જગતમાં કાર્યકારણની એક શૃંખલા ચાલી રહી છે.

૨. સાધારણ બુદ્ધિવાળા મનુષ્યે પહેલું જાણી લેવું જોઇએ કે ઘાત-પ્રતિઘાત પ્રકૃતિનો સનાતન નિયમ છે.

૩. ઉત્તમ બુદ્ધિના મનુષ્યોએ જાણી લેવું જરૂરનું છે કે જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયનું પૂરેપૂરું જ્ઞાન એ જ સર્વોત્તમ જ્ઞાન છે.

૪. મંદ બુદ્ધિવાળા મનુષ્ય માટે કોઇ પણ એક વસ્તુ ઉપર ચિત્ત સ્થિર કરવું એ જ સર્વોત્તમ ધ્યાન છે

૫. સાધારણ બુદ્ધિવાળા મનુષ્ય માટે સત્ અને અસત્‌નો વિવેક એ જ સર્વોત્તમ ધ્યાન છે.

૬. ઉત્તમ બુદ્ધિવાળા મનુષ્ય માટે સર્વોત્તમ ધ્યાન છે. સમતામાં સ્થિર થઇ જવું અને વિચારના પ્રવાહને રોકીને જ્ઞાન, જ્ઞાતા અને જ્ઞેયની ત્રિપુટીનો એકમાં લય કરી દેવો.

૭. મંદ બુદ્ધિવાળા મનુષ્ય માટે કાર્યકારણના નિયમને માનીને ચાલવું એ જ ઉત્તમ ધાર્મિક અભ્યાસ છે.

૮. સાધારણ બુદ્ધિવાળા મનુષ્ય માટે સર્વોત્તમ ધાર્મિક અભ્યાસ એ જ છે કે તેણે સમસ્ત દ્રશ્ય પ્રપંચને સ્વપ્નમાં જોયેલી ચીજ અથવા જાદુની ચીજ સમજવી જોઇએ.

૯. ઉત્તમ બુદ્ધિવાળા મનુષ્ય માટે તેણે સંસારની સમસ્ત ઇચ્છાઓ અને ક્રિયામાંથી બચી જવું એ જ સર્વોત્તમ ધાર્મિક અભ્યાસ છે.

૧૦. મંદ, સાધારણ અને ઉત્તમ બુદ્ધિવાળા મનુષ્યોએ સમાન રૂપે આધ્યાત્મિક વિકાસ એ વાતમાં સમજવો જોઇએ કે સંસારના વિષયો તરફ આકર્ષણ ક્રમે ક્રમે શિથિલ થઇ રહ્યું છે અને સ્વાર્થની માત્રા ઘટી રહી છે તથા ચિત્તનો સ્વાભાવિક પ્રવાહ અધ્યાત્મની તરફ વહી રહ્યો છે.

આ છે દશ સર્વોત્તમ વસ્તુ

# સભા સમાચાર.

## મુનિમહારાજ શ્રી પ્રેવર્તક શ્રી કાન્તિવિજયજી જ્ઞાનમંદિર માટે ફાયર પ્રુફ મકાનના બાંધકામની શરૂઆત અને તેના ઉપરના હૉલને " શ્રી મોહનલાલભાઈ સાહિત્ય હૉલ " નામ આપવા માટે થયેલો

## નિર્ણય.

ઘણા વખતથી શ્રી જ્ઞાનમંદિરની સ્થાપના કરી જ્ઞાનભક્તિ કરવાની યોજના ગુરુકૃપાથી અને શ્રીયુત દાનવીર શેઠ મોહનલાલભાઈ તારાચંદની ઉદારતાવડે પાર પડી છે શેઠશ્રી મોહનલાલભાઈ ધર્મશ્રદ્ધાળુ, દાનવીર, શ્રીમંત અને આત્મકલ્યાણ માટે સમય ઓળખી અનેક ધાર્મિક ખાતાઓમાં લક્ષ્મીનો વ્યય કરે જાય છે આ સભા તરફથી પૂજ્ય પ્રવર્તક શ્રી કાન્તિવિજયજી જ્ઞાનમંદિરનું મકાન તૈયાર થતા તેનો મોટો સુંદર હૉલ બનાવવાનો છે, જેમાં હસ્તલિખિત છાપેલા જૈન દર્શનના અપૂર્વ વિવિધ સાહિત્ય ગ્રંથો, પ્રતો પધરાવવામાં આવશે અને તે મકાનમાં ત્રીજે માળે શેઠ " મોહનલાલભાઈ જૈન સાહિત્ય હૉલ " એ નામ કાયમ માટે આપવું અને તેઓશ્રીનો ઑઈલ પેઈન્ટીંગ ફોટો એ હૉલમાં મૂકવો એ બને સુંદર સમારોહપૂર્વક કરવામાં આવશે

શ્રીયુત મોહનલાલભાઈને જે પી અને ઑનરરી પ્રે મેજીસ્ટ્રેટનો ઈલ્કાબ રાષ્ટ્રીય સરકારે આપવાથી આ સભા તરફથી દાનવીર મોહનલાલભાઈને માનપત્ર આપવામાં આવ્યું હતું જે વખતે દાનવીર, પુણ્યપ્રભાવક શેઠશ્રી ભોગીલાલભાઈ મગનલાલ મીલ વાળા તે મેળાવડામાં પ્રમુખસ્થાને બિરાજમાન થયા હતા, જે વખતે જ્ઞાનમંદિરમાં ત્રીજે માળે સાહિત્ય હૉલ સાથે શ્રી મોહનલાલભાઈનું નામ જોડવા અને તેમનો ફોટો મૂકવાની સૂચના કરવાથી તેમનાં મોટા ભાઈ સાથ માનેતા શેઠશ્રી ભોગીલાલભાઈના નામના હૉલ સાથે બાજુમાં ઉત્તર દિશાએ કરવા નક્કી કર્યું. એ માટે રૂા ૫૦૦૦) પાંચ હજાર શેઠશ્રી મોહનલાલભાઈ આપશે તેમ જાહેર થયું. આ સુંદર કાર્ય કરવાની સૂચના કરવા માટે શેઠશ્રી ભોગીલાલભાઈનો પણ ખાસ આભાર માનવામાં આવે છે

તેઓશ્રીની સૂચના મુજબ આ જ્ઞાનમંદિરના મકાનના બાંધકામની શરૂઆત સં ૨૦૦૬ ની સાલથી શરૂ થશે

---

# સ્વીકાર–સમાલોચના.

સિંઘી જૈન ગ્રન્થમાળા તરફથી નીચેના પુસ્તકો ભેટ મળ્યા છે, તેનો સાભાર સ્વીકાર કરીયે છીયે

( ૧ ) ન્યાયવતાર વાર્તિક-વૃત્તિઃ—સંપાદક પંડિત શ્રી દલસુખ માલવણિયા, જૈન શાસ્ત્રાધ્યાપક હિન્દુ વિશ્વવિદ્યાલય, બનારસ પ્રકાશક સિંઘી જૈન શાસ્ત્ર વિદ્યાપીઠ ભારતીય વિદ્યાભવન મુંબઈ કિં. રૂા. ૧૬-૮-૦ પૃ૦ ૩૩૨ નો જૈન દર્શન-ન્યાયનો આ ગ્રંથ જેમાં આગમયુગનું જૈન દર્શન, પ્રમાણતત્વ વાદ અને વાદવિદ્યા, વગેરે પરિશિષ્ટો આપેલા છે જૈન દર્શનનાં ઉચ્ચ અભ્યાસીઓ માટે મનન કરવા યોગ્ય છે

( ૨ ) શતકત્રયાદિ-સુભાષિત સંગ્રહ—સંપાદક પ્રો દામોદર ધર્માનંદ કોસંબી કિં. રૂા ૧૨-૮-૦ પ્રકાશક સિંઘી જૈન શાસ્ત્ર વિદ્યાપીઠ ભારતીય વિદ્યા ભવન-મુંબઈ મુનિ શ્રી જિનવિજયજીએ અંગ્રેજીમાં ગ્રંથની ભૂમિકા લખી છે પૃ૦ ૨૪૦ નો આ ગ્રંથ છે, જેમાં મહાકવિ ભર્તૃહરિપ્રણીત નીતિ, શૃંગાર, વૈરાગ્યનાં સુભાષિત શ્લોકોનો સંગ્રહ છે સંસ્કૃત અભ્યાસીઓને વાચન મનન કરવા યોગ્ય છે.

( ૩ ) પઉમસિરીચરિઉ—સંપાદક સ્વર્ગસ્થ શ્રી મધુસૂદન મોદી તથા પ્રા. શ્રી હરિવલ્લભ ભાયાણી પ્રકાશક સિંઘી જૈન શાસ્ત્ર વિદ્યાપીઠ ભારતીય વિદ્યાભવન-મુંબઈ કિં રૂા ૪-૧૨-૦ ભગવાનની આર્ય વર્ગની ' અપભ્રંશ ' નામે ઓળખતી જૂની ભાષા આપણા મહાન રાષ્ટ્રની પ્રસિદ્ધ ભાષા છે અને

એ અપભ્રંશ ભાષાની માતા 'પ્રાકૃત' છે ભારત વર્ષમાં પ્રાકૃત, અપભ્રંશ અને દેશ્ય ભાષાના સાહિત્યનો પ્રવાહ કેટલો અવિરત ચાલ્યો આવે છે. અભ્યાસીઓને વાંચન, મનન કરવા યોગ્ય છે.

(૪) જ્ઞાનપઞ્ચમી કથા-સંપાદક અધ્યાપક ડૉ. અમૃતલાલ સ. ગોપાણી પ્રકાશક સિંધી જૈન શાસ્ત્ર શિક્ષાપીઠ ભારતીય વિદ્યાભવન મુંબઈ શ્રી મહેશ્વરસૂરિજીકૃત આ શ્રી જ્ઞાન પંચમીની કથા પ્રાકૃત ભાષામાં છે. વિવેચન પ્રસ્તાવનામાં આપવામાં આવ્યું છે. જૈન સમાજમાં અત્યંત ઉપયોગી છે. ધર્મના અભ્યાસીઓ માટે વાંચન, મનન કરવા યોગ્ય છે, પૃ૪ ૯૭ કિ. રૂ. ૭-૪-૦ છે.

(૫) શ્રી મહાવીર જૈન વિદ્યાલય-મુંબઈનો તેત્રીશમો વાર્ષિક રિપોર્ટ અવલોકનાર્થે મળ્યો છે. આ સંસ્થા તેત્રીશ વર્ષથી મુંબઈમાં સ્થાપન થયેલ છે. તેના ખંતીલા કાર્યવાહકો અને શ્રીમંત જૈન બંધુઓના સહકારથી સંસ્થા સારી ફાલીફૂલી છે. મુંબઈ ઉપરાંત પુનામાં વિદ્યાલયની શાખાઓ ખોલવામાં આવી છે. જૈન કોમમાં ઉચ્ચ કેળવણીની આ સારામાં સારી સંસ્થા છે અને દરેક પ્રકારની સહાયને યોગ્ય છે. સંસ્થાની વિશેષ વિશેષ પ્રગતિ ઇચ્છીએ છીએ.

(૬) અંતરની ઊર્મિ:-લેખક પૂ. પં. શ્રી પ્રવીણવિજયજી ગણિવર. આ પુસ્તિકામાં સુંદર બોધ વચનો આપવામાં આવ્યા છે જો આ હિતશિક્ષાને સૌ કોઈ વાંચે, વિચારે, મનન કરે તો જીવનમાં અજબ પલટો થયા વિના રહે નહિં. પ્રકાશક મહેતા કાંતિલાલ રાયચંદભાઈ સાણંદ. નકલ દીઠ બે આનાની પોસ્ટ સ્ટાંપ મોકલનારને પ્રકાશક તરફથી ભેટ મળશે.

(૭) ગુલાબ માસિકનો-માગશર પોષનો સંયુક્ત અંક અવલોકનાર્થે મળ્યો છે. સંપાદક શા. ઉમેદચંદ રાયચંદ, ગારીઆધાર (સૌરાષ્ટ્ર) વાર્ષિક લવાજમ રૂ. ૩-૯-૦ ઊંચા કાગળોમાં બાળકોને ગમ્મત અને ગમી જાય તેવો છે. તેમજ બાળકો અને બાલિકાઓને માટે સહેલું અને સરળ વાંચન પૂરું પાડે તેવું છે. અમો તેની ઉન્નતિ ચાહિયે છીયે અને વિદ્યાર્થીઓ ઉત્સુકતાથી વાંચે તેમ ઇચ્છીયે છીયે. આ માસિક જૈન બાલ સાહિત્યમાં અનોખી ભાત પાડે છે. શ્રી લબ્ધિસૂરીશ્વરજી જૈન ગ્રંથમાળા ગારીઆધાર તરફથી બહાર પાડવામાં આવ્યું છે. અમે તેની વિશેષ પ્રગતિ ઇચ્છીયે છીયે.

(૮) રાઈ-દેવસિ પ્રતિક્રમણ—સૂત્ર-શબ્દાર્થ-સાર્થ સરલ હિંદી ભાષામાં અનુવાદક ચન્દનમલ નાગોરી, છોટી સાદડી (મેવાડ) પૃષ્ઠસંખ્યા ૧૧૮ કિંમત રૂ. ૧-૮-૦

(૯) ભગવાન મહાવીરનાં દશ ઉપાસકો—અનુવાદક અધ્યાપક બેચરદાસ દોશી ગૂજરાત વિદ્યાપીઠ અમદાવાદ ભગવાન મહાવીરના દશ શ્રમણોપાસકની કથાઓ છે. આ શ્રમણોપાસકો પોતાના વ્રતના પાલનમાં દેવ-મનુષ્ય પશુ વગેરેએ કરેલાં વિઘ્નો સમભાવે સહન કરે છે અને ચલાયમાન થતા નથી. આ કથાઓ મુમુક્ષુને મનનીય છે. પૃ૪ ૧૪૨ કિંમત રૂ. ૧-૮-૦ પ્રાપ્તિસ્થાન નવજીવન કાર્યાલય. અમદાવાદ અને મુંબઈ-૨

## સુધારો.

શ્રી નંદીસૂત્રમલયગિરીય વૃત્તિમાં આવતા દાર્શનિક સાક્ષિપાઠોના મૂલસ્થાનો આ લેખના પૃ. ૧૭૮ ની ૨૩ થી ૨૬ મી પંક્તિઓમાં જે 'ઉમ્બેક...ઉધ્ધૃત છે" એવો પાઠ છપાયો છે. તેના બદલે " ઉમ્બેકકે મંડનમિશ્રવિરચિત ભાવનાવિવેક નામના એક ગ્રંથ ઉપર પણ ટીકા લખી છે કે જે ભાવનાવિવેકમાંથી સમ્મતિતર્કના ટીકાકાર પૂજ્યપાદ શ્રી અભયદેવસૂરીશ્વરજી મહારાજાએ संसर्गमोहितधियो विविक्त धातुगोचरात् । भावात्मानं न पश्यन्ति ये तेभ्य स विविच्यते ॥१॥ આ પ્રથમ કારિકા સમ્મતિટીકામાં પૃ. ૭૩૯ માં ઉધ્ધૃત કરી છે '

॥ ॐ श्री चिंतामणि पार्श्वनाथाय नमः ॥

॥ श्रीमद् विजयानंदसूरीश्वरजी पादपद्मेभ्यो नमः ॥

# શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગરનો

## પર મા વર્ષનો—

# રિપોર્ટ.

( સંવત ૨૦૦૪ ના કારતક શુદ ૧ થી આસો વદિ ૩૦ સુધી. )

## આ સભાના મુખ્ય સેક્રેટરીનું મનનીય નિવેદન.

માન્યવર પેટ્રન સાહેબો, પ્રમુખશ્રી અને બંધુઓ;

**આ** સભાના પરમા વર્ષનો રિપોર્ટ, આવક, જાવક, (હિસાબ) અને સર્વ કાર્યવાહી આપની સમક્ષ રજુ કરતાં અમોને આનંદ થાય છે.

અમારે ખુશી થવા જેવું તે છે કે સભાના કોઈપણ કાર્યને માટે મળતી મેનેજીંગ કે જનરલ કમીટીમાં રજુ થતાં કાર્યોમાં રસ પડતો હોઈ, તેમજ નવું નવું જાણવાનું મળતું હોવાથી તે તે વખતે સભાસદ બંધુઓની દરેક વખતની હાજરી પૂરતી જોવાતી હોવાથી, સભા પ્રત્યે સર્વ સભાસદોને સદ્‌ભાવ મુખ્ય કાર્યવાહકોની કર્તવ્યનિષ્ઠતા ઉપર પ્રેમ અને વિશ્વાસ સુચવે છે. વધારે આનંદનો વિષય તો એ છે કે જ્યારે જ્યારે પેટ્રન સાહેબોની કોઈપણ મીટીંગમાં (ખાસ કરીને વાર્ષિક મિટિંગમાં તો ખાસ) હાજરીની જરૂર હોય તે વખતે અમારા આમંત્રણને માન આપી દરેક વખતે દાનવીર શ્રીમાન્ **શેઠ ભોગીલાલભાઈ મગનલાલ** અને શ્રીયુત્ ખાન્તિલાલ અમરચંદ વોરા તેવે વખતે હાજરી આપી સભાના કાર્યોમાં રસ લે છે, સલાહ, સુચનાની જરૂર હોય તો આપે છે અને કાર્યવાહી જોઈ જાણી સંતોષ પામે છે અને પોતાનો આનંદ વ્યક્ત કરે છે.

આપ સર્વને વિદિત છે કે આ સભાની સ્થાપના (ગુરૂભક્તિ નિમિત્તે) સંવત ૧૯૫૨ ના બીજા

જેઠ સુદી–૨ ના રોજ ( શ્રી વિજયાનંદસૂરીશ્વરજી શ્રી આત્મારામજી મહારાજના સ્વર્ગવાસ પછી પચીશમે દિવસે થયેલ છે. ( જેનું આજે ૫૩ મું વર્ષ ચાલે છે. )

૫૨ મા વર્ષ સુધીની સઘળી કાર્યવાહી દર વર્ષે જેમ આપ જાણી શકયા છો, તેમ જૈન સમાજની જાણ માટે રિપોર્ટ દ્વારા પ્રકટ થાય છે, એટલે ૫૨ મા વર્ષ ( સં. ૨૦૦૪ ની સાલ )ની કાર્યવાહી–વહીવટ સંબંધી દરેક હકીકત, સભાની આવક–જાવક, ખર્ચ, સરવૈયા અને આવતા વર્ષના બજેટ સાથે આજે આપની પાસે રજુ કરીયે છીયે, જેથી તેમાં કાંઇ સુધારો વધારો કરવાની જરૂર હોય અથવા આવતા વર્ષ માટે ભક્તિ, સેવા, આત્મકલ્યાણના નવિન અને વિશેષ કાર્યો આપ જણાવશો તો આપ સર્વના સહકારવડે જરૂર સભા હાથ ધરશે.

આપ સર્વની પાસે ગઇ સાલનો સંપૂર્ણ રીપોર્ટ રજુ કરતાં પહેલાં આ સભા દિવસાનુદિવસ પ્રગતિશીલ કેમ થતી જાય છે, તેની પ્રતિષ્ઠા અને ગૌરવની પણ વૃદ્ધિ કેમ થતી જાય છે, તે પ્રથમ જણાવવા રજા લઇયે છીયે. તેમજ ધાર્મિક સંસ્થાના સેવાના કાર્યો કે વહીવટ કેવી રીતે ચલાવવામાં આવે તો સમાજ વિશ્વાસ ધરાવી શકે ? તેમજ દેવ, ગુરુ, ધર્મની ભક્તિ બંને પ્રકારના શિક્ષણને ઉત્તેજન–સહાય, સાહિત્ય–જ્ઞાન ઉદ્ધાર તેનું પ્રકાશન, બ્હોળો પ્રચાર અને ભેટ વગેરે ભક્તિ જેવા આત્મકલ્યાણના કાર્યોમાં તન, મન અને ધનથી સમાજ સહાય કે સહકાર આપી શકે તે અમારો લાંબા વખતનો અનુભવ હોવાથી અમારા વિચારો પ્રસંગવશાત્ દર્શાવીયે તે અસ્થાને નથી, તેટલું જ નહિં પરંતુ અન્ય કોઇ સંસ્થાને આ સસ્થાના કોઇ કાર્યનું અનુકરણ કરવું યોગ્ય લાગતું હોય તો કરી શકે, સુધારો વધારો કરી પોતાની સસ્થાદ્વારા કલ્યાણ સાધી કર્તવ્યનિષ્ઠ થઇ શકે માટે જણાવવું યોગ્ય લાગે છે.

અત્યાર સુધીમા પ્રસિદ્ધ થયેલા પૂજ્ય પૂર્વાચાર્ય મહારાજાઓકૃત વિવિધ સાહિત્યના મૂળ પ્રાકૃત–સંસ્કૃત અને અનુવાદના ગ્રથો કુલ ૧૭૪) જે જે પ્રકટ થયા છે, તેમાંથી આપ સર્વે જાણીને ખુશી થશો કે મૂળ પ્રાકૃત સસ્કૃત અને અનુવાદોના ગ્રંથો સાધુ સાધ્વી મહારાજ, જ્ઞાનભંડારો, લાઇબ્રેરીઓ અને જૈનેતર વિદ્વાનોને આ વર્ષની આખર સુધીમાં રૂા. ત્રીશ હજારના ગ્રથો ભેટ અપાયેલા છે, જે કોઇપણ જૈન સસ્થા કરી શકી હોય તે અમારા જાણવામાં નથી, જેથી જ્ઞાનભક્તિ, સાહિત્યનો ઉદ્ધાર બ્હોળો પ્રચાર અને પઠન–પાઠનના કાર્યને અંગે આટલી મોટી રકમની સભાએ આપેલ ભેટ તે જ્ઞાનોદ્ધાર, જ્ઞાનદાન હોઇ આપણે સર્વેને પરમ આનંદ થાય તે સ્વાભાવિક છે અને આ ક્રમ સંયોગો પ્રમાણે સભાનો ચાલુ જ રહેશે વળી અત્યાર સુધીમા થયેલા પેટ્રન સાહેબો અને લાઇફમેમ્બરો વગેરેને અપાયેલા સાહિત્ય અનુવાદના સચિત્ર સુદર મ્હોટા ગ્રથો હજારોની કિંમતના છે તે રકમ જુદી છે, અને તેની સંક્ષિપ્ત હકીકત આગળ ઉપર આપ જાણી શકશો. અને જેમ જેમ નવા ચરિત્ર, કથા, ઇતિહાસના અનુવાદ ગ્રથો છપાય છે, તેમ તેમ ધારા પ્રમાણે ભેટ અપાય છે અને આપવામાં આવશે. આવી ઉદાર રીતે સભાએ ક્રમ રાખવાથી સભાની પ્રતિષ્ઠા વધી છે. ઉપર પ્રમાણે બ્હોળા પ્રમાણમાં અપાયેલ ભેટ અને સાથે સભાસદોને ઉત્તમ રીતે ભેટ આપવાનું ધોરણ રાખવાથી દરમહિને સભાસદોની વૃદ્ધિ પણ થાય છે, સમાજનો પ્રેમ પણ જોવાય છે અને સહકાર પણ મળ્યે જાય છે.

સભાની પ્રતિષ્ઠા અને ગૌરવ વધવામાં મુખ્ય અને પ્રથમ કારણ તો ગુરુદેવની કૃપા છે, તે સાથે કાર્યવાહકોનું સંગઠ્ઠન, પ્રમાણિક અને કર્તવ્યનિષ્ઠપણું, અને આત્મકલ્યાણ માટેનો જ પુરુષાર્થ છે. દરવર્ષે સભાની કાર્યવાહીનો સપૂર્ણ રિપોર્ટ, તેનાં આવક જાવક, ખર્ચ વગેરેનો પ્રમાણિક રીતે દરવરસે પ્રગટ કરવામાં આવે છે, તેમજ તેની સાથે આ સભાના ઉદ્દેશો પૈકી મુખ્ય ઉદ્દેશ જ્ઞાનોદ્ધાર પૂજ્ય

પૂર્વાચાર્યો મહારાજકૃત મૂળ, પ્રાકૃત, સંસ્કૃત અને તેના અનુવાદોના ગ્રંથો કે જેનાથી આત્મ-કલ્યાણ સાધી શકાય, આત્મિક આનંદ ઉત્પન્ન થાય અને સુસંસ્કારની વૃદ્ધિ થાય અને લાઇબ્રેરી તથા ગૃહના શૃંગારરૂપ સુંદર સચિત્ર સાહિત્યના ગ્રંથોનું પ્રકાશન, પ્રચાર, ભેટ વગેરે જ્ઞાન ભક્તિનું ઉત્તમ કાર્ય નિરંતર ચાલે છે તે છે, જે કાર્યવાહકોની સેવાનું ફળ છે અને તે માટે જૈન સમાજને આ સભા માટે માન અને વિશ્વાસ છે, તેથી તેમાં પણ સહકાર મળ્યે જાય છે. વગેરે વગેરે તથા અન્ય નવિન સેવાના કાર્યો ક્રમેક્રમે હાથ ધરવાથી સભાની પ્રતિષ્ઠા, ગૌરવ સાથે સભાસદોની વૃદ્ધિ વગેરેથી તે વિશેષ પ્રગતીશીલ થતી જાય છે.

## સંપૂર્ણ સલામતીવાળી સભાની આર્થિક સ્થિતિ.

આ સભા પાસે જે નાણાંનું ભંડોળ છે તે સમાજ પાસેથી આવેલું હોઈ, કાર્યવાહકો તો તેના વહીવટી પ્રતિનિધિઓ હોવાથી જવાબદારી પણ છે. તેથી તેના ઉદ્દેશ પ્રમાણે અને આપનારની ઇચ્છા પ્રમાણે નિર્દોષ રીતે તેનો સદ્ઉપયોગ કરવાનો હોવાથી, સમાજનો વિશેષ વિશ્વાસ ઉત્પન્ન કરવા, તેને ટકાવી રાખવા અને તેના સંરક્ષણાર્થે અને ભવિષ્યમાં પણ ન જોખમાય, ઓછું ન થાય, કે ન ગેર ઉપયોગ થાય માટે આ સભાના નાણાં અત્યાર સુધી સદર જામીનગીરીમાં ( બેંકોમાં ) રાખવામાં આવતા હતા, પરંતુ કાળપરિવર્તન અત્યારે એટલું બધું થયેલું છે કે હાલ કે બીજે સ્થળે સલામતીવાળી સ્થિતિ કાર્યવાહકોને નહિં લાગવાથી ચાલતા વર્તમાન કાળનો વિચાર કરી સભાની આર્થિક બાબતનું ભવિષ્યના રક્ષણ અને ભવિષ્યની સંપૂર્ણ સલામતીની ખાતર, હાલ સભાની માલેકીના જેમ બે મકાનો છે તેમ હાલમાં જે નાણા સિલિક છે તે સ્થાવર મિલકત ખરીદી તેમાં રોકવાનો વિચાર થતાં તેનાથી એક ત્રીજું મકાન રૂ. ૩૬૦૦૦) છત્રીશ હજારની કિંમતે ગયા શ્રાવણ માસમાં આ શહેરમાં મામાકોઠા રોડ જેવા જાહેર રસ્તા ઉપર ખરીદ કરેલું છે જે જાણી આપને આનંદ થશે

અત્યાર સુધી દર વર્ષે પ્રગટ થતા રીપોર્ટમાં આપવામાં આવતા સરવૈયામાં કઇ કઇ બેંકોમાં કેટલા રૂપીયા વ્યાજે છે તે પણ સ્પષ્ટ જણાવવામાં આવતું હતું, તે આપ સર્વ જાણો છો; જે જાહેર સંસ્થા માટે તેમજ હોવું જોઇએ; હવે આ નવા મકાનના ભાડાના ઉત્પન્નમાંથી બીજા ખાતાઓમાં તોટો પડતો પુરવણી થતાં તે સમતોલ થાય અને સભાસદોને ગ્રંથો ભેટ આપતાં જ્ઞાનદ્રવ્ય વગેરેનો દોષ પણ ન લાગે તે રીતે તેનો ઉપયોગ થશે તેમજ પેટ્રન, તથા લાઇફ મેમ્બરોની ફી અને મકાન નિભાવફંડ જે પ્રથમથી જ સાધારણ ખાતા છે તે પણ આપ જાણો છો. હવે પછી પણ સભા પાસે જેમ જેમ નાણાંનું ભંડોળ વધતું જશે તેમ તેમ તેની ભાવિ સલામતી માટે તે સદર જામીનગીરીમાં રહેશે અને યોગ્ય વ્યવસ્થા થશે.

સારાંશ એ છે જે દરવર્ષે સભાની સર્વકાર્યવાહી, સરવૈયું વગેરે રિપોર્ટ દ્વારા પ્રસિદ્ધ થતું હોવાથી, તેમજ સુંદર સચિત્ર મહાન પુરૂષોના ચરિત્ર ગ્રંથોનું પ્રકાશન અને ભેટનો બહોળો લાભ અપાતો હોવાથી, તેમજ સભાના નાણા સદર જામીનગીરીમાં સલામતી ભરેલી રીતે સચવાતા હોવાથી તેમજ તેનો ઉદ્દેશ પ્રમાણેજ સદ્વ્યય થતો હોવાથી, જૈન સમાજ વિશ્વાસ ધરાવે છે અને સહકાર મળ્યે જાય છે, તેમજ પેટ્રન સાહેબો અને લાઇફ મેમ્બરોની વૃદ્ધિ થતા સાથે આપણી સભાની પ્રગતિ, પ્રતિષ્ઠા અને ગૌરવમાં પણ વધારો થતો જાય છે.

# આવતા વર્ષ માટે શરૂ કરવાના ઉત્તમ કાર્યો, તૈયાર કરેલી નવી ભૂમિકા અને નવીન મનોરથો.

સભાના નાણાનું ભંડોલ જે હાલ છે, તેમજ ગુરૂકૃપાથી વધે તેનું સંરક્ષણ કરવા સાથે પ્રમાણિક-પણે ભાડું કે વ્યાજ યોગ્ય રીતે કેમ વિશેષ ઉત્પન્ન થાય અને તેનાથી પૂર્વાચાર્ય પૂજ્ય પુરૂષોકૃત પ્રાકૃત, સંસ્કૃત સાધુ સાધ્વી મહારાજાઓના પઠન પાઠન માટે ઉપયોગી હોય તેવું સાહિત્ય ભેટ કે સંયોગવશાત્ ઓછી કિંમતે સભા આપી શકે, તેમજ જૈન કથા, ચારિત્ર, ઇતિહાસ સાહિત્યના ગ્રંથો કે જેના પઠન પાઠનથી આત્મકલ્યાણ સાધી શકાય, સુસંસ્કાર ઉત્પન્ન થાય તેના ગુજરાતી ભાષામાં અનુવાદો કરાવી સુંદર શુદ્ધ, સરલ, સચિત્ર પ્રકટ કરી સભાના માનવંતા સભાસદોને મ્હોટી કિંમતના જ્ઞાનખાતાનો દોષ ન લાગે તે રીતે સંખ્યાબંધ ભેટ આપી શકાય અને અન્યને ઓછી કિંમતે આપવાનો પ્રબંધ થઇ શકે તે માટે કોઇ નવીન યોજના અને તેવા સુંદર સાહિત્યનું વ્હેલાસર પ્રકાશન સહેલાઇથી થઇ શકે તેવી વિચારણા કરવાની છે.

૨ સભાની સુવર્ણ જયુબીલી ઉજવવા માટે આ વર્ષમાં કરેલી શરૂઆત એને જલદી અમલમાં આણવા ગતિમાન કરવાનું છે.

૩ પ્રાતઃસ્મરણીય આ સભાના મહાન ઉપકારી પ્રવર્તકજી શ્રી કાન્તિવિજયજી મહારાજના, સ્મરણ નિમિત્તે કેળવણી ફંડ કરવામાં આવ્યું છે, તેના વ્યાજમાંથી તેમની સ્વર્ગવાસ તીથી અશાડ શુદ ૧૦ના રોજ સુવર્ણ અને રૌપ્ય મેડલ જૈન વિદ્યાર્થીને ( કરેલ ધારાધોરણ પ્રમાણે ) મેળાવડો કરી આપવાનું અને અને સાથે તે ઉપકારક ગુરૂના નામથી જે જ્ઞાનમંદિરની સ્થાપના કરવાની છે, તેને માટે લીધેલા મકાનનું જ્ઞાનનું રક્ષણ થાય તે રીતેનું બાંધકામ જલદી તૈયાર કરવા, સભાએ ટ્રેઝરર શેઠ અમૃતલાલ છગનલાલને સુપ્રત કરવામાં આવેલ છે ( ગુરૂકૃપાથી તેની આર્થિક સહાય પણ મળી જશે ) તે બંને ઉત્તમ કાર્યોની શરૂઆત અને અમલ વ્હેલી તકે થઇ જશે

૪. સભાની ઇચ્છા, વિચાર કે ધ્યેય નાણાં વધારવા કે સંગ્રહી રાખવાનો નથી, પરંતુ તેની જેમ જેમ આર્થિક સ્થિતિ વધતી જશે, તેમતેમ ધારાધોરણ પ્રમાણે દરેક ખાતાઓમાં થતા સદ્ વ્યય બાદ જતાં જે રકમ ફાજલ પડશે તે જરૂર પડે તો મુદ્દલ કે નિયમ પ્રમાણે તેના વ્યાજમાંથી તે જ્ઞાનખાતા કે સિરિઝના ખાતા સિવાયના જે નાણાં હશે તેનો કેળવણીને ઉત્તેજન, જૈનબંધુના રાહત માટે કે બીજી કોઇ બાબતની સભા જે વિચારણા ધારાધોરણ પ્રમાણે યોજના તૈયાર કરશે તે રીતે તે તે ખાતામાં પ્રમાણિકપણે સભા સદ્વ્યય કરશે કે જેનાથી સભાની પ્રગતિ, ગૌરવ અને પ્રતિષ્ઠામાં વૃદ્ધિ થાય.

## મનોરથો, આશા અને પ્રાર્થના.

ઉપર પ્રમાણે આવતા વર્ષે કરવાના કાર્યોની ભૂમિકા આપને જણાવી છે-સભાનો ખર્ચ જેમ વધતો જાય જાય છે, તેમ તેની સાથે પ્રગતિ, પ્રતિષ્ઠા અને સભાની કાર્યવાહી પ્રત્યે સંતોષ અને સમાજ પ્રિયતા વધતી જાય છે. જૈન બંધુઓ અને બ્હેનો વગર લખ્યે સભ્યો થઇ, સહાયક થઇ સભાની પ્રગતિમાં ફાળો આપ્યે જાય છે. છેવટે સભા ભાવિમાં વિશેષ પૂર્વાચાર્યો કૃત ઉત્તમોત્તમ સાહિત્ય પ્રકટ કરી, વિશેષ ઉદારભાવે ભેટ કે સસ્તું આપી જ્ઞાનદાન, પ્રચાર અને જ્ઞાનભક્તિ કરે તેમજ તે સાથેઃ—

(૧) પ્રથમ ધાર્મિક કેળવણી (૨) વ્યવહારિક (સ્કુલ) કેળવણી અને (૩) ઔદ્યોગિક કેળવણી

વગેરે જૈન બાળકો વિશેષ લેતા કેમ થાય તે માટે સ્કોલરશીપ, બુકો કે લોન સીસ્ટમે બનતા વધવામાં સહાય જરૂરીયાત પ્રમાણે આપી શકાય તેને માટેઃ—

શ્રી લાઇબ્રેરીનો લાભ વધારે સરળતા પૂર્વક જૈન-જૈનેતર પ્રજા વિશેષ લઇ શકે અને આપણા જૈન બંધુઓ કે જે કોઇ પણ પ્રકારની રાહતની જરૂરીયાતવાળા હોય તેને પુરતી કે વિશેષ પ્રકારે રાહત સભા કેમ આપી શકે, અને ઉપરાંત દેવ, ગુરુ, ધર્મની વિશેષ પ્રકારે સભા ભક્તિ કરી શકે અને નવા ચિંતવેલા સર્વ મનોરથ જલદી પૂર્ણ પામે એ સર્વ માટે પરમાત્માની પ્રાર્થના કરી આ નિવેદન પૂર્ણ કરવામાં આવે છે.

## આ વર્ષની ચાલુ કાર્યવાહી.

૧ ઉદ્દેશ-જૈન બંધુઓ અને બ્હેનો ધર્મ સંબંધી ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કરે તેવા ઉપાયો યોજવા, બંને પ્રકારની કેળવણીની વૃદ્ધિ માટે સ્કોલરશીપ વગેરેથી યથાશક્તિ સહાય કરવા, પૂજ્ય પૂર્વાચાર્ય મહારાજકૃત મૂળ-પ્રાકૃત-સંસ્કૃત ઉચ્ચ કક્ષાના વિવિધ સાહિત્યના પ્રકાશનો અને ઇતિહાસ, જીવન ચરિત્ર અને કથા સાહિત્યના મૂળના સુંદર સચિત્ર શુદ્ધ અને સરલ અનુવાદો ગુજરાતી ભાષામાં કરાવી પ્રકટ કરી બ્હોળો પ્રચાર અને બને તેટલી ઉદારતાથી ભેટ આપવા, વિવિધ સાહિત્યના હસ્તલિખીત પ્રતો અને ઉપયોગી પ્રકાશનોનો સંગ્રહ કરી એક જ્ઞાનમંદિર કરી, જ્ઞાનભક્તિ કરવા, ફ્રી લાઇબ્રેરી (પુસ્તકાલય)વડે મફત વાચન પુરૂં પાડવા, અને પુણ્ય પ્રભાવક, દાનવીર, વગેરે જૈન બંધુઓનો યોગ્ય સત્કાર કરવા અને સાથેજ દેવગુરુ તીર્થની પૂજા, યાત્રા ભક્તિ કરી આત્મકલ્યાણ કરવાનો છે.

બંધારણઃ—૧ પેટ્રન સાહેબો, (૨-૩) પહેલા બીજા વર્ગના લાઇફમેમ્બરો અને (૪) વાર્ષિક સભાસદો મળી ચાર પ્રકારે છે આ વર્ષ આખરે કુલ (૬૧૭) નીચે પ્રમાણે છે

## *સં. ૨૦૦૪ ની સાલ સુધીમાં થયેલા ૩૬ પેટ્રન સાહેબોની નામાવલી.

| | |
|---|---|
| ૧ શેઠ સાહેબ ચંદુભાઇ સારાભાઇ મોદી બી એ. | ૧૨ શેઠ સાહેબ મોહનલાલ તારાચંદ જે પી. |
| ૨ રાવસાહેબ શેઠ શ્રી કાન્તિલાલ ઇશ્વરલાલ જે પી. | ૧૩ શેઠ સાહેબ ભાઇલચંદ નરશીદાસ |
| | ૧૪ ,, ત્રિભુવનદાસ દુર્લભદાસ |
| ૩ શેઠ સાહેબ માણેકચંદ જેચંદભાઇ | ૧૫ ,, ચંદુલાલ ટી. શાહ જે પી. |
| ૪ ,, રતિલાલ વાડીલાલ | ૧૬ ,, રમણિકલાલ નાનચંદ |
| ૫ ,, માણેકલાલ ચુનીલાલ જે પી. | ૧૭ ,, દુર્લભદાસ ઝવેરચંદ |
| ૬ ,, કાન્તિલાલ બકોરદાસ | ૧૮ ,, શ્રી દલીચંદ પુરૂષોતમદાસ |
| ૭ રાવબહાદુર શેઠ શ્રી નાનજીભાઇ લધાભાઇ | ૧૯ ,, વોરા ખાંતિલાલ અમરચંદભાઇ |
| ૮ શેઠ સાહેબ ભોગીલાલભાઇ મગનલાલ | ૨૦ રાવબહાદુર શેઠશ્રી જીવતલાલ પ્રતાપશી |
| ૯ ,, શ્રી રતિલાલ વર્ધમાન | ૨૧ ,, શ્રી અમૃતલાલ કાળીદાસ |
| ૧૦ ,, પદમશીભાઇ પ્રેમજી | ૨૨ શેઠ સાહેબ ખુશાલદાસ ખેંગારભાઇ |
| ૧૧ ,, રમણીકભાઇ ભોગીલાલ | ૨૩ ,, શ્રી કાન્તિલાલ જેશીંગલાલ |

* સં. ૨૦૦૫ની સાલમાં પેટ્રન સાહેબોની થયેલી વૃદ્ધિ આવતા વર્ષના રિપોર્ટમાં આપવામાં આવશે.

| | | | |
|---|---|---|---|
| ૨૪ શેઠ સાહેબ | શ્રીબબલદાલકેશવલાલમોદી | ૩૧ શેઠ સાહેબ | સારાભાઈ હઠીસીંગ |
| ૨૫ ,, | શ્રી ચદ્રકાન્તભાઈ ઉજમશી | ૩૨ ,, | રમણુલાલ દલસુખભાઈ |
| ૨૬ ,, | શ્રી પુજાભાઈ દીપચદ | ૩૩ ,, | કેશવલાલ વજેચદ |
| ૨૭ ,, | શ્રી લક્ષ્મીચંદ દુર્લભદાસ | ૩૪ ,, | જમનાદાસ મોતીજીભાઈ ઝવેરી |
| ૨૮ ,, | શ્રી કેશવલાલ લલ્લુભાઇ | ૩૫ ,, | વીરચદ પાનાચંદ |
| ૨૯ શાહ ઓધવજી ધનજીભાઇ સોલીસીટર | | ૩૬ ,, | હીરાલાલ અમૃતલાલ |
| ૩૦ શેઠ મણિલાલ વનમાલીદાસ બી એ. | | | |

આ સભાની ઉત્તમ અને પ્રમાણિક કાર્યવાહીની નોંધ વહીવટ વગેરે દર વર્ષે રીપોર્ટ દ્વારા પ્રકટ થતું જાણી, જૈન શ્રીમત અને વિદ્વાન બધુઓ, ધર્મવીરો, જૈન નરરત્નો, પ્રતિષ્ઠિત પુણ્યપ્રભાવક પુરુષો આ સભાનું માનવતુ પેટ્રનપદ હોશે હોશે સ્વીકારે છે, તેઓશ્રીને આગલા ગુજરાતી અનુવાદોના ગ્રથો સિલિકમા હોય તે ભેટ અપાય છે અને પ્રકટ થતાં નવા સાહિત્યના ગ્રથો પણ ભેટ અપાય છે

જૈન બ્હેનો પણ આ સભામાં સભાસદ થઇ શકે તેવો પ્રબધ પ્રથમથીજ કરેલો હોવાથી જૈન બ્હેનો પણ સભ્યો થયેલ છે, થાય છે. પરતુ વિશેષ ખુશી થવા જેવું તો એ છે કે કેટલીક બ્હેનોએ વગર લખે, માંગણી કરે અને વિશેષ ગ્રેજ્યુએટ બ્હેનો પણ આ સભામાં સભાસદ થયેલ છે તે પણ સભાનો ગૌરવનો વિષય છે વળી નવા નવા પુણ્યપ્રભાવક, દાનવીર, શ્રીમત જૈન બધુઓ આ સભાનું પેટ્રન પદ સ્વીકારી પોતાનો આનદ વ્યક્ત કરે છે તેમજ નવા નવા લાઇફ મેમ્બરોની પણ દર માસે વૃદ્ધિ થતી જાય છે અત્રે સિવાય બહાર ગામની જૈન બ્હેનો, બધુઓ સિવાય સથો, સસ્થાઓ, બોર્ડીંગો, લાયબ્રેરીઓ, ભડારો વગેરેની સભ્યો તરીકેની દિવસાનુદિવસ વૃદ્ધિ થતી જાય છે

આ વર્ષની આખર સુધીમાં ૩૬ પેટ્રનો, ૪૧૬ પ્રથમ વર્ગના લાઇફ મેમ્બરો, ૧૭૭ બીજા વર્ગના લાઇફ મેમ્બરો, ૬ ત્રીજા વર્ગના લાઇફ મેમ્બરો (ત્રીજો વર્ગ કમી થયેલ છે) અને ૨૨ વાર્ષિક સભ્યો મળી કુલ મળી ૬૧૭, સભાસદો છે તે પછી નવા સભાસદોના નામો દાખલ થયેલા આવતા વર્ષના રીપોર્ટમાં જણાવવામાં આવશે, (પરંતુ શ્રી આત્માનદ પ્રકાશ માસિકમાં દર મહિને નામો આપવામા આવે છે તે આપ સર્વને સુવિદિત છે)

---

**જ્ઞાનમદિર**—સભાના ઉદ્દેશ પ્રમાણે જ્ઞાનમદિર માટે લીધેલ મકાનને ફાયર પ્રુફ (જ્ઞાનનુ રક્ષણ થાય તે રીતે તૈયાર કરવાની યોજના શરૂ છે સભા પાસે હસ્ત લિખિત તથા છાપેલી વિવિધ સાહિત્ય આગમો વગેરેની પ્રતો કુલ ૨૭૬૨ ની સખ્યા છે. પ્રાતઃસ્મરણીય પ્રવર્તક જી શ્રી કાન્તિવિજયજી મહારાજશ્રીનો આ સભા ઉપર મહદ્ ઉપકાર છે, જેથી તેઓશ્રીના સ્મરણાર્થે તે મહા પુરુષનુ નામ જોડવાનો સભાએ ઠરાવ કરેલો છે, ગુરુ કૃપાથી આવતા વર્ષમાં તે ઉત્તમકાર્યની ઘણે ભાગે શરૂઆત થશે.

---

**સભાનું સાહિત્ય પ્રકાશન પ્રચાર અને ઉદારતાપૂર્વકનુ ભેટ ખાતુ**—શુમારે સાઠત્રીશ વર્ષથી પૂજ્ય પૂર્વાચાર્ય મહારાજેકૃત આગમો, તત્ત્વજ્ઞાન, ગણીત નાટકો, કાવ્યો, ચરિત્રો અને ઇતિહાસિક, વગેરે મૂળ પ્રાકૃત-સસ્કૃત ભાષામા શ્રી આત્માનદ સસ્કૃત ગ્રથમાળા અને શ્રી આત્માનદ શતાબ્દિ સિરિઝ (જે બને પ્રકાશન ખાતાઓ સભાને વહીવટ કરવા સુપ્રત થયેલા છે) ના (મૂળ ગ્રથો) આ વર્ષની આખર સુધીમાં કુલ ૯૨) તથા શ્રી જૈન આત્માનદ ગ્રથમાળા (જેમાં જૈન બધુઓના નામથી સિરિઝ ગ્રંથમાળા પ્રકટ થાય છે તેનો સમાવેશ થાય છે તેમાંથી પૂર્વાચાર્ય મહારાજની મૂળ કૃતિના

ઐતિહાસિક કથા, સાહિત્યના ગ્રંથોના અનુવાદો કરાવી તીર્થંકર ભગવંતો, સત્યવાળા નરરત્નો, આદર્શ જૈન સ્ત્રી રત્નો અને સતી ચરિત્રો ગુજરાતી ભાષામાં આ વર્ષની આખર સુધીમાં ૮૩)મળી કુલ ૧૭૪ ગ્રંથો આ સભા તરફથી પ્રકટ થયેલા છે. એ તમામ ગ્રંથો સાધુ સાધ્વી મહારાજો જ્ઞાન ભંડારો, જૈનેતર વિદ્વાનો, દર્શન શાસ્ત્રીઓ, સંસ્થાઓ વગેરેને હજારોની કિંમતના ગ્રંથો વિના મૂલ્ય ભેટ આપ્યા તે પ્રથમ જણાવેલ છે સિવાયના અનુવાદના ગુજરાતી ભાષામાં છપાયેલા તે ( શ્રી જૈન આત્માનંદ ગ્રંથમાળા અને જૈન બંધુઓના નામે અંકીત થયેલ સિરિઝના ગ્રંથો ) આ સભાના પેટ્રન સાહેબો અને લાઇફ મેમ્બરો જે ભેટ અત્યાર સુધીમાં અપાયેલા છે અને અપાય છે, તે પણ હજારો રૂપીયાની સંખ્યામાં છે. દાખલા તરીકે માત્ર આજ વર્ષમાં જ શ્રી વસુદેવ હિંડી રૂા. ૧૨ાા તથા શ્રી શાંતિનાથ પ્રભુ સચિત્ર ચરિત્ર રૂા. ૭ાા એ બે ગ્રંથોની કિંમત રૂા વીશ થાય છે તે બે ગ્રંથો પેટ્રન સાહેબો અને લાઇફ મેમ્બરોને ભેટ આપવામાં આવેલ છે, તેની કુલ કિંમત રૂા. ૧૦૦૦૦) દશ હજાર રૂપીયા થાય છે આ માત્ર આ સાલની હકીકત છે; તો આગલા વર્ષોમાં ભેટ અપાયેલ ગ્રંથોની કિંમત કેટલી મ્હોટી થાય, તે વાચક સ્વયં સમજી શકે તેવું છે. આવો ભેટની બુકનો લાભ સભાસદોને કોઇ સંસ્થા આપતું હોય તે પણ અમારી જાણમાં નથી, આવા સુંદર ગ્રંથોનો ભેટના લાભથી તેના પઠન-પાઠનથી જેમ જેવા આત્મકલ્યાણ સધાય છે, તેમ વ્યવહાર અને આ વ્યાપારીદૃષ્ટિએ પણ ઘણો મ્હોટો સુંદર લાભ મળે છે, તેથી જ દર વર્ષે દર માસે નવા પેટ્રન સાહેબો અને લાઇફ મેમ્બરોની વૃદ્ધિ થાય છે, વળી આ સભાના ઉપરોક્ત બંને પ્રકારના સાહિત્ય પ્રકાશનો માટે પૂજ્ય સાધુ, સાધ્વી મહારાજો, જૈનજૈનેતર વિદ્વાનો, સાક્ષરો, સાહિત્યકારો, પેપરકારોના પ્રશંસાના અભિપ્રાયો, સમાલોચના વગેરે આવવાથી તેમજ જે જે દાનવીર જૈન બંધુઓ અને બ્હેનો તરફથી ગ્રંથમાળા પ્રગટ થાય છે તેમણે પણ સંતોષ અને આનંદ વ્યક્ત કરવા સભાને પ્રશંસાના પત્રો લખેલા છે, તેથી સભાની પ્રતિષ્ઠા વધવા સાથે સમાજનો પ્રસંગે પ્રસંગે સહકારના મળ્યે જાય છે.

---

## છપાતાં સાહિત્યના અનુવાદોના નવા ગ્રંથો.

( કે જે છપાઈ જતાં ક્રમે ક્રમે અમારા માનવંતા સભાસદોને આવતા વર્ષમાં અને પછી ભેટ આપવાના છે. )

આવતા વર્ષમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુચરિત્ર, સુંદર સચિત્ર સુમારે પાંચશે પાના ઉપરનો ગ્રંથ ઘણો જ આકર્ષક અને વાચકને આત્મિક આનંદ ઉત્પન્ન થાય તેવો છે, જેની કિંમત સુમારે તેર અને પંદર થશે તેનું બાઇન્ડીંગ થાય છે. તે રચેલા અને હાલમાં આપેલી મુદત સુધીમા થનારા સભાસદોને ધારા પ્રમાણે ભેટ મળશે તે સિવાય—છપાતાં શ્રી દમયંતીચરિત્ર, શ્રી શ્રેયાંસનાથપ્રભુચરિત્ર. જે સુંદર સચિત્ર સાથે મ્હોટા ગ્રંથો તેમજ શ્રી કથારત્નકોષ ગ્રંથ ( સમ્યક્ત્વ ગુણો વિગેરેનું સુંદર વિવેચન અને તેના ઉપર ૫૦ કથાઓ આપેલી છે, જે લગભગ પાંચશે પાના ઉપર થશે. તે તેમજ શ્રી જ્ઞાનપ્રદીપ બીજો ભાગ, જેમાં આચાર્ય શ્રી વિજયકસ્તુરસૂરિ મહારાજના વિદ્વતા ભરેલા સામાજિક નૈતિક, ધાર્મિક સર્વમાન્ય સર્વ ઉપયોગી લેખોનો સંગ્રહ તથા આદર્શ જૈન સ્ત્રીરત્નો ભાગ ૨ બીજો એ પાંચ ગ્રંથો ગુજરાતી ભાષામા છપાય છે તે ક્રમે ક્રમે સભાસદોને ભેટ મળશે

**મૂળ પ્રાકૃત સંસ્કૃત ગ્રંથો**—બૃહત કલ્પ છઠ્ઠો ભાગ જેની માત્ર પ્રસ્તાવના બાકી છે, તેમજ શ્રી ત્રિષષ્ઠિશલાકા પુરૂષચરિત્ર પર્વ ૨ થી ૭ સુધીના છપાઇ તૈયાર થવા આવેલ છે, તેમજ **શ્રી દ્વાદશાર નયચક્રસાર** ( ન્યાયનો મુખ્ય ઉચ્ચ કોટીનો ગ્રંથ )ની પ્રેસ કોપી તૈયાર થઈ ગયેલ છે તેનું સંશોધન કાર્ય તથા તેની વિશેષ સમજ માટે સાદત વાળા જૈન આગમો તથા જૈનેતર અન્યાન્ય ગ્રંથોનું દોહન કરી વિદ્વદ્વર્ય સાક્ષર ( આચાર્ય મહારાજ શ્રી વિજયસિદ્ધિસૂરીશ્વરજી મહારાજના સુશિષ્ય) શ્રી જમ્બુવિજયજી મહારાજના તે માટેના વિદ્વત્તાભરેલા લેખો શ્રી આત્માનંદ પ્રકાશમાં આવે છે તે હવે પછી છાપવા માટે પ્રેસમાં મુકવામાં આવશે.

*ઉપરોક્ત વર્તમાનકાલીન પ્રકાશન માટેનું વિવેચન કર્યા બાદ હવે આવા સુંદર ગ્રંથોના પ્રકાશન માટે ખાસ આભાર પૂર્ણ હકીકત જણાવવા રજા લઇયે છીયે.*

જૈન સમાજમાં વિદ્વાન, સાક્ષરોત્તમ અને સાહિત્યકાર તરીકે પ્રશંસાપાત્ર થયેલા આપણા ગુરૂદેવ **શ્રીમાન્ પુણ્યવિજયજી મહારાજ** કે જેમની અપૂર્વ કૃપા આ સભા ઉપર હોવાથી સભાના મૂલ પ્રાકૃત, સંસ્કૃત, ગ્રંથોનું સાહિત્ય જે સભા તરફથી પ્રકાશન થાય છે, તેમાં સંશોધન કાર્ય એટલું બધું સત્ય અને સુંદર કરી સભાને સુપ્રત કરે છે કે જેથી આ સભા તેઓશ્રીની આભારી હોવા સાથે જૈન સમાજ ઉપર પણ તે પ્રકાશન થતાં જેવો તેવો ઉપકાર નથી. સેંકડો વર્ષ પછી પણ તે ગુરૂદેવને યાદ કરશે અને તે શાહિત્ય ગ્રંથો જવાબ આપશે. હાલ પાટણ શ્રી હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરમાંના આગમો-પંચાંગી સાથેનું સંશોધનનું મહદ્કાર્ય પૂજ્ય ગુરૂશ્રી પુણ્યવિજયજી મહારાજને ત્યાંના શ્રીસંઘે વિનંતિ સાથે સોંપ્યું છે, તે પણ ભવિષ્યમાં જવાબ આપશે. આટલું ભગીરથ કાર્ય હાથમાં હોવા છતાં આ સભા મહારાજશ્રીના રૂણને ભૂલતી નથી. કારણકે નવા નવા તત્વજ્ઞાન, ચરિત્ર, ન્યાયના સાહિત્ય ગ્રંથો એક પછી એક સંશોધન કરી સભાને કૃપાની રાહે સુપ્રત કરે છે. અનુવાદના ગ્રંથોમાં પણ સભા તેમની આજ્ઞાધિન સલાહ લે છે, તેથી જ સભાની પ્રગતિ અને પ્રતિષ્ઠામાં વિશેષ વૃદ્ધિ થતી જાય છે. તેઓ સાહેબના દાદા ગુરૂ શાંતમૂર્તિ શ્રી પ્રવર્ત્તકજી **શ્રી કાન્તિવિજયજી મહારાજ** અને તેઓ સાહેબના પૂજ્ય વિદ્વાન સુશિષ્ય **શ્રી ચતુરવિજયજી મહારાજની** કૃપા આ સભા ઉપર પ્રથમથીજ હતી. સાહિત્ય સંશોધક અને પ્રકાશનની શરૂઆત પણ તેઓશ્રી કૃપાવડેજ ઘણા વર્ષોથી શરૂ થયેલ છે, છતાં પૂજ્ય શ્રી પુણ્યવિજયજી મહારાજ વંશપરંપરાગત ગુરૂભક્તિ અને સાહિત્ય સેવાનો વારસો લઇ રહ્યા છે. સભા નિરંતરને માટે તેઓશ્રીનો જેટલો આભાર માને તેટલો ઓછો છે.

આચાર્યદેવ **શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી** મહારાજની હાલ વૃદ્ધાવસ્થા થયેલ હોવા છતાં કૃપાદૃષ્ટિ સભા ઉપર ચાલુ છે.

આ સર્વ પ્રકાશનો માટે પૂજ્ય મુનિમહારાજો, જૈન જૈનેતર વિદ્વાનો, સાક્ષરો અને સાહિત્યકારો, પરદેશી દર્શન શાસ્ત્રના અભ્યાસીઓ મુલાકાત લઇ, તપાસી આનંદ વ્યક્ત કર્યો છે

## શ્રી આત્મારામજી જૈન લાઇબ્રેરીનાં પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| વર્ગ ૧ લો | જૈનધર્મના પુસ્તકો | ૨૮૮૩ | કિંમત રૂા. ૪૨૦૨-૧૧-૦ |
| વર્ગ ૧ લો અ | ,, પ્રતો | ૭૩૧ | ,, ૧૨૩૫-૬-૦ |
| વર્ગ ૨ જો | છાપેલ આગમો | ૩૦૦ | ,, ૧૧૪૩-૧૦-૦ |

| | | | | |
|---|---|---|---|---|
| વર્ગ ૩ જો | શ્રી ભક્તિવિજયજીનો ભંડાર | ૧૩૨૫ | | |
| | શ્રી લબ્ધિવિજયજી ,, | ૨૧૦ | | |
| | સભાની પ્રતો ,, | ૨૦૧ | | |
| વર્ગ ૪ થો | સંસ્કૃત | ૪૭૬ | ,, | ૧૫૨૭-૧૨-૦ |
| વર્ગ ૫ મો | નોવેલ | ૩૩૦૯ | ,, | ૪૯૮૫-૭-૬ |
| આ વર્ગમાં જીર્ણ પુસ્તકો કાઢી નાખી નવું લીસ્ટ કર્યું છે. | | | | |
| વર્ગ ૬ ઠ્ઠો | અંગ્રેજી | ૨૨૦ | ,, | ૬૩૪-૧૪-૦ |
| વર્ગ ૭ મો | માસિક ફાઈલ | ૪૯૬ | ,, | ૧૨૧૪-૮-૦ |
| વર્ગ ૮ મો | હિન્દી | ૩૨૬ | ,, | ૬૬૪-૦-૦ |
| વર્ગ ૯ મો | બાલવિભાગ | ૨૭૭ | ,, | ૧૪૦-૧૪-૦ |
| | કુલ | ૧૦૭૪૯ | રૂ. | ૧૬૦૫૯-૨-૬ |

ગઈ સાલ પુસ્તક ૧૧૧૦૫ રૂ. ૧૬૮૩૯-૨-૦ ના હતા, તેમાંથી જીર્ણ પુસ્તકો કમી થતાં અને નવા વધતા પુ. ૧૦૭૪૯ રૂ. ૧૬૦૫૯-૨-૬ કિંમતના છે.

**શ્રી આત્માનંદ પ્રકાશ**:—છેંતાલીશ વર્ષથી પ્રગટ થાય છે. તેની અગ્યારસોંહ ઉપરાંત કોપી છપાય છે. લડાઈ દરમ્યાન અને પછી વધતી-જતી છાપખાનાની તમામ પ્રકારની સખ્ત મોંઘવારીને લઈને એક માસિકના બાર અંકના શુમારે ત્રણ રૂપીયા ખર્ચ આવતો, વાર્ષિક લવાજમ વધારેલ નહિ હોવાથી, તેમજ તે માટે ફંડ ઉઘરાણું સમાજ પાસે કરેલ નહિ હોવાથી શુમારે એક અંકના બાર માસના રૂા. ૧-૪-૦ નો તોટો પડતો, જ્યાં તે મોંઘવારીની પહેલા ૩૮ વર્ષ દરમ્યાન તેટલું જ લવાજમ માસિકનું હતું, તેમાં સહજ નફો રહેતો જેથી હાલનો આવકનો હિસાબ ગણી હાલમાં માસિક ખાતે થતી મોટી ખોટની મુંઝવણનો ભોગ કરવા આત્માનંદ પ્રકાશ મોંઘવારી થતા સુધી માત્ર પડત કિંમત રૂા. ૩-૦-૦ હાલ રાખવામાં આવી છે.

**મળેલા ફંડો**—આ સભાએ સભાસદો વગેરેવડે કરેલું પ્રાતઃસ્મરણીય શ્રી કાન્તિવિજયજી મહારાજ સ્મારક કેળવણી ફંડ (જેમાં હજી કેટલાક સભ્યોની રકમ ભરાવવાની છે) તેના વ્યાજમાંથી સભાએ કરેલ ઠરાવ મુજબ તેઓ સાહેબની સ્વર્ગવાસ તીથી અશાડ શુદ ૧૦ ના રોજ જાહેર મેળાવડો કરી મેટ્રીકની પરિક્ષામાં પ્રથમ નંબરે પાસ થાય તેને સુવર્ણપદક સભા તરફથી તેમજ બીજે નંબરે પાસ થાય તેને રોપ્યપદક શેઠ દેવચંદ દામજીના તરફથી આવેલી રકમના વ્યાજમાંથી આ વર્ષથી આપવાનો ઠરાવ કરવામાં આવેલો છે તેનો અમલ થશે. અને શ્રી મૂળચંદભાઈ સ્મારક કેળવણી ફંડ, બાબુ પ્રતાપચંદજી ગુલાબચંદજી કેળવણી ફંડના વ્યાજમાંથી તેમજ સભાના પોતાના તરફથી બંને પ્રકારની કેળવણીની ઉત્તેજન અર્થે, તેમજ તે સાથે સ્કોલરશીપો, બુકો, જૈન વિદ્યાર્થીઓને દરવર્ષે આપવામાં આવે છે, તેમજ તે સિવાય રૂ. ૨૦) શ્રી વૃદ્ધિચંદજી સામાયકશાળાને અને રૂ. ૧૨૫) શ્રી ઉજમબાઈ જૈન કન્યાશાળાને ધાર્મિક શિક્ષણના ઉત્તેજનાર્થે દર વર્ષે અપાય છે. અને વહીવટ પણ સભા કરે છે.

**જૈન બંધુઓ માટેનું રાહત ફંડ**—શ્રી ખોડીદાસ ધરમચંદ જૈન બંધુઓ માટેના રાહત ફંડ તથા રાષ્ટ્રીય દિન રાહત ફંડના વ્યાજમાંથી તથા સભાના પોતાના તરફથી જરૂરીયાતવાળા જૈન બંધુઓને રાહત અપાય છે.

**મહોત્સવો**—આ સભાની વર્ષગાંઠ ( જન્મદિન મહોત્સવ ) પ્રથમ સંયોગવશાત્ જેઠ શુદ ૭ ના રોજ સભાના મકાનમાં પ્રભુ પધરાવી પૂજા ભણાવવામાં આવતી હતી અને સભાસદોનું-સ્વામીવાત્સલ્ય થતું હતું, પરંતુ સભાનું સ્થાપન જેઠ શુદ ૨ના રોજ થયેલું હોવાથી હવે પછી જેઠ શુદ ૨ના રોજ શ્રી તળાજા તીર્થે સભાનો જન્મદિન/મહોત્સવ ઉજવવાનો ઠરાવ થતાં અને વોરા હઠીસીંગભાઈ ઝવેરચંદે તે માટે આપેલી રકમ હોવાથી તેમના ધર્મપત્ની હેમકોરબ્હેનની સમંતિથી આ વર્ષથી શ્રી તાલધ્વજ-ગિરિ આ૦ સભાનો જન્મદિન મહોત્સવ ઉજવ્યો હતો. અને દરવર્ષે આ રીતે બે તીર્થોએ તીર્થયાત્રાનો અને દેવગુરૂભક્તિનો લાભ સભાને પ્રાપ્ત થતાં સભાસદોને તે રીતે આત્મકલ્યાણમાં વૃદ્ધિ થઈ છે.

**આનંદ મેળાપ**—દર બેસતે વર્ષે આ સભાના પ્રમુખ શેઠ શ્રી ગુલાબચંદ આણંદજીએ આપેલી રકમના વ્યાજમાંથી સભાસદોને દુધપાર્ટી અપાય છે, અને મેમ્બરો તરફથી પ્રથમ જ્ઞાનપૂજન પણ થાય છે. જ્ઞાનપૂજન-કારતક શુદ પાંચમાના રોજ જ્ઞાન પધરાવી પૂજન કરી ભક્તિ કરવામાં આવે છે.

**દેવભક્તિ અને ગુરૂજયંતિઓ**—પ્રાતઃસ્મરણીય શ્રી આત્મારામજી મહારાજની જન્મતિથિ ચૈત્ર શુદ ૧ ના રોજ હોવાથી શ્રી ગુરૂદેવની જયંતિ દર વર્ષે સભાસદો શ્રી પવિત્ર શત્રુંજય તીર્થે જઈ, વિવિધ પૂજા ભણાવી તથા શ્રી આદિનાથ પ્રભુ, શ્રી પુંડરીકજી તથા ગુરૂશ્રીની આંગી રચવા સાથે સભાસદોનું સ્વામીવાત્સલ્ય દર વર્ષે ત્યાં કરવામાં આવે છે. સભા માટે આ એક અપૂર્વ ભક્તિદિન છે આ ગુરૂભક્તિના ઉત્તમ કાર્ય માટે ગુરૂભક્ત ઉદારદીલ શેઠ સકરચંદભાઈ મોતીલાલ મુળજીએ એક રકમ સભાને સુપ્રત કરી છે, જેના વ્યાજમાંથી ખર્ચ થાય છે.

દર વર્ષે માગશર વદિ ૬ ના રોજ પ્રાતઃસ્મરણીય શ્રી મૂળચંદજી મહારાજની તેમજ આસો શુદિ ૧૦ ના રોજ તેઓશ્રીના સુશિષ્ય શાંતમૂર્તિ પરમકૃપાળુ **શ્રી વિજયકમલસૂરીશ્વરજી** મહારાજની જયંતિઓ માટે થયેલા ફંડોના વ્યાજમાથી ઉપરોક્ત રીતે દેવગુરૂભક્તિ વગેરેથી અત્રે જયંતિ ઉજવાય છે. આ સભાનું ધન્ય ભાગ્ય છે કે ગુરૂભક્તિના આવા પ્રસંગો સાંપડ્યા છે.

ઉપરોક્ત કાર્યવાહી જોઈ, જાણી સભાના કોઈપણ કાર્યમાં:—જ્ઞાનોદ્ધાર-સાહિત્ય પ્રકાશન, પ્રચાર, ગુરૂભક્તિ,-કેળવણી ઉત્તેજન તેવા અન્ય સઘળા કાર્યોમાં આર્થિક સહાય આપનાર તેમજ આ સભાના થયેલા અને થતાં સર્વ સભાસદ બંધુઓ પણ આવા આત્મ કલ્યાણ સાધવાના ઉત્તમ કાર્યોના ભાગીદાર બને છે.

---

## મીટિંગોનો અહેવાલ.

( સં. ૨૦૦૪ )

**મેનેજીંગ કમિટી-પહેલી:**—૧. કારતક વદી ૨ રવિવાર તા. ૩૦-૧૧-૪૭.

( ૧ ) શ્રી ઉપયોગી સાહિત્યની સીરીઝ માટે ઓછામાં ઓછા રૂા. ૨૫૦૦) રૂા. બે હજાર પાંચસો લેવા અને સીરીઝવાળાનું નામ, ફોટો અને તેમના જીવનવૃત્તાંત સંક્ષિપ્તમાં આપવું.

( ૨.) પ્રવર્ત્તક શ્રી કાંતિવિજયજી સ્મારક ફંડને " શ્રી આત્મકાન્તિ કેલવણી ફંડ " નામ આપેલ છે તે કાયમ રાખવું અને તેનાં વ્યાજમાંથી ભાવનગર રાજ્યનો વતની હોય અને ભાવનગર રાજ્યમાં આવેલી કોઇપણ હાઇસ્કુલમાંથી મેટ્રીકની યુનિવર્સીટીની પરીક્ષામાં શ્રી જૈન શ્વે. મૂર્તિપૂજક વિદ્યાર્થી અથવા વિદ્યાર્થીનીમાંથી જે પહેલે નંબરે પાસ થાય તેને ' સુવર્ણપદક ' અને બીજે નંબરે પાસ થાય તેને શ્રી દેવચંદભાઇ દામજી કેલવણી ફંડના રૂા. ૩૦૦) ના વ્યાજમાંથી ' રૌપ્ય પદક ' મહારાજ સાહેબની સ્વર્ગવાસ તીથી અસાડ શુદી ૧૦ ના રોજ દર વર્ષે મેળાવડો કરી આપવો. અને તેને માટે ખર્ચ, રૂા. ૨૦) સુધી સભાએ કરવો તેમ ઠરાવ્યું.

મેનેજીંગ કમિટી-બીજી. ૨. માગસર સુદી ૧ શનીવાર તા. ૧૩-૧૨-૪૭.

( ૧ ) સં. ૨૦૦૩ સાલનું સરવૈયું પસાર કરવામાં આવ્યું અને સં. ૨૦૦૪ નું બજેટ મંજુર કરવામાં આવ્યું.

( ૨ ) શ્રી આત્મારામજી મહારાજની જન્મ શતાબ્દિ પાલીતાણે ચૈત્ર સુદી ૧ના રોજ ઉજવાય છે ત્યાં જે સવારે ભાતું અપાય છે તે રકમમાં જન્મ શતાબ્દિ ભાવનગર ફંડની રકમ વ્યાજ સહિત ઉમેરી દેવી.

( ૩ ) લાઇબ્રેરીનાં ધારા ધોરણ માટે લાઇબ્રેરીયન શ્રી સવાઇલાલની ગેરહાજરીથી મુલતવી.

જનરલ મીટીંગ ૧. સં. ૨૦૦૪ માગસર સુદી ૧૩ તા. ૨૫-૧૨-૪૭.

( ૧ ) સં. ૨૦૦૩ નું સરવૈયું, રીપોર્ટ અને સંપૂર્ણ કાર્યવાહી રજુ કરવામાં આવી અને આવતી સાલનું બજેટ પસાર કરવામાં આવ્યું અને તે ( ૨ ) છપાવવાની મંજુરી આપવામાં આવી.

( ૩ ) સભાની રોકડ રકમનું વધુ વ્યાજ ઉપજાવવા ૭ સભ્યોની એક કમીટી નીમવામાં આવી.

( ૪ ) સુવર્ણ મહોત્સવ ઉજવવા માટે ફરી દશ સભ્યોની કમીટી નીમવામાં આવી અને તેની યોજના ફરી તૈયાર કરવી, તેમજ આ વર્ષે ઉજવવા માટે રૂા. ૫૦૦૦) અને પ્રાથમિક તૈયારી માટે પણ ખર્ચની મંજુરી આપવામાં આવી.

( ૫ ) સભાની આર્થિક સ્થિતિ વધતાં હવે પછી બની શકે તે રીતે જૈન સમાજના સેવાના બીજા કોઇ કાર્ય માટે વ્યાજ વાપરવા નિર્ણય કરવામાં આવ્યો.

( ૬ ) લાયબ્રેરી સંબંધી પ્રમુખશ્રીએ એક પત્ર રજુ કર્યો તે સંબંધી વિચાર કરવા મેનેજીંગ કમીટી બોલાવવા નિર્ણય કરવામાં આવ્યો.

મેનેજીંગ કમિટી-ત્રીજી. ૩. માગસર વદી ૩ મંગળવાર તા. ૩૦-૧૨-૪૭.

( ૧ ) માગસર વદી ૬ થી પૂજ્ય મૂળચંદજી મહારાજની જયંતી તળાજા તીર્થે ઉજવવા માટે ઠરાવ અગાઉ કર્યો હતો, પણ કેટલીક અગવડતાથી તે જયન્તિ ભાવનગરમાં ઉજવવી એમ નિર્ણય કરવામાં આવ્યો.

( ૨ ) જેઠ સુદી ૨ સભાની સ્થાપનાનો દિવસ છે, પરંતુ કેટલાક કારણોથી તે વખતે જેઠ સુદી ૭

ઠરાવેલી પરંતુ જે દિવસ સ્થાપનાનો છે તે દિવસ ઉજવાય તો વધારે ઠીક કહેવાય તે બાબત હવે પછી જનરલ મીટીંગમાં મૂકવી તેમ ઠરાવ્યું.

**મેનેજીંગ કમિટી ચોથી ૪. માહ સુદી ૪ શનીવાર તા. ૧૪-૨-૪૮.**

(૧) ભાવનગર રાજ્યમાં પ્રજાના નવા નિમાયેલા પ્રધાનોનો સત્કાર કરવા નિર્ણય કરવામાં આવ્યો.

(૨) ભાવનગર દરબાર બેંકમાં ત્રણ નામે શેઠ ગુલાબચંદ આણંદજી, ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ અને શેઠ અમૃતલાલ છગનલાલના નામે રૂપિયા ફીક્સમાં મૂકવા ઠરાવ્યું અને ત્રણ પૈકી બેની સહીથી મળી શકે તેમ ઠરાવ કરવામાં આવ્યો.

(૩) ભાવનગર ટ્રેઝરી બોન્ડ રૂ. ૨૦૦૦૦) વીસ હજારના છે, તે પણ ત્રણ નામે કરી આપવા અરજી કરવી.

**મેનેજીંગ કમિટી પાંચમી ૫. માહ વદી ૫ રવીવાર તા. ૨૯-૨-૪૮.**

(૧) બીજા વર્ગના લાઇફ મેમ્બરો રૂ. ૫૦) ભરી જો પ્રથમ વર્ગના લાઇફમેમ્બર ફાગણ વદી ૩૦ સુધીમાં થાય તો ભેટના અપાતા પુસ્તકો ફરી આપવા એમ છેલ્લી મુદત ઠરાવવામાં આવી.

(૨) શેઠશ્રી જીવતલાલભાઇ સરતું સાહિત્ય આ સભા મારફત પ્રકટ કરાવવા ઇચ્છે છે, તેવો ઉપપ્રમુખ ફતેહચંદભાઇનો પત્ર વાંચવામાં આવ્યો અને તે વાતને સભાએ મંજુર રાખી અને નીચેના ગૃહસ્થોની એક કમિટી નીમવામાં આવી.

૧ શેઠશ્રી રમણીકલાલભાઈ ભોગીલાલભાઇ
૨ શેઠશ્રી ખાંતિલાલ અમરચંદભાઇ વોરા
૩ પ્રો. સા. ખીમચંદભાઈ ચાંપસી શાહ M. A.
૪ ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ
૫ શાહ ફત્તેહચંદ ઝવેરભાઇ
૬ શાહ વિઠ્ઠલદાસ મૂળચંદ B. A.
૭ શાહ ગુલાબચંદ લલ્લુભાઇ
૮ શેઠ હરીલાલ દેવચંદભાઇ

(મેમ્બરો વધારવાની સત્તા સાથે.)

**જનરલ કમિટી ૨. વૈશાખ વદી ૮ સોમવાર તા. ૩૧-૫-૪૮.**

સભાનું સ્થાપન જેઠ સુદ ૨ ના રોજ થયેલ છે જેથી સંયોગવશાત્ જેઠ સુદ ૭ના રોજ વર્ષગાંઠ અહિં ઉજવાતી હતી, હવે તેને બદલે વોરા હઠીસંગભાઇ ઝવેરચંદના ધર્મપત્ની હેમકોર બ્હેન મંજુર કરે તો હવે પછી દર વર્ષે જેઠ સુદ ૨ ના રોજ પવિત્ર શ્રી તાલધ્વજગિરિ દેવ,-ગુરૂ ભક્તિ કરી ત્યાં ઉજવવી અને જેઠ સુદ ૮ ના રોજ (ગુરૂદેવની સ્વર્ગવાસ તીથી હોવાથી) સભાના મકાનમાં પ્રભુ પધરાવી પૂજા ભણાવવી.

મેનેજીંગ કમિટી છઠ્ઠી ૬. જેઠ વદી ૧૧ શનીવાર તા. ૨-૭-૪૮.

( ૧ ) પ્રો. સા. ખીમચંદભાઇ મુંબઇ ગયા ત્યારે તેઓ તથા ફતેહચંદભાઇ શેઠ જીવતલાલભાઇ પ્રતાપસીને મળ્યા હતા અને તેમની સાથે જૈન સસ્તા સાહિત્યની યોજના સંબંધી જે વાતચીત થઇ હતી તે ટુંકમાં પ્રોફેસર ખીમચંદભાઇએ સભાને જાહેર કરી.

( ૨ ) ટેન્ડુલકર કમિટી સમક્ષ શેઠશ્રી કસ્તુરભાઇ લાલભાઇ વગેરેએ દેવદ્રવ્યની ધાર્મિક મીલ્કત સંરક્ષણ માટે આપેલ જુબાની માટે અભિનંદન પત્ર લખવા ઠરાવ કરવામાં આવ્યો.

મેનેજીંગ કમિટી સાતમી ૭. અસાડ વદી ૪ રવીવાર તા. ૨૫-૭-૪૮.

( ૧ ) હાલમાં બેંકમાં જે રકમ રોકડ તથા સેવીંગમાં રહે છે તેની સ્થાવર મીલ્કત ખરીદવાનો નિર્ણય કરવામાં આવ્યો.

( ૨ ) સેન્ટ્રલ બેંકમાં, ખાતુ ખોલવા માટે નિર્ણય કરવામાં આવ્યો.

મેનેજીંગ કમિટી આઠમી ૮. શ્રાવણ સુદી ૭ બુધવાર તા. ૧૧-૮-૪૮.

( ૧ ) સભા તરફથી મામા કોઠા રોડ ઉપરનું એક મકાન રૂ. ૭૪૨૫૧) માં ખરીદ કર્યું છે તે હકીકત જાહેર કરવામાં આવતાં મંજુર કરવામાં આવી અને તે માટે નાણાંની વ્યવસ્થા કરવામાં આવી.

જનરલ કમિટી ૩. ભાદરવા સુદી ૧૩ શુક્રવાર તા. ૧૬-૯-૪૮.

( ૧ ) શ્રી ફતેહચંદભાઇ આ સભાના ઉપપ્રમુખ થયા પછી પ્રથમ વાર અત્રે આવતાં તેમનો સત્કાર કરવામાં આવ્યો.

( ૨ ) સભામાં જુદા જુદા ખાતામાં રકમો વધતી જતી હોવાથી ભાવિ સલામતીની ખાતર રૂ. ૭૪૨૫૦ ) થી મામાના કોઠા રોડ ઉપર એક ચાર માળનું મકાન ખરીદ કરવામાં આવ્યું અને તેનું ભાડું પણ સારૂં આવશે, જે હકીકત રજુ કરતાં મંજુર રાખવામાં આવ્યું અને તે મકાનનું શ્રી આત્માનંદપુણ્યભવન નામ આપવું અને તેનું નામાભિધાન હવે પછી કરવું તેના થતાં ખર્ચની મંજુરી આપવામાં આવી.

( ૩ ) પ્રથમ વર્ગના લાઇફ મેમ્બરના રૂપીયાનું વાર્ષિક ચાર રૂપીયા વ્યાજ આવે છે અને જેટલી બુકો વધારે કિંમતની અપાય છે, જેથી હવે પછી જ્ઞાન ખાતાનો દોષ આપનાર લેનારને ન લાગે તે માટે હવે પછી વિચાર કરવા મુલ્તવી રાખી અને તે માટે વિચાર કરી નિર્ણય કરવા ઠરાવ્યું.

મેનેજીંગ કમિટી નવમી ૯. આસો સુદી ૧૧ બુધવાર તા. ૧૩-૧૦-૪૮.

( ૧ ) શેઠ જીવતલાલભાઇવાળી સસ્તા સાહિત્ય પ્રકાશનની યોજના સંબંધી નક્કી કરવા નીમેલી સબ કમીટીનો પત્ર વ્યવહાર તથા તા. ૨૦-૯-૪૮ નો સભાએ શેઠ જીવતલાલભાઇ પર લખેલો પત્ર તથા તા. ૧૮-૧૦-૪૮ નો તેઓશ્રીનો સૂચનાવાળો શ્રીયુત ફતેહચંદભાઇનો પત્ર વિગેરે કમીટી પાસે રજુ કરવામાં આવ્યાં, તે સંબંધે તમામ પત્રવ્યવહાર કરવા માટે પ્રો. ખીમચંદભાઇ શાહ તથા શ્રીયુત વિઠ્ઠલદાસ મૂળચંદ શાહને સત્તા આપવામાં આવી.

ઉપર પ્રમાણે સં. ૨૦૦૪ ની સાલનો સંપૂર્ણ કાર્યવાહી સાથેનો રિપોર્ટ આપની સમક્ષ રજુ કર્યો છે, અમો કાર્યવાહકોની કદાચ કોઇપણ સ્થળે ત્રુટી પણ હોય તો દરગુજર કરશો અને અમોને જણાવશો જેથી અમો કાર્યવાહકો અથવા સભા તેમાં યોગ્ય સુધારા વધારા જરૂર કરશું.

આભાર—આ વર્ષમાં સભાના ચાલતા કોઈ પણ કાર્યમાં આર્થિક સહાય આપનાર બંધુઓ તેમજ શ્રી આત્માનંદ પ્રકાશ માસિકને માટે લેખો, સહકાર વગેરે આપનાર મુનિ મહારાજાઓ તથા જૈન બંધુઓનો આભાર માનવામાં આવે છે. આ સભાના અનેક ઉત્તમ ભાવિ મનોરથો ગુરુકૃપાથી શ્રી અધિષ્ઠાયક દેવો સફળ બનાવે તેવી પરમાત્માની પ્રાર્થના કરી આ રિપોર્ટ પૂર્ણ કરીયે છીયે.

# સં. ૨૦૦૪ ની સાલનું સરવૈયું

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૪૭૩૨ા– | શ્રી જ્ઞાન સંબંધી ખાતાઓ પુસ્તકો છપાવવા સિરીઝ સંસ્કૃત વગેરે | ૧૭૧૨૮ા | શ્રી જ્ઞાન ખાતે લેણા ઉપરોક્ત લાઈબ્રેરી વીગેરે |
| ૩૪૯૫૧) | શ્રી ગુજરાતી સીરીઝ | ૨૮૮૧૮ા– | જ્ઞાન સંબંધી ખાતા છપાતા પુસ્તકો વેચાણના પુસ્તકો છપાવવાના કાગળ |
| ૩૨૧૪)–ાા | છાપખાનાના દેવા | ૭૨૬૬ા– | છાપખાના તથા બુકસેલરોના ખાતા |
| ૬૮૪૭૨ાા | સાધારણ મેમ્બર થી પેટ્રન–લાઇફ મેમ્બર વીગેરે | ૬૯ાા | સાધારણ ખર્ચ ખાતા |
| ૫૦૦૦) | શેઠ ભોગીલાલ લેકચર હોલ | ૬૯૮૩૦)– | મકાન ખાતા<br>૨૮૨૪૨) આત્માનંદ ભવન<br>૪૬૧૧) ઉપાશ્રય મકાન<br>૩૬૯૭૭)– આત્માનંદ પુણ્ય ભવન<br>૬૯૮૩૦)– |
| ૧૭૫) | ભાડુતના ખાતા | ૩૦૧૮૦ા≈ | સરાફી ખાતા તથા બોન્ડ તથા બેન્કો |
| ૨૧૪૮૬ાા | જયન્તી તથા ફંડો | ૭૬) | મેમ્બરોના ખાતા |
| ૫૫૪૭ા≈ | સરાફી દેવું | ૫૮૩ાા≈ાા | ઉપળેક ખાતાઓ |
| ૧૭ાા | મેમ્બરોના ખાતા | ૨૨૮ાા≈ાા | પુરાંત સં. ૨૦૦૪નો આસો વદી ૦)) |
| ૧૧૭ાા–ાા | ઉપળેક ખાતાના | | |
| ૩૦૫) | લાયબ્રેરીના ડીપોઝીટ | | |
| ૧૫૪૧૮૨)≈ | | ૧૫૪૧૮૨)≈ | |

કિંમત લેઝર પેપરની રૂા. ૧૫-૮-૦ તથા ગ્લેઝ પેપરની રૂા. ૧૩-૦-૦ પોસ્ટેજ જુદું. ભાવનગરના લાઇફ મેમ્બર બંધુઓએ સભાએથી જેઠ વદી ૩૦ સુધીમાં લઈ જવા નમ્ર સુચના છે.

બીજા વર્ગના લાઇફ મેમ્બરો જો જેઠ માસની આખર સુધીમાં બીજા પચાશ રૂપીઆ ભરી આપશે તો આ વર્ષની ભેટ શ્રી પાર્શ્વનાથ પ્રભુ ચરિત્ર ભેટ આપવામાં આવશે અને નહિ તો બે રૂપીયા ધારા પ્રમાણે કમી કરી આ ચરિત્ર બાકીની કિંમતે આપવામા આવશે

આ ભેટનો ગ્રંથ ચૈત્ર સુદ ૨ સુધી પ્રથમ વર્ગના નવા થનાર લાઇફ મેમ્બરોને આપવાનું હતું પણ સભાની વર્ષગાંઠ જેઠ સુદ ૨ છે, તેની ખુશાલીમાં સભાએ ઠરાવ્યું છે કે જેઠ વદી ૩૦ સુધીમાં રૂા. ૧૦૧) ભરી નવા થનાર લાઇફ મેમ્બરને પણ આ ભેટની બુકનો લાભ આપવામાં આવશે.

---

## આ સભામાં નવા સભાસદોની થતી જતી વૃદ્ધિ અને છપાતાં ગ્રંથોની ભેટનો લાભ લેવા વગેરે નમ્ર સુચના—

આ સભા તરફથી દર વર્ષે કાર્યવાહી સરવૈયુ સંપૂર્ણ પ્રમાણિકપણે રિપોર્ટ દ્વારા પ્રકટ થતો હોવાથી, તેમજ પેટ્રન સાહેબ અને લાઇફમેમ્બરોને આત્મકલ્યાણના સાધન ( અને આર્થિક દષ્ટિએ પણ લાભ માટે ) કથા સાહિત્યના તીર્થંકર ભગવંતો, સતીમાતાઓ અને સત્વશાળી પુરુષોના સુંદર સચિત્ર મ્હોટા ગ્રંથો છપાતાં દર વર્ષે ભેટ અપાતા હોવાથી, નવા પેટ્રન સાહેબો તથા લાઇફમેમ્બરોની ક્રમેક્રમે અને દર માસે વૃદ્ધિ થતી જાય છે કારણ કે આવા અપૂર્વ સુંદર ગ્રંથોનો લાભ માત્ર આ સભા જ આપી શકે છે નવા થનારા સભાસદોને નીચે આપવામાં આવેલ છપાતા ગ્રંથો ભેટ મળી શકશે.

સ્થિતિ સંપન્ન, શ્રદ્ધાળુ અને જૈનબંધુઓ અને બ્હેનોને પેટ્રન કે લાઇફમેમ્બર થઇ આત્મકલ્યાણ સાથે દેવ, ગુરૂ, જ્ઞાનભક્તિ અને આવો ભેટનો અવશ્ય લાભ વેલાસર લેવા જેવું છે.

---

### અમારૂં સાહિત્ય પ્રકાશન ખાતું અને છપાતાં ગ્રંથો.

( અનુવાદ ગ્રંથો. )

૧ શ્રી દમયંતી ચરિત્ર સચિત્ર, ૨ શ્રી જ્ઞાનપ્રદીપ ભાગ બીજો, ૩ આદર્શ જૈન સ્ત્રીરત્નો ભાગ બીજો, ૪ કથા રત્ન કોષ ૫ શ્રી શ્રેયાંસનાથ ચરિત્ર ( સચિત્ર )

---

યોજનામાં—૧ શ્રી સોમપ્રભાચાર્ય કૃત શ્રી સુમતિનાથ પ્રભુ ચરિત્ર ( સચિત્ર )

---

### સુધારો

ગયા માસના આત્માનંદ પ્રકાશના અંકમા લાઇફમેમ્બરોના જે નામો આપ્યા છે તેમાં શાહ ગુલાબચંદ નાનચંદ ને બદલે " શાહ નાનચંદ ગુલાબચંદ " વાંચવું.

---

## ૩ મહાસતી શ્રી દમયંતી ચરિત્ર. ( છપાય છે. )

### શ્રી માણિક્યદેવસૂરિ વિરચિત મૂળ ઉપરથી અનુવાદ

પૂર્વનો પુણ્યયોગ અને શીયળનું માહાત્મ્ય જેના શ્રીદમયંતીમાં અસાધારણ હતું તેનો શુદ્ધ અને સરળ ભાષામાં અનુવાદ કરાવી અમારા તરફથી પ્રકાશનનું કાર્ય શરૂ કરેલ છે. આ અનુપમ રચનામાં મહાસતી દમયંતીના અસાધારણ શીલ માહાત્મ્યના પ્રભાવવડેના ચમત્કારિક અનેક પ્રસંગો, વર્ણનો આવેલ છે, સાથે નળરાજા પ્રત્યે અપૂર્વ પતિભક્તિ, સતી દમયંતી માતાએ સીધાવતા માતાપે આપેલી સોનેરી શિખામણો, જુગારથી થતી ખાનાખરાબી, ધૂર્ત જનોની ધૂર્તતા, પ્રતિજ્ઞાપાલન, દમયંતીના ધર્મો, રાજનીતિ, વનનિવાસના વખતે, આવતા સુખ દુઃખો વખતે ધીરજ, શાંતિ અને અનુભવ મેળવવાના ભાવવાહી નોંધ, તેમજ પુણ્યશ્લોક નળરાજાના પૂર્વના અસાધારણ મ્હોટા પુણ્યબળના યોગે તેજ જન્મમાં તેમના માહાત્મ્ય, મહિમા, તેમના નામ સ્મરણથી મનુષ્યોને થતા લાભો વગેરેનું અદ્ભુત પઠન પાઠન કરવા જેવું વર્ણન આચાર્ય મહારાજે આ ગ્રંથમાં આપ્યું છે બીજી અંતર્ગત સુબોધક કથાઓ પણ આપવામાં આવેલી છે.

---

## અમારું નવું પ્રકાશન.

### શ્રી દ્વાદશાર નયચક્રસાર-ગ્રંથ ( મૂળ ટીકા સાથે )

તાર્કિક શિરોમણિ, નયવાદપારગતવાદિપ્રભાવક આચાર્યશ્રી મલ્લવાદિ ક્ષમાશ્રમણ વિરચિત મૂળ અને ટીકાના પ્રણેતા સમર્થ તાર્કિક આચાર્યશ્રી સિંહસૂરગણિ ક્ષમાશ્રમણે એકંદરે સ્વપર વાઙ્મય વિષયક પાંડિત્યના ક્ષેત્રમાં કેવું વિશાલ પ્રભુત્વ ધરાવતા હતા ? તે આ અપૂર્વ ગ્રંથ બતાવે છે; તેમજ આ ગ્રંથના પ્રકાશનથી વિદ્યમાન-અવિદ્યમાન ભારતીય આર્યદાર્શનિક સાહિત્ય અને તેને લગતા ઇતિહાસ ઉપર વિશિષ્ટ પ્રકારે પ્રકાશ પાડતો આ નયનો અઢારહજાર શ્લોક પ્રમાણ અપૂર્વ ગ્રંથ છે. કે જે વિદ્વાનો, સાહિત્યક્ષેત્રમાં રસ ધરાવનાર આમજનતાને પણ રસપ્રદ બનશે. આ માસિકમાં આવતી લેખમાળા અને વિશિષ્ટ સંશોધન અને સંપાદનને લગતો સર્વ વિભાગ શાન્તમૂર્તિ આચાર્ય ભગવાન શ્રી સિદ્ધિસૂરિશ્વરજીના વિદ્વાન શિષ્ય આચાર્યશ્રી વિજયમેઘસૂરીશ્વરજીના મહાનુભાવ શિષ્ય શ્રી ભુવનવિજયજીના વિદ્વાન શિષ્ય મુનિવરશ્રી જંબૂવિજયજી મહારાજે આ સભા ઉપર કૃપા કરી તે ભાર સ્વીકારી લીધો છે. આ અંકમાં તેમજ હવે પછીના માસિકમાં તે માટેના લેખો આવતે વાંચવા જૈન બંધુઓ બ્હેનોને નમ્ર સૂચના છે જેમ બને તેમ વેળાસર અમારા તરફથી છપાવવાનું કામ શરૂ થશે

---

## દેવસી-રાઇ (બે) પ્રતિક્રમણાદિ મૂળ સૂત્રો.

### સૂત્રોની સંક્ષિપ્ત સમજ સાથે

હાલ અમારા તરફથી ઉપરોક્ત દેવસી-રાઇ પ્રતિક્રમણ સૂત્રની બુક પ્રગટ કરવામાં આવી છે. નિરંતરની શ્રાવક-શ્રાવિકા માટેની આ આવશ્યક ક્રિયા હોવાથી આવી સખ્ત મોંઘવારી હોવા છતાં અમારા ઉપર ઘણી માગણી આવવાથી ઉંચા કાગળો ઉપર સુંદર મ્હોટા ગુજરાતી ટાઇપમાં છપાવી પ્રસિદ્ધ કરેલ છે કિંમત માત્ર રૂા. ૦-૧૦-૦ દશ આના પોસ્ટેજ જુદું.

જૈન કન્યાશાળા, પાઠશાળાઓએ આ લાભ સત્વર લેવાની જરૂર છે. સામટી નકલ લેનાર ધાર્મિક સંસ્થાને યોગ્ય કમીશન આપવામાં આવશે

મુદ્રક: શાહ ગુલાબચંદ લલ્લુભાઇ • શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ • દાણાપીઠ-ભાવનગર.



# શ્રી આત્માનંદ પ્રકાશ

卐 卐 卐

પુસ્તક ૪૬ મું | આત્મ સં. ૫૩ | સંવત ૨૦૦૫
અંક ૧૦ મો. | તા. ૧-૬-૪૯ | વૈશાખ



વાર્ષિક લવાજમ રૂા. ૩-૦-૦ પોસ્ટેજ સહિત.




પ્રકાશક
શ્રી જૈન આત્માનંદ સભા
ભાવનગર.

# અનુક્રમણિકા.



આ માસમાં થયેલા પેટ્રન સાહેબ તથા આજીવન સભાસદો.

| | | | |
|---|---|---|---|
| ૧ | શેઠશ્રી પાનાચંદ લલ્લુભાઇ | | પેટ્રન સાહેબ |
| ૨ | ,, છોટાલાલ સુખલાલ | ( ૧ ) | લાઇફ મેમ્બર |
| ૩ | ગાંધી રતિલાલ પાનાચંદ ખેમચંદ | ( ૧ ) | ,, |
| ૪ | ઝવેરી સોભાગ્યચંદ હેમચંદ | ( ૧ ) | ,, |
| ૫ | શાહ બાબુલાલ વીરચંદ | ( ૧ ) | ,, |

## અમારા માનવંતા પેટ્રન સાહેબો અને લાઇફ મેમ્બરોને ભેટનો અપૂર્વ લાભ અને નમ્ર સૂચના.

શ્રેયસ્કર, વિઘ્નહર શ્રી પાર્શ્વનાથ ભગવંતનુ શ્રી પૂજ્ય પૂર્વાચાર્ય મહારાજ શ્રી દેવભદ્રાચાર્યકૃત વિસ્તાર પૂર્વકનુ ચરિત્ર કે જે અગ્યાર હજાર શ્લોક પ્રમાણ છે, તેનો સુંદર અનુવાદ ( ગુજરાતી ભાષામાં ) શુદ્ધ અને સરલ અનેક ત્રિરંગી સુંદર ચિત્રો સહિત, ઊંચા કાગળ ઉપર, સુંદર ગુજરાતી અક્ષરોથી છપાવી સુશોભિત પાકા બાઇંડીંગથી અલંકૃત કરેલો સુમારે છશેહ પાનાનો આ દળદાર ગ્રંથ છે અને તેના બાઇંડીંગ ઉપરના કવરજેકેટ ઉપર સુંદર વણરસીનગરીના આધુનિક બે રંગથી તૈયાર કરેલો વ્યુ ( કુદરતી દેખાવ ) સાથે છપાઇ તૈયાર થઇ ગયેલ છે, જે વૈશાખ સુદી ૩ અક્ષય તૃતીયાના માંગલિક દિવસથી અમારા માનવંતા પેટ્રન સાહેબો અને લાઇફ મેમ્બરોને ધારા પ્રમાણે ભેટ મોકલવાનુ કાર્ય શરૂ છે બહારગામના સભાસદોને પોસ્ટ દ્વારા અગાઉથી ખબર આપવામા આવેલ છે જેથી સ્વીકારી લેવા નમ્ર સૂચના છે.

ટા પા. ૪

આ સભાના માનવંતા પેટ્રન સાહેબ—



શેઠશ્રી પાનાચંદ લલ્લુભાઇ—ભાવનગર.

( મુરકાવાળા )

શ્રી 'મહોદય પ્રેસ—ભાવનગર.

# શ્રેષ્ઠીવર્ય શ્રી પાનાચંદ લલ્લુભાઇનો

## જીવન-પરિચય.

ગોહિલવાડ ( સૌરાષ્ટ્રદેશ ) ના પાટનગર ભાવનગર તાબે સુરકા ગામમાં વીશાશ્રીમાલી જૈન વણિક જ્ઞાતિના શેઠ કાળા ગગલના ખાનદાન કુટુંબમાં શ્રી પાનાચંદભાઇ સં. ૧૯૫૨ ના ધનતેરસ તહેવારના દિવસે જન્મ્યા હતા. બાલવયમાં અંગ્રેજી ત્રીજા ધોરણ સુધી અભ્યાસ કરી વંશપરંપરાથી ચાલ્યો આવતો રૂ, કપાસનો વ્યાપાર અઢાર વર્ષની ઉંમરે શરૂ કરી, સં. ૧૯૯૫ સુધી તે ધંધામાં કુશલતા પ્રાપ્ત કરી અને તેમનાં લઘુ બંધુ તલકચંદને ત્યાંથી છુટા કરી સં. ૧૯૮૦ ની સાલ બેંગલોર અને મદ્રાસ મોકલી, ચાલતી ધી કાઠીયાવાડ સાઇકલ મોટર કુંપનીના વ્યાપારની ભાગીદારીમાં જોડ્યા. પૂર્વનાં પુણ્યયોગે વ્યાપાર અને આર્થિક સ્થિતિ વધતી ચાલી; ત્યાં પાંચવર્ષ તે કુંપનીમાં તે ધંધાની કુશલતા પ્રાપ્ત કરી સં. ૧૯૮૪ ની સાલ પોપ્યુલર સાઇકલ મોટર કુંપનીમાં સંયુક્ત કુટુંબ સાથે જોડાયા અને તે કુંપનીમાં પણ પ્રગતિ સાધી સં. ૨૦૦૪ ની સાલમાં ઉપરોક્ત નામની કુંપનીની પેઢી પોતાની સુવાંગ કરી લઘુ બંધુ તલકચંદને ત્યાં રાખી શ્રીયુત પાનાચંદભાઇ નિવૃત્ત થતા અહિં ભાવનગરમાં સ્થાયી રહ્યા ધાર્મિક સંસ્કાર પુણ્ય સાથે જન્મથી મળેલા હોવાથી શ્રી દેવગુરૂ ધર્મની ભક્તિ કરવા સાથે સ્કોલરશીપ, ગરીબના રાહત માટે યથાશક્તિ દાન કરતાં જીવન વિતાવે છે.

આવા એક કુશલ વ્યાપારી, શ્રીમંત, ધર્મશ્રદ્ધાળુ બંધુ આ સભાના માનવંતા પેટ્રન થયા છે જે આનંદનો વિષય છે. તેઓશ્રી દિર્ઘાયુ થઇ આર્થિક, આધ્યાત્મિક અને શારીરિક સંપત્તિ વિશેષ વિશેષ મેળવે તેવી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે.

# શ્રી આત્માનંદ પ્રકાશ.

... પ્રકાશકઃ—શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર ...

| | | |
|---|---|---|
| વીર સં. ૨૪૭૫. | વૈશાખ | પુસ્તક ૪૬ મું. |
| વિક્રમ સં. ૨૦૦૫. | :: તા. ૧ લી જુન ૧૯૪૯ :: | અંક ૧૦ મો |

## શ્રી સિદ્ધગિરિ તીર્થાધિરાજ સ્તવનમ્.

[ લાખ લાખ દીવડાની આરતી ઉતારજો......એ રાગમાં. ]

વહેલા વહેલા સિદ્ધગિરિદર્શને પધારજો,
જિનચૈત્યો સુંદર સોહાય...
આદિદેવ દરબાર સોહામણો ૧

સોના-રૂપા ફૂલડાથી ગિરિ વધાવજો,
નિજ લક્ષ્મીનો લહાવો લેવાય—
ભલે ! નિજ લક્ષ્મીનો લહાવો લેવાય...
આદિદેવ દરબાર સોહામણો. ૨

કાંકરે કાંકરે એ ગિરિરાજના,
અનંતા મુનિઓ મેવા એ મુક્તિના;
પા મ્યા ક ર્મો ને ભ ગા ય—
એ તો પામ્યા કર્મોને ભગાય...
આદિદેવ દરબાર સોહામણો. ૩

ગાજો ગાજો ગીત ગિરિનાં ગવરાવજો,
પૂજી પૂજી પ્રેમે કર્મો ઉડાવજો;
સુ શી લ મુ ક્તિ પ મા ય,
જેથી સુશીલ મુક્તિ પમાય...
આદિદેવ દરબાર સોહામણો. ૪

રચયિતા—મુનિરાજ શ્રી સુશીલવિજયજી મહારાજ.

# શ્રી મંત્રાધિરાજ અષ્ટક.

( વસંતતિલકા )

જેનો મહાન મહિમા સઘળે ગવાય,
પુણ્યોદયે જન ભજે સહુ કષ્ટ જાય,
શ્રી કલ્પવૃક્ષ સમ વાંછિત પૂર્ણકામ,
મંત્રાધિરાજ પરમેષ્ઠી પદે પ્રણામ. (૧)

શ્રી શ્વેતવર્ણ અરિહંત, સુરક્ત સિદ્ધ,
આચાર્ય પીત, શુભ વાચક નીલ બુદ્ધ,
શ્યામાંગ દિવ્ય મુનિજી અતિ પુણ્યનામ,
મંત્રાધિરાજ પરમેષ્ઠી પદે પ્રણામ. (૨)

સમ્યક્ત્વ-ભાવમય દર્શન જ્ઞાન આપે,
ચારિત્ર જ્ઞાનબળથી ભવિ દુઃખ કાપે,
ચારિત્રથી તપ મળે શુભ મુક્તિ પામ,
મંત્રાધિરાજ પરમેષ્ઠી પદે પ્રણામ (૩)

ચક્રેશ્વરી વિમલ દેવ કરે સહાય,
પુણ્યે કૃપામય સુદૃષ્ટિ કદી પમાય,
સર્વોચ્ચ પંચ પરમેષ્ઠીતણું જ કામ,
મંત્રાધિરાજ પરમેષ્ઠી પદે પ્રણામ (૪)

સંગ્રામ, સાગર, જલે, વિપિને મુંઝાય,
આપત્તિ, સિંહ અહિ વ્યાઘ્રતણી જણાય,
ત્યાં દિવ્ય મંત્ર નવકાર અખૂટ ઠામ,
મંત્રાધિરાજ પરમેષ્ઠી પદે પ્રણામ (૫)

દારિદ્રય, રોગ જનના સહુ કષ્ટ ટાળે,
સંપત્તિ, પુત્ર, વનિતા, સુખ માર્ગ વાળે,
એવો મહાન નવકાર સુહર્ષ-ધામ,
મંત્રાધિરાજ પરમેષ્ઠી પદે પ્રણામ (૬)

શ્રીપાલ રાણી મદના, ધરણેન્દ્ર આદિ,
પલ્લીપતિ, અમર, કંબલ, શંબલાદિ;
પામ્યા બધા રટણથી શુચિ દિવ્ય ઠામ,
મંત્રાધિરાજ પરમેષ્ઠી પદે પ્રણામ. (૭)

એવો મહાન શુચિ મંત્ર મનુષ્ય પામે,
સંસારના ત્રિવિધ તાપ બધા વિરામે;
દેવેન્દ્ર, કિન્નર રટે સુખ અષ્ટ યામ,
મંત્રાધિરાજ પરમેષ્ઠી પદે પ્રણામ. (૮)

રચયિતા—મુનિ શ્રી દેવેન્દ્રસાગરજી (શ્રીદિવ્ય)

# અરોગતા અને આરોગ્યતા.

( લેખકઃ—આચાર્ય શ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ )

રોગને બધાય ઓળખે. એકલા માનવી જ ઓળખે છે એમ નથી પણ જગતના પ્રાણીમાત્ર ઓળખે છે. સંસારવાસીઓને રોગના પરિચયમાં આવવું જ પડે છે, કારણ કે જ્યાં સુધી આત્મા દેહનો આશ્રિત રહે છે ત્યાં સુધી તેની જીવ દશા હોવાથી તે રોગોથી છૂટી શકતો નથી. રોગ એટલે એક પ્રકારની વિકૃતિ અને તે જડનો ધર્મ છે, પણ આત્મ ધર્મ નથી તોયે રોગનો આત્મામાં ઉપચાર કરાય છે, અર્થાત જડમાં થવાવાળા વિકારોનો આત્મામાં આરોપ કરવામાં આવે છે. પૌદ્ગલિક-જડ વસ્તુમાત્ર પૂરાવું-ગળવું, મળવા-વિછડવારૂપ વિકૃત સ્વભાવવાળી જ છે તેથી તે નિરંતર તે પ્રમાણે વર્તે જ છે છતાં તે જડ વસ્તુના વિકારોને રોગ કહેવામાં આવતો નથી પણ આત્માની સાથે જોડાઇને કર્મસ્વરૂપમાં પરિણમવાવાળા પુદ્ગલોનો આત્મામાં આરોપ કરીને તેને રોગી કહેવામાં આવે છે. ખાસ કરીને સજીવ દેહમા દેખાતી અનેક પ્રકારની વિકૃતિઓ રોગના નામથી ઓળખાય છે, નિર્જીવ બનેલા દેહમાં વિવિધ પ્રકારની વિકૃતિઓ સ્પષ્ટપણે જણાતા છતાં પણ તે રોગ તરીકે ઓળખાતી નથી. આ માણસનું શરીર રોગી છે અથવા તો રોગી માણસ છે એમ જીવતા માણસને કહેવામાં આવે છે તેમ મરી ગયા પછી જ્યારે શરીરમાં કીડા પડે કે સડી જાય ત્યારે એમ નથી કહેવાતું કે આ માણસને અમુક પ્રકારનો રોગ થયો છે, પણ આ શરીર કોહી ગયું છે, કીડા પડયા છે એમ કહેવાય છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે—જડ જાતિના દેહથી ભિન્ન સ્વરૂપવાળા આત્માની વિકૃતિસ્વરૂપ પ્રકૃતિ નથી પણ તે પૌદ્ગલિક સ્કંધરૂપ જડ વસ્તુઓની પ્રકૃતિ છે કે જે અનેક પ્રકારના વિકૃત ભાવોમાં સંસારમાં દષ્ટિગોચર થઇ રહી છે. એક એવો નિયમ છે કે—રૂપી અજીવ સ્વરૂપથી વિકારભાવમાં પરિણમી શકે પણ અરૂપી અજીવ અને જીવ સ્વરૂપથી અવિકારી હોય છે છતાં રૂપી અજીવ-જડના સંસર્ગથી પર રૂપે વિકારી કહેવાનો વ્યવહાર છે જે વસ્તુ અરૂપી અને અખંડ હોય છે તેમાં વિકૃતિ હોતી નથી, કારણ કે અખંડ વસ્તુનો એક પ્રદેશ તે સર્વ પ્રદેશસ્વરૂપ છે અને સર્વ પ્રદેશ તે એક પ્રદેશસ્વરૂપ છે. જડના સ્કંધોમાં તેમ નથી. અનેક પરમાણુના સ્કંધમા પ્રત્યેક પરમાણુ ભિન્ન ભિન્ન ભાવમાં પરિણમી શકે છે એટલે સ્કંધના એક પ્રદેશનો પરિણામ તે બધાય પ્રદેશના પરિણામસ્વરૂપ હોતો નથી તેમજ બધાય પ્રદેશો એક પ્રદેશના પરિણામ સદૃશ હોતા નથી, માટે તે ભિન્ન ભિન્ન પ્રદેશોના ભિન્ન ભિન્ન પરિણામ હોવાથી વિકૃત પરિણામી સ્કંધ કહેવાય છે. એક વસ્તુના અંશોમાં ભિન્ન ભિન્ન પરિણતિયોનો સમુદાય તે વિકૃતિ અને અનેક પ્રદેશવાળી વસ્તુના પ્રત્યેક પ્રદેશમાં સદૃશ પરિણમન તે પ્રકૃતિ. આ સદૃશ પરિણામ અખંડ અરૂપી વસ્તુઓમાં મળી આવે છે. વિસદૃશ પરિણામવાળી ભિન્ન વસ્તુ હોઇ શકે પણ અખંડ વસ્તુમાં સમકાળે વિસદૃશતા હોઇ શકે નહિં.

રોગ બે પ્રકારના હોય છેઃ—એક દ્રવ્યરોગ અને બીજો ભાવરોગ. આ બંને પ્રકારના રોગો-

માંથી ભાવરોગ કારણ છે અને દ્રવ્યરોગ કાર્ય છે. દ્રવ્યરોગ દેહમા સ્પષ્ટ જોઇ શકાય છે-જાણી શકાય છે તેથી તેને અલ્પજ્ઞ સામાન્ય માણસો પણ ઓળખી શકે છે પણ ભાવરોગને તો સમ્યગ્જ્ઞાની પુરુષો જ જાણી શકે છે અને તેમના કહેવાથી તેમના વચનો ઉપર શ્રદ્ધા રાખનાર અણજાણ માણસો પણ જાણી શકે છે. જ્યાં સુધી દેહમાં જીવનને અનુકૂળ આહારનિહારાદિ ક્રિયા નિયમિતપણે થયા કરતી હોય ત્યાં સુધી માનવી પોતાને નીરોગી માને છે અને દેહમાં થવાવાળી જીવનઘાતક ક્રિયાને રોગી માને છે આ જીવનઘાતક ક્રિયારૂપ વિકૃતિનો અનુભવ મનુષ્યમાત્રને થાય છે તેથી તેને દૂર કરવાને ઔષધિનો ઉપચાર કરવામા આવે છે અને વિકૃતિની ઉત્પાદક વસ્તુઓ છોડવામા આવે છે, જેથી વિકૃતિ નષ્ટ થવાથી દેહમાં નિયમિત ક્રિયા થવા માડે છે એટલે માણસો માને છે કે-અમે નીરોગી થઇ ગયા આરોગ્યતા-વિક્રિયા ન થવા દેવાના નિયમો માનવી જાળવે તો તેને નૈમિત્તિક રોગ થતો નથી પણ ભાવરોગના આવિર્ભાવથી દેહમા થવાવાળી વિક્રિયાને તે ખાળી શકે નહિં. અન્ય નિમિત્તોના અભાવમા પણ ભાવરોગના નિમિત્તથી નિયમિત થવાવાળી વિક્રિયા સમયની પરિપકવતાથી દેહમાં અવશ્ય થાય છે, અને એટલા માટે જ બે પ્રકારે રોગની ઉત્પત્તિ માની છે. એક તો અનિયમિત અને પ્રતિકૂળ આહારવિહારાદિથી રોગ થાય છે અને બીજા કર્મના ઉદયથી થાય છે. જો કે કારણ વગર કાર્ય થઈ શકતું નથી તેથી અશાતાવેદનીના ઉદય વગર રોગ થાય નહિં પણ આરોગ્યતાના નિયમ પાળવાથી અનવસરે અસાતા ઉદયમાં આવતી નથી, પણ જો ખાવાપીવામાં કાળજી ન રાખવામાં આવે તો વિક્રિયાનુ કારણ અસાતાનો પ્રકોપ થયા સિવાય રહેતો નથી.

કે કર્મમાત્રને ભાવ રોગ કહેવામાં આવે છે અને કર્મનું કાર્યમાત્ર દ્રવ્યરોગ કહેવાય છે છતાં અર્વાગ્દૃષ્ટિ-સ્થૂલ બુદ્ધિવાળા શરીરમાં થવાવાળી વિક્રિયાને રોગ માને છે. બાકી જન્મ-જરા-મરણ-કષાય વિષય આદિને રોગ તરીકે માનતા નથી. કેવળ વેદનીય કર્મની પ્રકૃતિરૂપ અસાતાના ઉદયને જ રોગના નામથી ઓળખે છે. કર્મના કાર્યરૂપ દ્રવ્ય રોગ બે પ્રકારનો છે: એક શારીરિક અને બીજો માનસિક. તેમાં શારીરિકને વ્યાધિ અને માનસિકને આધિ કહેવામાં આવે છે. અસાતાવેદનીયના કાર્યરૂપ આધિને મટાડવાને ઔષધિઓનો ઉપચાર કરવામા આવે છે, તેના ચિકિત્સકો છે અને તેની ચિકિત્સાના શાસ્ત્રો પણ રચાયલાં છે. તેમાં એક જ પ્રકારના અસાતાના ઉદયરૂપ વ્યાધિની ભિન્ન ભિન્ન વિક્રિયાઓથી ઉત્પત્તિ માનીને ભિન્નભિન્ન રોગોના નામથી ઓળખાવી છે. આ બધીય વ્યાધિયોનું મૂળ ફક્ત અસાતા વેદનીય કર્મ જ છે. જન્મ-જરા-મરણ-કષાય વિષય-આધિ આદિનું મૂળ કારણ નામ, આયુષ્ય તથા ખાસ કરીને મોહનીય છે. અનાદિકાળથી આત્માની સાથે મોહનીયનો સંબંધ હોવાથી તે એક ક્ષણ પણ નીરોગ રહ્યો નથી. અને જ્યાંસુધી મોહનીય કર્મનો સર્વથા ક્ષય થશે નહિં ત્યાંસુધી ભાવ રોગથી મુકાશે પણ નહિં. ભાવ રોગ વિદ્યમાન હોવા છતાં પણ માણસને નીરોગી માનવામાં આવે છે તે દ્રવ્યરોગને આશ્રયીને માત્ર વ્યવહાર પૂરતું જ છે, કારણ કે આવી નીરોગતા તે અસાતા વેદનીયના ક્ષયોપશમસ્વરૂપ છે.

દ્રવ્યરોગ તથા ભાવ રોગ બંને કર્મસ્વરૂપ હોવા છતાં પણ દ્રવ્યરોગને કાર્યપણે એટલા માટે માનવામાં આવે છે કે તે માત્ર અસાતાવેદનીય કર્મના ઉદયસ્વરૂપ છે, તેનો અનુભવ પણ પ્રાણી માત્રને થવાનું મુખ્ય કારણ તો તે શરીરમાં અનેક પ્રકારના વિકારોમા

પરિણમે છે. આ દ્રવ્યરોગ બધાય જીવોને જીવન પર્યંત નિરંતર કાયમ રહેતો નથી. ગમે ત્યારે અનિયમિતપણે અનિયમિત કાળે ઉત્પન્ન થાય છે અને નષ્ટ થાય છે. કેટલાકને તો વરસો સુધી કોઇપણ પ્રકારનો રોગ થતો નથી, માત્ર ક્ષુધા વેદનીયરૂપ દ્રવ્યરોગ નિરંતર કાયમ રહે છે, છતાં અન્નાદિ ઔષધિના ઉપચારથી અમુક કલાકો સુધી ઉદ્ભવતો નથી ત્યારે ભાવ રોગ જન્મ પર્યંત કાયમ રહે છે, છતાં પ્રાણી માત્ર અનાદિકાળથી તેનાથી ઓતપ્રોત થયેલા હોવાથી તેને રોગ તરીકે ઓળખતા નથી, તેથી તેનો રોગરૂપે અનુભવ પણ તેમને થતો નથી અને થાય છે તો તે માનસિક હોવાથી તેને આધિ કહીને ઓળખાવે છે. ફરક એટલો જ રહે છે કે અનુકૂળ વૈષયિક સુખના સાધનો મળી જવાથી માનસિક વિક્રિયાઓને આધિ કહેતા નથી પણ અનુકૂળ સાધનો ન મળવાથી કે પ્રતિકૂળ સાધનોના સંયોગથી થવાવાળી માનસિક વિક્રિયાને આધિના નામથી ઓળખાવે છે. જો કે આધિ પણ ભાવ રોગનું જ કાર્ય છે પણ તે માત્ર મનથી જ અનુભવાતું હોવાથી અને મોહનીય-મૂલક હોવાથી તેને દ્રવ્ય રોગના કારણરૂપ ભાવ વ્યાધિ પણ માની છે. ભાવ રોગ સર્વથા ક્ષય થાય નહિં ત્યાંસુધી જન્મ-મરણના સંતાનનો ઉચ્છેદ થતો નથી. દ્રવ્ય રોગ હોય કે ન હોય પણ ભાવ રોગની વિદ્યમાનતા હોવાથી જન્મ, જરા અને મરણ ક્રમથી થયા જ કરે છે, અને બોધ કરાવનાર કોઈ ને કોઇ પ્રકારના શરીરની પણ હયાતી હોય જ છે. જો શરીર ન હોય તો આત્મા અને કર્મોનું અસ્તિત્વ અલ્પજ્ઞો જાણી શકે નહિં, એટલું જ નહિં પણ સમગ્ર જગતનું અસ્તિત્વ શરીરથી સિદ્ધ થઇ શકે છે. દૃશ્ય જગત માત્ર સચેતન અચેતન દેહસ્વરૂપ છે- તે સિવાય તો શૂન્યવાદ જ માનવાનો પ્રસંગ આવે છે. શરીર જેમ દ્રવ્યરોગને જણાવે છે તેમ ભાવરોગને જણાવનાર પણ શરીર જ છે

આ પ્રમાણે વિચાર કરતાં જણાય છે કે- ભાવરોગ એટલે કર્મ અને તેમાં પણ ખાસ કરીને મોહનીય તથા અસાતાવેદનીય કર્મ દ્રવ્યરોગ તથા ભાવરોગના વ્યંજક છે અસાતા-વેદનીયનો ઉદય તે દ્રવ્યરોગ અને તેનો અનુદય અથવા તો ઉદયનો ક્ષય તે દ્રવ્ય આરોગ્યતા અર્થાત્ રોગ મટી જવાથી કે રોગોત્પત્તિ ન થવાથી આરોગ્યતા પ્રાપ્ત થાય છે. આરોગ્યતાના નિયમો જાળવવાથી આરોગ્યતા બની રહે છે, પણ અવશ્ય ભોક્તવ્ય અસાતાના ઉદયથી તો નિયમો જાળવવા છતાં પણ રોગોત્પત્તિ થયા વગર રહેતી નથી. તે જ્યારે ભોગવાઇ જાય છે ત્યારે ઓષધિનો ઉપચાર વગર પણ આરોગ્યતા પ્રાપ્ત થાય છે. ભાવરોગ મોહનીયના ઉદયને કહેવામાં આવે છે. તેનો ઉદય નિરંતર હોય જ છે, છતાં જ્યારે રાગ દ્વેષનો અમુક અંશે ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષય હોય છે ત્યારે તેને ભાવ આરોગ્યતા કહેવામાં આવે છે. મોહનીય અનેક પ્રકારનું છે, છતાં તેમાં રાગ-દ્વેષને જ પ્રધાનતા આપી છે કે જેને કષાયોના નામથી ઓળખવામા આવે છે. બાકી વિષય પણ મોહનીયનું જ અંગ છે, છતાં તેને ગોણતા આપવામાં આવી છે. વિષયોમાં આસક્તિ કે અનાસક્તિ કહેવાય છે તે રાગદ્વેષના ઉદય તથા ઉપશમ ભાવની તારતમ્યતાને આશ્રયીને છે. જે આસક્તિ છે તે ભાવરોગ અને અનાસક્તિ તે ભાવ આરોગ્યતા—અથવા તો અમુક અંશે રાગદ્વેષનો ઉપશમ ભાવ તે ભાવ આરોગ્યતા— અને ઔદયિક ભાવ તે ભાવ રોગ કહેવાય છે. ભાવ આરોગ્યતાના નિયમો જેવા કે-ઇચ્છા-નિરોધ, મમત્વત્યાગ આદિ જાળવવામાં આવે તો ભાવ રોગ કનડતો નથી અને આરોગ્યતા, સમભાવ, શાંતિ આદિ બન્યા રહે છે. અને જો નિયમોનું ઉલ્લંઘન કરવામાં આવે તો ભાવરોગ— અસમાધિ, અશાંતિ આત્માને અત્યંત હેરાન

કરે છે. ભાવરોગ દૂર કરી આરોગ્યતા મેળવવાને માટે તાત્વિક વિચારણારૂપ ઔષધિનો ઉપચાર કરવો પડે છે તેથી ભાવરોગ દબાઇ જાય છે કે જેને ઉપશમ ભાવ કહેવામાં આવે છે, જેનું બીજું નામ ભાવ આરોગ્યતા છે. આ આરોગ્યતા શાશ્વતી હોતી નથી. અર્થાત્ આવી આરોગ્યતા દબાઇ જઇને પાછો ભાવ રોગ ઉદ્‌ભવી શકે છે, કારણ કે તે રાગદ્વેષના ઉપશમભાવરૂપ છે એટલે તેનો ઔદયિક ભાવ થઇ શકે છે. એટલે કે જેનું મૂળ નષ્ટ નથી થયું એવા કષાયો પાછા પ્રગટપણે જણાઈ આવે છે માટે જ આવી આરોગ્યતા અનિયમિતપણે અનિયમિત કાળ સુધી રહેનારી હોય છે પણ અરોગતા તો વિલક્ષણ સ્વરૂપવાળી હોવાથી આરોગ્યતાથી જુદી પડે છે એક વખત પણ જેટલે અંશે અરોગતા પ્રગટે છે તે તેટલે અંશે કાયમ રહેવાવાળી હોય છે. તેમા પરિવર્તન નથી અર્થાત્ પૂર્વભાવનો વિનાશ થવાથી તેનો પ્રાદુર્ભાવ થતો નથી, કારણ કે અરોગતામા દ્રવ્ય, ભાવ જેવા ભેદ હોતા નથી પણ ભાવ રોગના ક્ષાયિક ભાવને અરોગતા કહેવામાં આવે છે રાગદ્વેષનો જેટલે અંશે ક્ષય થાય છે તેટલે અંશે અરોગતા પ્રગટ થતી જાય છે અરોગતા આત્મસ્વરૂપથી જુદી નથી તેથી સંપૂર્ણ રાગદ્વેષનો ક્ષય તે સંપૂર્ણ આત્મવિકાસ અથવા તો અરોગતા કહેવાય છે, જે ફરીને રોગમા પરિણમતી નથી, પણ આરોગ્યતા રોગના રૂપમાં પરિણમે છે તે પાછી આરોગ્યતા પ્રાપ્ત થાય છે અને કાળાંતરે રોગ પ્રગટ થવાથી પાછી દબાઈ જાય છે. આ પ્રમાણે ભાવ આરોગ્યતા તે રાગદ્વેષનો ઉપશમ ભાવ અને ભાવરોગ તે ઔદયિક ભાવ અને અરોગતા તે ક્ષાયિક ભાવ–દ્રવ્ય રોગ તે અશાતાનો ઔદયિક ભાવ અને દ્રવ્ય આરોગ્યતા તે ક્ષયોપશમિક ભાવ કહેવાય છે; માટે આરોગ્યતા તે રોગનું દબાઇ જવું અને અરોગતા તે રોગનો ક્ષય થવો, એમ બન્નેમાં અંતર રહે છે. તેથી અરોગતા શાશ્વતી છે અને આરોગ્યતા અશાશ્વતી છે.

■

---

આપણા કર્ણ દાનેશ્વરી ને બલિરાજા સાથે જેની સરખામણી થઇ શકે એવા જગપ્રસિદ્ધ, હાતિમતાઇને કોઇ પ્રશ્ન કર્યો, ‘ તમારાથી અધિક એવા કોઇ દાતા વિશે તમે જાણો છો ખરા ? ’

‘હા’, હાતિમતાઇએ શ્રદ્ધાપૂર્વક જણાવ્યુ. ‘ એ છે એક કઠિયારો. બન્યું એવું કે મેં એક મોટી દાવત કરી હતી, આખા દેશના લોકોને એ ભોજનસમારંભમાં બોલાવેલા. રસ્તે મળેલા લાકડા ઊંચકી આવનાર એક કઠિયારાને મેં પૂછ્યું, ‘ અલ્યા, આજ તો હાતિમને ત્યા મોટી મિજબાની છે. કેમ ત્યા નથી જવું ? આખી દુનિયા ત્યાં ઊલટી છે ને ! ’ અત્યંત ધીરજથી કઠિયારો બોલ્યો, ’ જે આદમી પરસેવો પાડીને પોતાનો રોટલો ખાય છે તેને હાતિમતાઇ પાસે હાથ ધરવાની શી જરૂર છે. !’

‘ અખંડ આનંદ ’માંથી ઉદ્ધૃત.

# શ્રી સિદ્ધસેનસૂરિકૃત

# દ્વાત્રિંશિકા—બત્રીશ બત્રીશીઓ

( લેખક-આચાર્યશ્રી વિજયપદ્મસૂરિજી મહારાજ )

( ગતાંક પૃષ્ઠ ૧૬૬ થી ચાલુ )

રાજનગર( અમદાવાદ )ના સુપ્રસિદ્ધ-દાનવીર શેઠ. મનસુખભાઇ ભગુભાઇ તરફથી આ પ્રમાલક્ષણ ગ્રંથ છપાયો છે. તથા શ્રી શાંત્યાચાર્યકૃત વાર્તિક પણ-એ જ પ્રમાણે-ન્યાયાવતારના પહેલા શ્લોકના વિવરણરૂપ જ છે. તેનું નામ પ્રમાણકલિકા છે. તે કાશીના 'પંડિત પત્રમાં પં૦ વિઠ્ઠલ શાસ્ત્રીએ સંશોધન કરી છપાવ્યું' છે. ત્યાં કેટલેક સ્થલે ઘણી અશુદ્ધિઓ જણાય છે. આ પ્રમાણે બાવીશે બત્રીશીઓનો ટૂંક પરિચય લક્ષ્ય સાધનોદ્વારા જણાવ્યો. બીજા ગ્રંથોમાં આને અંગે જરૂરી બીના આ પ્રમાણે જણાવી છે.

૧-પ્રતિવાદીઓ પોતાનાં પ્રતિપક્ષિયોની ઉપર જે નાસ્તિકતાનો કુત્સિત આરોપ કરી લોકમાં મિથ્યા ભ્રાંતિ ફેલાવી રહ્યા હતા, તેનું નિરાકરણ કરવા, તથા આસ્તી ઓળખાણ ને કોનો સિદ્ધાંત માન્ય છે? આ બાબત સ્પષ્ટ સમજાવવા શ્રી દિવાકરજી મહારાજે, ભિન્નભિન્ન દૃષ્ટિથી-ગંભીરાર્થક-ઉચ્ચ વિચારવાળા અનેક પ્રકરણો બનાવ્યા તે જ આ બત્રીશીઓ સમજવી. અહીં ગંભીરતા, મધ્યસ્થતા જાળવીને પરપક્ષનું ખંડન કરવાપૂર્વક સ્વપક્ષની સિદ્ધિ કરી છે. આ બત્રીશીઓના વાંચનારા-મનન કરનારા વિદ્વાનો, દિવાકરજીની કાવ્યરચના, તર્કશક્તિ, સત્યાર્થને જણાવવાની કુશળતા વગેરે ગુણોની જરૂર પ્રશંસા કરે છે. અન્યત્ર કહ્યું છે કે-બ્રાહ્મણોના કર્મમાર્ગના વિરોધી મહાવીર, કૃષ્ણ, ગૌતમબુદ્ધ વગેરે હતા. અને તેઓ જ અધ્યાત્મ માર્ગોપદેશક પણ હતા. પરંતુ તે ક્ષત્રિય ધર્મ પ્રવર્તકોના સિદ્ધાંતોને સંગત-સુસ્થિત-સુપ્રચલિત કરનાર પાછા તે બ્રાહ્મણો જ હતા. એ પ્રમાણે જૈનદર્શનના સમર્થ લેખકો અને આચાર્યોની જાતિ તપાસતાં મોટે ભાગે બ્રાહ્મણો જ મળી આવે છે દૃષ્ટાંત તરીકે શ્રી ગૌતમસ્વામી આદિ અગીઆર ગણધરો, શય્યંભવસૂરિ, ભદ્રબાહુસ્વામી વગેરે જાણવા.

૨-દિવાકરજીએ સ્વકૃતિમા જણાવેલ અર્થનો જ વિસ્તાર સમંતભદ્રે સ્વકૃતિમા કર્યો છે.

૩-દિવાકરજીએ જૈનધર્મના પણ તત્ત્વોને અંકુરિત કરવામાં જલ સિંચવાનુ અપૂર્વ કામ કર્યું છે.

૪-સિદ્ધસેન-મહાકવિ મહાવાદી હતા.

૫-શ્વેતાંબર સંપ્રદાયના તર્કવિચારપ્રધાન સાહિત્યસંદર્ભની ઉપર શ્રી દિવાકરજીની કૃતિઓનો અપૂર્વ પ્રભાવ પડ્યો છે.

૬-દિવાકરજીની પહેલાનો કોઇ સ્વતંત્ર તર્ક ગ્રંથ પ્રાયે મળવો અશક્ય છે.

૭-શ્વેતાંબર સંપ્રદાયમાં પદ્યાત્મક તર્ક ગ્રંથોના પ્રથમ પ્રણેતા દિવાકરજી હતા.

યાદ રાખવું જોઇએ કે-દિવાકરજી મહારાજે

લક્ષ્ય બત્રીશીઓમાંની પહેલી પાંચ બત્રીશીઓને અગિઆરમી તથા એકવીશમી બત્રીશી-ઇષ્ટદેવની સ્તુતિ કરવાના ઇરાદાથી રચી છે છઠ્ઠી બત્રીશી અને આઠમી બત્રીશી, તત્ત્વસમીક્ષા કરવાના ઇરાદાથી અને બાકીની બત્રીશીઓ વસ્તુચર્ચા કરવાના ઇરાદાથી રચી છે. ભાવના છે કે-કેટલીક બત્રીશીઓને અંગે યોગ્ય સમીક્ષા અવસરે લેખરૂપે જણાવવી.

૩ કલ્યાણમંદિર-આ સ્તોત્રના પણ બનાવનાર શ્રી દિવાકરજી મહારાજા છે. આનાં શ્લોકસંખ્યા વસંતતિલકા છંદમાં-૪૩ શ્લોકો અને એક શ્લોક આર્યાછંદમાં છે. સર્વ મળી ૪૪ શ્લોકો થાય છે.

વૃદ્ધપરંપરા પ્રમાણે મનાય છે કે—આ અવસર્પિણી કાલમા આ ભરત ક્ષેત્રના ૨૪ તીર્થંકરો અને મહાવિદેહના ૨૦ તીર્થંકરો મળી-૪૪ તીર્થંકરોની સ્તુતિ કરવાના ઇરાદાથી કર્ત્તાએ આ સ્તોત્ર ૪૪ શ્લોકવાળું બનાવ્યું. જેમ ભક્તામરસ્તોત્રમા આદિનાથની સ્તુતિ કરી છે, તેમ અહીં શ્રી દિવાકરજીએ શ્રી પાર્શ્વનાથ પ્રભુની સ્તુતિ કરી છે અહીં પદલાલિત્ય બીજાથી ચઢિયાતું છે. દૃષ્ટાંતો આકર્ષક અપાયા છે. અહીં દિવાકરજી મહારાજે 'कमठस्मय-धूमकेतोः' આ વિશેષણથી ઇષ્ટદેવ પાર્શ્વનાથની સ્તુતિ કરી છે. પહેલા બે શ્લોકમાં શ્રી જિનેશ્વરદેવના ચરણકમલને નમસ્કાર કરી અભિપ્રેય જણાવ્યું છે.

ત્રીજા શ્લોકમાં—કવિએ પ્રભુદેવના ગુણો વર્ણવવામાં નમ્રભાવે પોતાની અશક્તિ જણાવી. ચોથા શ્લોકમાં જણાવ્યું છે કે—હે પ્રભો! તમારા ગુણો કેવલીભગવંત પણ જાણતા છતાં વર્ણવી શકતા નથી. પાચમા, છઠ્ઠા શ્લોકમાં સ્તુતિ કરવામાં દૃષ્ટાંતાદિદ્વારા ભક્તિની મુખ્યતા જણાવી. સાતમા શ્લોકમાં પ્રભુદેવના નામગ્રહણનો પ્રભાવ જણાવ્યો છે. આઠમા શ્લોકમાં ધ્યાનનું માહાત્મ્ય અને નવમા દશમા શ્લોકમાં પ્રભુદર્શનાદિનો મહિમા જણાવ્યો છે. અગિઆરમા શ્લોકમાં પ્રભુનું વીતરાગપણું વર્ણવી બારમા શ્લોકમાં શ્રી પાર્શ્વનાથનો પ્રભાવ જણાવ્યો છે. તેરમા શ્લોકમાં પ્રભુનું દ્વેષરહિતપણું વર્ણવી, ચૌદમા શ્લોકમાં પ્રભુદેવના ધ્યાન કરનારનું વર્ણન કર્યું છે. પંદરમા શ્લોકમાં પ્રભુદેવનું ધ્યાન કરતાં પ્રભુસ્વરૂપ થવાય તે જણાવી સોળમા શ્લોકમાં ધ્યાનનું ફલ અશરીરત્વ જણાવ્યું છે. સત્તરમા શ્લોકમાં ધ્યાતા ધ્યેયનું અભેદભાવે ધ્યાન કરતાં ધ્યેયસ્વરૂપ બને છે, એ વાત દૃષ્ટાંત દઇને સમજાવી. અઢારમા શ્લોકમા જણાવ્યું છે કે—અન્ય ધર્મીઓ પણ જુદા જુદા નામથી આપની જ ઉપાસના કરે છે. ( ચાલુ )

ખરી રીતે તો આપણા સમાજમાં જે જાતની વિદ્યા ભણાવવામાં આવે છે તે તો ગરજની વિદ્યા છે અને ગરજની વિદ્યા ભણવાથી કોઇ જાતના સદ્ગુણો આવી શકતા નથી; પરંતુ જેને જીવનમાં પ્રગતિ કરવાની છે, જે જીવનમાં વિકાસ ચાહે છે તેણે તો વિનય અને વિવેકના ગુણોથી પુષ્ટ થયેલી જ વિદ્યા મેળવવી જોઇએ. વિનયી અને વિવેકીનું જીવન અસંત સરળ, નિષ્કપટ અને આત્મગૌરવથી મુક્ત જણાશે. જેને વિનય અને વિવેકની પાંખો મળેલી છે તેની જ વિદ્યા શોભી ઊઠશે. એના જીવનમાંથી લઘુગ્રંથિ અને પૂર્વગ્રહ નાશ પામશે અને જીવનનો ઉત્તમ વિકાસ થશે.

'અખંડ આનંદ'માંથી ઉદ્ધૃત

# ધ્યાન અને ચિત્તની ત્રણ અવસ્થા

( સન્માર્ગદર્શક ) મુનિશ્રી પુણ્યવિજયજી સં. પા.

( ગતાંક પૃષ્ઠ ૧૬૧ થી ચાલુ )

સર્વ યોગોનો સર્વથા નિરોધ કરવારૂપ ધ્યાન જિનેશ્વરોને હોય છે. જિનેશ્વરનો સામાન્ય અર્થ કેવળજ્ઞાનની સ્થિતિ પામેલા આત્માઓનો થાય છે દેહ વિનાના શુદ્ધાત્માઓને તો યોગના વ્યાપારો રોધવાની જરૂર રહેતી નથી. કેવળજ્ઞાન પામ્યા પછી જ યોગોનો સર્વથા નિરોધ કરવાનું બળ આવે છે યોગો જૈન પરિભાષામા કોને કહે છે ? તેનો ખુલાસો આ પ્રસંગે કરવો જરૂરનો છે. ઔદારિક આદિ શરીરના સંયોગથી ઉત્પન્ન થયેલ આત્મપરિણામવિશેષ-વ્યાપાર તેને યોગો કહે છે ધ્યાનશતકમાં કહ્યુ છે કે—

ઔદારિક આદિ ( આ દેખાતું આપણું સ્થૂલ શરીર, આદિ શબ્દથી વૈક્રિયક આહારક શરીર લેવાં ) શરીર યુક્ત આત્માની વીર્ય-શક્તિવાળી પરિણતિવિશેષ તે ' કાયયોગ '

તેમજ ઔદારિક, વૈક્રિય, આહારક શરીરના વ્યાપારવડે ખેંચેલા વચનવર્ગણાના દ્રવ્યોનો સમૂહ, તેની સહાયથી થતો જીવનો વ્યાપાર-ક્રિયાવિશેષ તે ' વચનયોગ. '

તથા ઔદારિક, વૈક્રિય, આહારક શરીરના વ્યાપારવડે ખેચેલ મનોવર્ગણા દ્રવ્યનો સમૂહ તેની સહાયથી જીવનો વ્યાપાર-ક્રિયાવિશેષ તે ' મનોયોગ. '

સર્વ વ્યાપારોને—ક્રિયાઓને સદાને માટે અટકાવવી-રોકવી તેનો લય કરવો તે શ્રી જિનોનું છેવટનું ઉત્તમોત્તમ ધ્યાન કહેવાય છે. આ ધ્યાન પછી તરત તેઓ આ દેહથી સદાને માટે સર્વ કર્મોનો નાશ કરી મુક્ત થાય છે

આ ઠેકાણે આશંકા ઉત્પન્ન થાય છે કે-છદ્મસ્થ મુનિઓને અંતર્મુહૂર્ત પર્યંત જ ધ્યાન હોય છે એમ અહીં જણાવ્યું, પણ સાંભળવામા આવે છે અને કોઈ કોઈ પ્રસંગે દેખવામા પણ આવે છે કે અમુક મહાત્મા-મુનિઓ કલાકોના કલાકો સુધી ધ્યાન કરે છે તેનુ કેમ સમજવુ ?

આનો ઉત્તર આ પ્રમાણે છે કે—એક દ્રવ્યમા કે ગુણમા મનનો નિરોધ કરવો, એક રસ અખંડ પ્રવાહ ચલાવવો તે ધ્યાન તો અંતર્મુહૂર્તથી અધિક છદ્મસ્થોને હોઈ શકે નહિ. યોગોની ચપળતા રોકવી ઘણી મુશ્કેલીભરેલી છે, તથાપિ તે ધ્યાતા મુનિ એક પછી એક એમ અંતર્મુહૂર્ત પછી પોતાના ધ્યેયોને પલટાવતો જાય અગર મનોયોગની સ્થિતિની વિકળતા થઈ જાય કે તરત જ પાછી તેને ઉપયોગની જાગૃતિથી તેની સાથે જોડી દે, અનુસંધાન કરી દે, તો તે ધ્યાનની સંતતિ લાંબા વખત સુધી પણ લંબાય છે પણ અંતર્મુહૂર્ત પછી એકાગ્ર થયેલું મન નિરોધ સ્થિતિમાં રહી શકતું નથી, તેનો પ્રવાહ ધ્યેયાંતરમાં-પછી તે આત્મગત મનાદિકમા કે પરગત દ્રવ્યાંતરમા સંક્રમણ કરે છે; તેથી ધ્યાનનો પ્રવાહ લાંબા વખત સુધી ચાલુ રહે છે. કલાકો સુધી ધ્યાન

કરવાનુ જે કહેવા કે સાભળવામા આવે છે તે આ અપેક્ષાએ બરાબર છે

એકાગ્રતામાથી ખસી ગયેલા ચિત્તની ત્રણ અવસ્થા થાય છે તેને ભાવના, અનુપ્રેક્ષા અને પદાર્થચિંતા કહેવામા આવે છે

શરૂઆતમા મનને એક જ ધ્યેયમા જોડવાનુ હોય છે આપણે ધ્યેય તરીકે એક આત્મગુણ લઇએ જેમકે—'આત્મા આનંદસ્વરૂપ છે' વારંવાર મનને આત્મા આનંદસ્વરૂપ છે તેનો સસ્કાર પાડવો મનને તે પદનો-શબ્દોનો પ્રતિધ્વનિ થયા કરે આ એકાગ્રતા નથી પણ એકાગ્રતાનો અભ્યાસ થાય છે બીજા સસ્કારો કે વિચારાતરોને હઠાવીને આ એક જ વિચારને મુખ્ય કરવાનો પ્રયત્ન ચાલુ છે આવી મનની સ્થિતિને '**ભાવના**' કહે છે આવી ભાવના ચાલુ રાખવા પછી તે અભ્યાસને મૂકી દઈ મન તદ્દન સ્થિર થાય છે 'હુ આનંદસ્વરૂપ છુ' તેને પણ યાદ કરતુ નથી. મનનો કેવળ લય થઇ જાય છે, તે એકાગ્રતાવાળી ધ્યાનની સ્થિતિ કહેવાય છે.

આ ભાવનાની હૈયાતિ ધ્યાનના અભ્યાસ કાળમા, એટલે ધ્યાન કરવાની શરૂઆતમા અને અતર્મુહૂર્ત પછી એકાગ્રતાની સ્થિતિ વિખરાતા હોય છે આવી મનની સ્થિતિ તે 'ભાવના' છે

મનની બીજી સ્થિતિ અનુપ્રેક્ષાની છે '**અનુપ્રેક્ષા**' એટલે પાછળ તપાસ કરવી, જોવુ અર્થાત્ ધ્યાનની સ્થિતિ ખસી જવા પછી પાછુ તે સ્થિતિ મેળવવા પૂર્વે અનુભવેલી ધ્યાનસ્થિતિનુ સ્મરણ કરવુ, સ્મૃતિ લાવવી, પૂર્વની સ્થિતિને યાદ કરવી તે છે.

મનની ત્રીજી સ્થિતિ ચિતા નામની છે આ બે સ્થિતિથી જુદી એટલે મનની આ બે સ્થિતિ ઊંચી પ્રકારની છે તેનાથી આ ત્રીજી નીચા પ્રકારની છે કોઈ પણ પદાર્થની ચિતા કરવી એટલે અનેક વિચારાતરોમા ચાલ્યા જવુ જીવાજીવાદિ અનેક પદાર્થોના વિચાર કરવા તે ત્રીજી '**પદાર્થચિંતા**' નામની મનની સ્થિતિ છે આગમમા કહ્યુ છે કે—

જે સ્થિર અધ્યવસાય છે તેને ધ્યાન કહે છે, જે ચપલ અધ્યવસાય છે તેને ચિત્ત કહે છે તે ચપલ અધ્યવસાયને ભાવના, અનુપ્રેક્ષા અને ચિંતા કહે છે

રાગ અને દ્વેષ મૂકીને સમતાવાન મુનિ જે જે વસ્તુનુ ચિંતન કરે-ધ્યાન કરે તે તે ધ્યાન સારુ માનેલુ છે રૌદ્ર આદિ ધ્યાન ખરાબ માનેલા છે શાસ્ત્રમા કહ્યુ છે કે—

યોગી ગમે તેનુ પણ ચિંતવન કરતા જો વીતરાગ થાય તો તેને જ ધ્યાન માનેલુ છે, તેને જ ધ્યાન કહેવુ એ સિવાય બીજા ગ્રથના વિસ્તાર સમજવા મતલબ કે-જે ધ્યાન કરવાથી, જેનુ ચિંતવન કરવાથી વીતરાગ થવાય-રાગ દ્વેષ રહિત સ્થિતિ પમાય તે જ ધ્યાન છે એ સિવાય બીજા પોથા તે ખાલી થોથા સમજવા

આ ધર્મધ્યાનામૃતનુ પાન કરવા પહેલા અજ્ઞાનને દૂર કરજે, જડ-ચૈતન્યનુ વિવેકજ્ઞાન પહેલુ કરજે તે સિવાય તારો ત્યાગ નિષ્ફળ થશે એટલું જ નહિ પણ તે ત્યાગ ઊલટો સસાર પરિભ્રમણનુ કારણ થશે આત્મા એ જ પ્રાધાન્ય સમજજે, તેને માટે જ તારી સર્વ પ્રવૃત્તિ હોવી જોઇએ

નિર્દોષ થજે રાગદ્વેષાદિ દોષો, મલિન વિચારો તેનો ત્યાગ કરી સ્થિર થજે અસ્થિર અતઃકરણને ધર્મધ્યાનમા સ્થિર કરજે ચાલુ સાધ્ય સિવાય અતઃકરણને બીજા કામમા વાપરીશ નહિ, જવા દઇશ નહિ, તો જ ધર્મ ધ્યાનરૂપ અમૃતરસનુ પાન થશે, તો જ અજરામરપદ પ્રાપ્ત થશે તે સિવાય ઊંચી સ્થિતિએ પહોચવાની આશા સરખી પણ ન રાખીશ

(ધ્યાનદીપિકામાથી ઉદ્ધૃત)

## ધર્મ-કૌશલ્ય. (૧૫)

### Thinking-Acting-વિચારીને કરો.

#### વિચારવું અને પછી કરવું-એ મુશ્કેલ છતાં હિતકારક છે.

નં. ૧૪ ઘણા માણસોની પદ્ધતિ એવી હોય છે કે મગજમાં ધુમ્કો કે બુટ્ટો આવ્યો કે તુરત તે પ્રમાણે બોલી નાખે કે કરી નાખે તેઓ જાણતા નથી કે 'હોઠ બહાર તે કોટ બહાર.' બોલેલાં બોલ કે કરી નાખેલા કામ હાથ કે મુખમાંથી છૂટી ગયા પછી તેના ઉપર આપણો કાબૂ રહેતો નથી અને પછી તો તળાવકાંઠે ઊભા રહી પાણીમા પથ્થર નાખ્યો, તો તેના જેટલાં કુંડાળા થાય તે કાંઠે ઊભા ઊભા જોયાં જ કરવા પડે છે. બીજી પળે મનમાં વિચાર આવે કે પથ્થર ન ફેંક્યો હોત કે વચનબાણ ન માર્યું હોત તો વધારે સારુ હતુ, પણ પછી તો હાથ છૂટી કે મ્હોં છૂટી બલા થઇ જાય છે અને બોલી કે કાર્યના સારા માઠા તાત્કાલીન કે દીર્ઘકાલીન સર્વ પરિણામો ભોગવે જ છૂટકો થાય છે

ચાલુ પ્રવાહમા પડેલા દુન્યવી માણસો તો ઘણાખરા આ રીતે 'તડ ને ફડ'નો હિસાબ રાખે છે, પાછળથી ધક્કો લાગે એટલે એમની ગાડી ચાલે છે અને ચાલ્યા પછી અટકતી નથી પણ જેઓને લાંબો હિસાબ લેવો દેવો છે, જે પ્રત્યેક વિચાર, વચન અને ક્રિયાની દીર્ઘકાળ સુધી ચાલતી અસર સમજનાર છે, જે પ્રત્યેક કાર્યના જવાબ આપવા પડશે એમ જાણે-છે, તેના પ્રત્યેક વિચાર, વચન અને કાર્યની પાછળ લાંબી ગણતરી અને ચોક્કસ હિસાબ હોય છે અને એ કાર્યની સામાજિક અને વૈયક્તિક અસરનાં આંકડા મૂકી પ્રવૃત્તિ કરે છે અને કામ હાથ ધરતા પહેલા સાત ગરણે ગળીને ચોખવટ કરવાની પોતાની ફરજ સમજે છે

આવેશમાં આવીને કોઇ કામ કરી નાખવુ કે મુખથી બોલી નાખવું એ સહેલી વાત છે, અને દુનિયાનાં ઘણાખરા કામો એ જ ધોરણે થાય છે પણ માણસ બોલે છે કે, લખે છે કે વિચારે છે ત્યારે એને ખ્યાલ રહેતો નથી કે એના પ્રત્યેક કાર્ય, વચન કે વિચારની એની ઉપર સારીમાઠી સાધારણ કે સ્થાયી અસર થયા વગર રહેતી નથી આવા પ્રકારનો વિચાર કરીને તે કાર્ય, વચન કે વિચારની શી અસર થશે તેની ગણતરી ગણીને જે મૌખિક, વાચિક કે કાયિક પ્રવૃત્તિ કરે છે તે સાચો ધર્મપ્રિય માણસ મનાય છે, તેને પોતાની જવાબદારીનો પૂરો ખ્યાલ હોય છે અને તે જાણતો હોય છે કે વચન, વિચાર કે કાર્ય પોતાનાં વિકાસ ઉપર ચોક્કસ અસર જરૂર મૂકી જાય છે. એને મન નાનકડુ વાક્ય પણ શિરસાટેની વાત હોય છે અને વ્યવહારમા નજીવુ લાગતુ કામ પણ એના ધ્યાનમા બરાબર હોય છે એ ગોટા વાળવામાં માને નહિ, એ કોઇ વાતને કે ઉચ્ચારને નિરર્થક ગણે નહિ અને એ પ્રત્યેક વિચારને યોગ્ય માવજત અને મૂલ્ય આપે

આટલી ચોખ્ખતીઆ વૃત્તિ રાખવી અને પોતાના વાણી, વિચાર કે વર્તન ઉપર સયમ રાખવો એ મુશ્કેલ કામ છે પણ જે આ પ્રકારનો સયમ રાખે છે તે વિકાસ સાધી શકે છે, આગળ ધપે જાય છે અને જીવનની સફળતા કરે છે. ઉડાઉ માણસો મળેલી તકને ગુમાવે છે, આમ યથેચ્છ અનુકૂળતાને વેડફી નાખે છે અને વસ્તુતા કે વિચાર, વર્તનના મૂલ્યની ગેરહાજરીમાં મહામૂલ્યવતી તકોને જતી કરે છે. સાચો ધર્મપ્રિય પ્રાણી વર્તનના પ્રત્યેક અંગને મૂલવે છે અને મૂલવીને તેમાથી સારતત્ત્વ સમજે છે, જમાવે છે અને મેળવેલ પૂજીમા વધારો કરે છે.

---

No 14 It is difficult to think and then to act but it pays to do so
Thoughts of the Great.

## ( ૬૬ )

## Blame-ઠપકો

### યોગ્ય ઠપકો વહોરી-સ્વીકારી લેવો-મુશ્કેલ છતાં હિતકારક છે

ન ૧૫ માણસ ગમે તેટલો સાવધાન હોય તો પણ તે ઠપકાને પાત્ર અવશ્ય થાય છે, કારણ કે મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે અને ભૂલને અંગે ઓછેવત્તે અંશે એ ઠપકાને પાત્ર જરૂર થાય પણ હકીકત એવી બને છે કે મનુષ્ય પોતાની ભૂલ અને પોતાનો વાસો જોઇ શકતો નથી અને પરિણામે ભૂલનો સ્વીકાર કરવાની કે ઠપકો સહન કરી સાંભળી લેવાની વૃત્તિ બહુ ભાગ્યેજ થાય છે, ત્યારે પોતાની ભૂલ ઉડાવવાની, ઠપકો બીજાને શિરે ઢોળી દેવાની અને પોતે જાણે નિર્દોષ નિખાલસ અને માત્ર ટીકાકાર દશા હોય એવો દેખાવ કરવાને એ લલચાઈ જાય છે, અને ઘણીવાર તો પોતે ચાહન ગુન્હો કર્યો હોય અથવા પોતાની ભૂલ જાણતાં અજાણતાં થઇ ગઇ હોય તો પણ તેનો બચાવ કરવાની વૃત્તિ તેનામાં થઇ આવે છે ઘણાખરા માણસો પોતાની ભૂલ બીજા ઉપર ઢોળી નાખવામાં ગર્વ લેનારા હોય છે પોતાનો દોષ જાણવા છતાં તેનો નનૈયો વાસનાર બની ગયેના હોય છે અને કોઇ ઠપકો આપે તો તેમાં પોતાનું અપમાન માનનારા હોય છે છેવટે કાઇ ન ફાવે તો સામા ઉપર ઢોળનારા તેમ ન બને તો બ્હાના કાઢનારા અને અંતે કાંઈ નહિ તો વસ્તુમાં કે પાડોશીમાં કે નજીકનામાં સાચી ખોટી વાતનો સૂચનાનો કે આડે ઊતરવાનો આરોપ કરનારા હોય છે

બાકી કોઇપણ કાર્યની પોતાની સાચી જવાબદારી સ્વીકારવામાં તો ઘણી સરળતા, દીર્ઘ વિચારણા અને મનોમંથનની જરૂરિઆત રહે છે એ સર્વ સહેલા શબ્દો હોવા છતાં ગુણ તરીકે વ્યવહારમાં બહુ મોંઘેરા સદ્‌ગુણો હોઇને ખૂબ મનોમંથન અને આત્મપ્રતિભાસ માગે તેવી વાત છે

માણસ પોતાના તાનમાં મસ્ત હોય છે એનામાં વિશેષ વિચારણા ન હોય તોયે સાચી કે ખોટી બાબતમાં જવાબદારી સ્વીકારવા તૈયાર હોતો નથી એણે ભૂલ કરી હોય કે એની સ્ખલના થઇ ગઇ હોય, તો પણ એ પોતાનો બચાવ કરવાના છીંડા શોધશે, એ વસ્તુની, સામાની, સંયોગોની ભૂલ બતાવવા લલચાઈ જશે, પણ સરળતાથી સાચી ભૂલ વખતે પણ ઠપકો સાંભળવા તૈયાર નહિ હોય એના હાથમાંથી કામ કે વસ્તુ પડી જાય કે એ ઊંઘતો પકડાઈ જાય તો પણ એ પોતાનો ગુન્હો સ્વીકારવાની સરળતા ભાગ્યેજ દાખવશે

એનું કારણ માન નામનો મનોવિકાર છે માણસ પોતાને પોતાના વર્તુલમાં નાનો બનવાની કે કહેવાવાની વાત પસંદ કરતો નથી એના દિલમાં ઠપકાનો સ્વીકાર કરવો એ એક જાતની માનહાનિ લાગે છે એટલા માટે યોગ્ય બાબતમાં સાચા ઠપકાનો સ્વીકાર કરવો આકરો પડે છે એ વસ્તુનો, પાત્રનો, પડખે અડખેના સંયોગોનો વાંક કાઢશે, એ ગુન્હાને કે ભૂલને બીજા પર ઢોળી દેવા વલખાં મારશે, પણ સાચી બાબતની જવાબદારી સ્વીકારી લેવાની સરળતા ભાગ્યેજ બતાવશે એટલા માટે યોગ્ય બાબતમાં ઠપકો ખમી ખાવાની બાબત મુશ્કેલ તો જરૂર છે, પણ તે સ્વીકારવાની આવડત જેનામાં આવી જાય છે તે અંતે સંયમી જીવન જેવી સરળતાનો દાખલો બેસાડે છે અને એવી સરળ વૃત્તિ અંતે એના આત્મવિકાસમાં ખૂબ મદદ કરે છે અને આવી રીતે ઠપકાનો સ્વીકાર કરવામાં નાનપ માનવાનું કારણ નથી સરળતાથી પ્રાણીની પ્રગતિ ખરેખરી થાય છે અને ધર્મ-રત્નને મૂલવનાર વગર આયાસે એને આદર્શ સાચી ગુણવત્તા બતાવે છે મૌક્તિક

No 15 It is hard to shoulder deserved blame but it always pays

Thoughts of the Great

# "સ્યાદ્વાદમંજરી"

લેખકઃ—વ્યા. કા. તીર્થ મુનિ પૂર્ણાનન્દવિજય (કુમારશ્રમણ)

(ગતાંક પૃષ્ઠ ૧૬૮ થી ચાલુ.)

હવે યથાર્થ ન્યાય માર્ગના વિચાર માટે બીજાઓએ (અન્ય મતાવલંબીઓએ) માનેલા તત્ત્વોનું પ્રામાણ્ય ખંડન કરતા કલિકાળસર્વજ્ઞ પ્રભુ હેમચન્દ્રાચાર્ય, આદિમાં છ કાવ્યથી વૈશેષિકે માનેલા તત્ત્વોને દૂષિત કરવાની ઇચ્છાથી પ્રથમ સામાન્ય વિશેષ તત્ત્વનું ખંડન કરે છે.

જૈનદર્શન સામાન્ય વિશેષ તત્ત્વને કેવી રીતે માને છે, એ જાણવા અગાઉ આપણે વૈશેષિક લોકોએ માનેલ સામાન્ય વિશેષ તત્ત્વ તરફ સ્થૂલરીત્યા દૃષ્ટિપાત કરવો જોઇએ તે આ પ્રમાણે-અત્યન્ત ભિન્ન ભિન્ન પદાર્થોમા એક જ શબ્દથી એકાકાર પ્રતીતિને સામાન્ય કહે છે, જેમ કે સોના, ચાંદી, પીતલ, માટી વિગેરે ધાતુઓથી બનેલા ઘડાને આ ઘડો છે, આ ઘડો છે એમ જે કહેવાય છે તે સામાન્ય છે. અને તે સામાન્ય એક સ્વતંત્ર પદાર્થ છે, વળી ઘડો જેમ કપડાથી સર્વથા જુદો છે તેમ પદાર્થથી તે સામાન્ય સર્વથા જુદો છે, પરન્તુ સમવાય સંબંધને લઇને આ સામાન્ય પદાર્થમાં રહે છે, કારણ કે ધર્મ અને ધર્મી સર્વથા જુદા છે.

એવી રીતે આ ઘડો સોનાનો છે, આ પીતળનો છે, આ માટીનો છે, એમ જે કથન કરાય છે તે વિશેષને આભારી છે. વિશેષ પણ સામાન્યની માફક પદાર્થથી સર્વથા ભિન્ન છે. વળી તે સામાન્ય અને વિશેષ પરસ્પર નિરપેક્ષ છે, જેમ કે એકને ઘરે આવેલા બે અતિથિઓ સર્વથા જુદા છે તેમ સામાન્ય અને વિશેષ સર્વથા જુદા છે. સામાન્ય વગર વિશેષ અને વિશેષ વગર સામાન્ય એક પદાર્થમાં રહી શકે છે.

આ પ્રમાણે વૈશેષિકોનું સામાન્ય અને વિશેષ સબંધીનું મન્તવ્ય સંક્ષેપથી જાણી લીધા પછી, હેમચન્દ્રાચાર્ય જૈનદર્શન પ્રમાણે સામાન્ય વિશેષ સંબંધીનું મન્તવ્ય પ્રકટ કરે છે તે આ પ્રમાણે—

> स्वतोऽनुवृत्तिव्यतिवृत्तिभाजो,
> भावा न भावान्तरनेयरूपाः ।
> परात्मतत्त्वादतथात्मतत्त्वात्,
> द्वयं वदन्तोऽकुशलाः स्खलन्ति ॥

શ્લોકાર્થ—દરેક પદાર્થ સ્વતઃ અનુવૃત્તિ અને વ્યાવૃત્તિથી યુક્ત હોય છે, તેમની પ્રતીતિ માટે પદાર્થાન્તરની કલ્પના નિરર્થક છે. જે અકુશળ વાદી પદાર્થથી પર માટે જ અસત્યભૂત સામાન્યવિશેષને માને છે, તેઓ ન્યાયમાર્ગથી ભ્રષ્ટ થાય છે.

વિવેચન—ભાવ એટલે ભૂતકાળ, ભવિષ્યકાળ અને વર્તમાનકાળમાં થનારો પદાર્થમાત્ર સ્વતઃ એટલે સ્વયમેવ-પોતાની મેળે અનુવૃત્તિ-(સામાન્ય)ને બતાવવાવાળો થાય છે. એક જ શબ્દથી એકાકારનું જ્ઞાન થવું સામાન્ય કહેવાય છે. જેમકે આ એ ઘડો, આ એ ઘડો, આ એ ઘડો, આ એ મનુષ્ય, આ એ મનુષ્ય, આ એ

મનુષ્ય, આ એ રાજા, આ એ રાજા, આ એ રાજા વિગેરે. તેવી જ રીતે પદાર્થ—માત્ર સ્વયમેવ વ્યતિવૃત્તિ( વિશેષ )ને કહે છે પોતાની જાતવાળા અને જાત વગરના પદાર્થોથી જુદાં થવું વિશેષ કહેવાય છે, જેમકે આ **કાળો ઘડો છે.** અહિં કાળો વિશેષણ ઘડાને પોતાની જાતવાળા ધોળા, પીળા ઘડાથી જુદો કરે છે, અને કપડા વિગેરે વિજાતીય પદાર્થથી પણ; માટે દરેક પદાર્થ સામાન્ય વિશેષાત્મક છે.

આ જ વાતને બીજા પ્રકારે આમ જાણવી. બીજાઓએ માનેલા દ્રવ્ય, ગુણ, કર્મ અને સમવાય નામના પદાર્થોથી ભિન્ન સામાન્ય—વિશેષદ્વારા પદાર્થમાં સ્વાભાવિકરીત્યા રહેલી એકાકાર પ્રતીતિ અને વ્યાવૃત્તિ(વિશેષ) ન થઇ શકે, કારણ કે દરેક પદાર્થનો એજ સ્વભાવ છે કે તે પોતાની મેળે અનુવૃત્તિ ( સામાન્ય ) વ્યતિવૃત્તિ( વિશેષ )નું જ્ઞાન કરાવે છે એક ઉદાહરણ તપાસીએ. બાળકની સાથે ઘડો પડ્યો છે, તે ઘડો પહોળી ગરદનવાળો છે, મોટા પેટવાળો છે. આ પ્રમાણે તે ઘડો બાળકને પોતાનું જ્ઞાન કરાવતો પોતાની જાતવાળા, પોતાના આકાર જેવા, સંસારમા રહેલા બધા ઘડાઓનુ જ્ઞાન પોતાના નામથી જ કરાવી દે છે, અને તે પોતે પોતાની મેળે, સામાન્યરૂપ બની જાય છે. આ પ્રમાણે તે જ ઘડો બીજા સજાતીય અને વિજાતીય ઘડાઓથી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને લઇને પોતાને પોતાની મેળે જુદો કરી દે છે, જેમકે દ્રવ્યથી આ ઘડો માટીનો છે, સોનાનો નથી. ક્ષેત્રથી શિવપુરીનો છે, ભાવનગરનો નથી. કાળથી પોષ માસનો છે ,જ્યેષ્ઠ માસનો નથી ભાવથી લાલ છે, કાળો નથી માટે તે જ ઘડો વિશેષ બની જાય છે. સારાંશ એ નીકળ્યો કે—જૈનદર્શનમાં દરેક પદાર્થ સામાન્ય વિશેષાત્મક છે, એ વાત સિદ્ધ થાય છે.

બીજાં ઉદાહરણો લઇએ—એક માણસ જૈન છે, તેમાં મનુષ્યત્વ સામાન્ય ધર્મ છે અને જૈનત્વ વિશેષ ધર્મ છે. એક રાજા છે. આમાં રાજત્વ સામાન્ય ધર્મ છે, અને એ ભાવનગરનો રાજા છે એમ કહેવાથી ભાવનગર એ રાજાની વિશેષતા બતાવી દે છે. તેવી જ રીતે આ ગાંધી ટોપી છે, આ વાકયમાં રહેલ ટોપીમાં ટોપીપણું સામાન્ય ધર્મ છે અને ગાંધી શબ્દ તેમાં વિશેષતા લાવી આપે છે. વિગેરે વસ્તુ માત્ર આ જ પદ્ધતિથી સામાન્ય વિશેષાત્મક જાણી લેવી

વસ્તુમાં સામાન્ય અને વિશેષ નામનાં બે પદાર્થો પદાર્થથી સર્વથા ભિન્ન છે, અને ભિન્ન રહીને પણ તે વસ્તુના સામાન્ય અને વિશેષ ધર્મનું જ્ઞાન કરાવે છે, એ વાત તર્કથી પણ વિરુદ્ધ છે, કારણ કે વસ્તુ જ્યારે પોતાના સ્વરૂપથી જ સામાન્ય અને વિશેષ ધર્મનું જ્ઞાન કરાવી દેવા સમર્થ છે તો પછી, સામાન્ય વિશેષને પદાર્થથી સર્વથા ભિન્ન માનવા અનુચિત નથી શું ?

બીજી વાત એ છે કે—ધર્મ ધર્મીને છોડીને રહી શકતો નથી, ઘટત્વને છોડીને ઘટ રહી શકતો નથી, તેમજ ઘટને છોડીને ઘટત્વ રહેતું નથી અર્થાત્ જ્યાં ઘટ છે ત્યાં જ ઘટત્વ છે, અને જ્યાં ઘટત્વ છે ત્યાં જ ઘટ છે. આવી પરિસ્થિતિમાં, અરે વૈશેષિકો ! તમે જો ઘટમાં રહેલું ઘટત્વ અથવા પીતત્વ સર્વથા જુદું છે એમ માનશો તો વિશેષણ અને વિશેષ્ય ભાવ કદી પણ બનશે નહિ, જેમકે હાથી અને ઘોડો, બન્ને સર્વથા ભિન્ન અને નિરપેક્ષ હોવાથી પરસ્પર વિશેષણ અને વિશેષ્ય બની શકતા નથી, તેવી રીતે આ ઘડો લાલ છે એ વાકયમાં ઘડો વિશેષ્ય છે અને લાલ વિશેષણ છે. તમારા મતમાં ધર્મ અને ધર્મી સર્વથા ભિન્ન હોવાથી જેવી રીતે હાથી અને ઘોડો વિશેષણ અને વિશેષ્ય નથી બની શકતા તેવી

# ચારૂશીલા રમણીરત્નો

## બે કુમારિકાઓ

લેખક.—મોહનલાલ દીપચંદ ચોકસી.

### દાદીના સહવાસમાં—

દાદીમા! આમ આંસુ સારીને આંખો પર પડલ આણ્યા! અરે સ્પષ્ટપણે જોવાની શક્તિ ખોઈ બેઠા! તમારી ઈચ્છા શું અંધાપો નોતરવાની છે? રત્નકુક્ષિ જેવું અનુપમ બિરુદ ધરનાર માતાને એ શોભે છે?

આવો, આવો, પૌત્રીઓ! તમોને જોવાથી, તમારી સાથે વાતચીત કરવાથી, મારું મન હળવું થાય છે.

માજી! તમોને દુઃખની કહાણી વર્ણવતા નીરખી, અથવા તો આ રીતે આંખે વારંવાર પાણી નિતારતાં અવલોકી અમોને દુઃખ થાય છે, એથી વધુ આશ્ચર્ય થાય છે અને કેટલીક વિચારણીય બાબતોમાં સલાહ લેવાની જે ભાવના કેટલાક મહિનાઓથી હૃદયમા ઉદ્ભવી છે એ પર ફરજિયાત દાટો મારી મૂંગા મૂંગા અહીંથી પસાર થવું પડે છે.

કુમારિકાઓ! આજે હુ તમોને નિરાશ નહીં કરું. મારી પાસે બેસી જે કંઇ તમારા અંતરમાં ઉદ્ભવ્યું હોય તે વિનાસંકોચે કહી નાખો.

---

જ રીતે લાલ અને ઘડો એ બન્ને સર્વથા ભિન્ન હોવાથી વિશેષણ અને વિશેષ્ય ભાવ કેવી રીતે બની શકશે?

ત્રીજી વાત એ છે કે ઘટમા રહેલા ઘટત્વને જો ઘટથી સર્વથા ભિન્ન માનશો તો એક આપત્તિ તમને વળગી પડશે, તે આ પ્રમાણે-ઘટમાં તો અનન્ત ધર્મો રહે છે, જ્યારે ઘટમા રહેલું ઘટત્વ, ઘટથી જુદુ છે તો પછી ઘટમાં રહેલા અનન્ત ધર્મો પણ ઘટથી જુદા છે એમ માનવું પડશે, તેમ થતાં તમારી જે છ દ્રવ્યની પ્રતિજ્ઞા છે, એ હવામાં ઊડી જશે.

આ પ્રમાણે સામાન્ય અને વિશેષના સ્વરૂપને યથાર્થ નહિ સમજનારા માટે જ અતત્વમાં આગ્રહ રાખનારા તીર્થાન્તરીયો (વૈશેષિકો) ન્યાયમાર્ગથી પડી જાય છે, કારણ કે સામાન્ય વિશેષ પદાર્થથી એકાન્તભિન્ન નથી, અને તે લોકોએ એકાન્તભિન્ન માન્યા છે એટલા માટે તેઓને સભામાં ચૂપ થઇ જવું પડે છે

જૈનદર્શનમાં સામાન્ય વિશેષ પદાર્થોમાં કથંચિત ભિન્નાભિન્ન સબંધથી રહે છે અને પરસ્પર સાપેક્ષ છે, અર્થાત સામાન્યને છોડીને વિશેષ, અને વિશેષને સામાન્ય પદાર્થમાં સ્વતન્ત્ર રહી શકતું નથી. વળી સામાન્ય વિશેષ:ને પદાર્થથી એકાન્ત ભિન્ન માનવામાં એક વસ્તુ-વિષયક અનુવૃત્તિ અને વ્યાવૃત્તિ આમ બે પ્રતીતિ થઇ શકશે નહિ અને એકાન્ત અભિન્ન માનવામાં કા તો પદાર્થની સત્તા રહેશે અને કા તો સામાન્ય વિશેષની, તેમ થતાં સામાન્ય વિશેષનો વ્યવહાર અદૃશ્ય થઇ જશે, માટે પ્રમાણથી વસ્તુ સામાન્ય વિશેષાત્મક છે, અને વૈશેષિકો ભિન્ન પ્રકારે માને છે, માટે તેઓ હાસ્યને પાત્ર છે ઇતિશમ્।

ના, દાદીમા, એમ કહી નાખી અમારો સ્વાર્થ સાધી લેવાની અમારી ઉભયની લેશમાત્ર ઇચ્છા નથી અમોએ પાકો નિશ્ચય કરીને જ આજે તમારા કમરામા પગલા પાડ્યા છે સૌ પ્રથમ તમારા સુખે જ તમારી વર્તમાન કાર્યવાહી પરથી પડદો ઉચકાવવો છે, આખો પરના આસુ સુકાવી નાખવા છે અને પછી જ અમારા મનમા જન્મેલી શકાના સમાધાનમા આગળ વધવુ છે દાદીમાનો જવાબ સાભળતા પૂર્વે આસપાસના અકોડા મેળવી લઇએ કે જેથી વાર્તાપ્રવહમા આગળ વધતા જરાપણુ મુશ્કેલી રહેવા ન પામે

અયોધ્યા નગરીમા ભરત મહારાજના રાજ્યકાળે, દેવનિર્મિત રમણીય રાજભવનના એક કમરામા આપણે પહોચવાનું છે. જે સમયની આ વાત છે એ વેળા નાભિરાજાના પુત્ર ઋષભદેવ ભાગવતી દીક્ષા સ્વયમેવ સ્વીકારી પૃથ્વીતલ પર જુદા જુદા પ્રદેશમા વિચરી રહ્યા હતા પરિષહો અને ઉપસર્ગોને સમભાવે સહન કરતા, કર્મ નિર્જરા અર્થે તપ તપતા, એક માત્ર કૈવલ્યની પ્રાપ્તિ અર્થે પોતાનો સર્વ સમય રોકી રહ્યા હતા દાદીમા તે સાધુ જીવનમા સૌપ્રથમ પગલા માડનાર શ્રી ઋષભદેવની માતાજી, નામ મરુદેવા અને પૌત્રીઓ તે પ્રથમ મુનિ થનાર ઋષભદેવની દીકરીઓ બ્રાહ્મી અને સુદરી યુગલિક કાળનો અસ્ત નાભિ કુલકરથી થયો એમ કહેવામા અતિશયોક્તિ ન લેખાય અકસ્માતથી યુગલિક જોડકાના પુરુષનો દેહાત થતા સ્ત્રીનો યોગ્યવયે શ્રી ઋષભ સાથે વિવાહ એ નૂતન યુગના મગળાચરણ

એ પછી રાજવી તરીકે શ્રી ઋષભે ભજવેલ ભાગ, એમા અસિ, મસી અને કૃષિ અથવા તો કટાર, કલમ અને હળના વિવિધ પ્રયોગો, શિલ્પ કળાના જ્ઞાન, આહારવિહારના નિયમ-આદિ ઘણી ઘણી વાતો પ્રથમ તીર્થપતિએ પોતાના અનુભવ જ્ઞાને જનતાને શીખવી ભોળા-ભલા યુગલિકોને વહેવારુ માનવો બનાવ્યા કાળ બળના પરિવર્તનનો ખ્યાલ આપ્યો સસારી જીવનદ્વારા લગ્ન વ્યવહારના બોધપાઠ આપ્યા આમ લીલી વાડીના વિસ્તાર પછી માનવ જીવનના મુખ્ય ધ્યેયને પાર પાડવા, જેમ સાપ કાચળી ત્યજી દે છે તેમ આ સર્વ વૈભવવિલાસને છોડી દઇ એ ચાલી નીકળ્યા-ધ્યેયપ્રાપ્તિમા લીન બન્યા.

દાદીમા! બ્રાહ્મીએ વાતનો આરભ કરતા કહ્યુ-તમો તો પ્રથમ તીર્થંકર થનાર અમારા પિતાના માતુશ્રી. તમોને એ અગે ચૌદ મહા સ્વપ્નો જોવાનો પ્રસગ પણ પ્રાપ્ત થયેલો એના ફળાદેશથી તમો શુ એ નહોતા જાણતા કે તમારો બાલુડો કાયમને માટે તમારી આખ હેઠળ નહીં રહે! તીર્થંકર થવુ એ જો ચોક્કસ વાત હતી તો એ અગે ઉપસર્ગો ને કષ્ટો સહન કરવાના એ પણ ચોક્કસ હતુ જ આવી સાદી ને સીધી વાત તમારા સરખા દક્ષ માતા ન સમજે એ શુ સભવિત છે?

સુદરી: માજી! તમો તો અમારે સલાહ લેવા યોગ્ય છો બ્રાહ્મીએ જે કહ્યુ એ સર્વ સમજ્યા છતા તમારા સરખા રમણીરત્ને આસુ પાડવાના હોય ખરા? ભગવતની માતાનુ બિરુદ ધરનાર નારીનુ હૃદય આ પ્રકારે નબળુ કેમ હોઇ શકે? અમારા સરખી ઊગતી બાળિકાઓને તમારુ આશ્વાસન હોય કે આવી નબળાઇનો વારસો જે પુત્ર જાણીબૂજીને સ્નેહીઓના બધનો છોડી જાય છે અને રાજમહેલના સુખોને લાત મારે છે અને કોઇ અનોખી સિદ્ધિ અર્થે અરણ્ય કે ગિરિકદરામા ભ્રમણ કરે છે એ પુત્રનુ કાર્ય ગૌરવનો વિષય કે શોકનો? તમોને પુત્ર યાદ આવતો હશે તો

અમોને પિતાની છાયા જવાથી દુઃખ નહીં લાગતું હોય ? પણ જે જ્ઞાન તમારા એ સંતાને જગતને આપ્યું છે અને સ્વજીવનમાં જીવી દેખાડયું છે એનો વિચાર કરીએ તો ઇક્ષ્વાકુ વંશની ઉજ્વલતા એથી વધી છે આંસુ સારવાનું કંઇ જ કારણ નથી. એથી તો હર્ષની વૃદ્ધિ થવી જોઇએ

પુત્રીઓ ! તમોએ મારા રુદન માટે કરેલું અનુમાન બરાબર નથી. મારો દીકરો તીર્થંકર થનાર છે એ વાત હું એના જન્મકાળે જાણતી જ હતી. એણે દીક્ષા લીધી તેનું મને દુઃખ નથી મારા દુઃખનું કારણ તો એના સંબંધી આપણુ સર્વની, અને ખાસ કરી વડીલ પુત્ર ભરતની ઉપેક્ષા છે. એ તો આપણુ સર્વને આ પ્રકારની રિદ્ધિ-સિદ્ધિ સોંપી પોતાના ધ્યેય અર્થે ચાલી નીકળ્યો આવી પડતા દુઃખો સહન કરવામાં એણે ફરજ માની, એ સારુ દૂર દૂર ભ્રમણ કરવામાં ધર્મ લેખ્યો

પણ આવા વહાલસોયા પિતા પ્રત્યે દીકરાનો કંઇ જ ધર્મ નથી ? અરણ્યવાસી એ આત્મા શું ખાય છે ? શું પીએ છે ? ક્યાં રહે છે અને કેવી રીતે ટાઢ-તાપના કષ્ટો વેઠે છે એના ખબર વારંવાર મેળવવા અને મારા સરખી માતાને જણાવવાની ફરજ એની ગાદીએ આવનાર ભરતની ખરી કે નહીં ? જેણે દેવ નિર્મિત નગરીમાં અને વિવિધ પ્રકારના વૈભવમાં જીવનનો અતિ મોટો સમય વ્યતીત કર્યો છે એ આત્મા વનવાસના કપરા કષ્ટો કેવી રીતે સહન કરતો હશે એ શું આપણા જેવા સંસારીઓએ જોવું સરખું પણ નહીં ? રાજ્યના કામો તો રોજના છે. મારો એ દીકરો હતો તો આ સાહ્યબી મળી એ ભલે પોતાના ધ્યેય અર્થે ચાલી નીકળ્યો, એથી માતાના હૃદયમાંનું એનુ સ્થાન ચલિત ન થઇ શકે એ ત્યાગ ભલે કેળવે પણ હું તો રહી એની જનેતા. વળી રાગ વચ્ચે બેઠી છું મારાથી એનો સ્નેહ વીસાર્યો જાય તેમ નથી. મારો એ તનુજ શું કરે છે ? ક્યાં ફરે છે ? એના સમાચાર મને મળતા રહેતા હોય તો મારે આંસુ સારવાનું ન જ હોય. એના ગયા પછી એકાદ વાર એ જ્યાં હોય ત્યાં જવાનું બન્યું હોય તો પણ આટલું દુઃખ ન લાગે ! આ તો ભરત આદિ સૌ સૌના સ્વાર્થમાં મચ્યા રહે, ત્યાં ત્રિભુવનમાં પણ જેની જોડ ન જડે એવા કુળદીપકનું સ્મરણ આ ઘરડી માને થાય, આંસુઓ આવે, અને સમજ હોવા છતાં વલોપાત પણ થઇ જાય દીકરીઓ ! એ તો અનુભવનો વિષય છે માતા બન્યા વિના એ હૃદયની પિછાન શક્ય નથી

હા, આજે તમોને ચોખ્ખું જણાવી દઉં કે મારા એ પુત્રે દીક્ષા લીધી તે માટે હું આંસુ સારતી નથી એમાં તો હું મારું અહોભાગ્ય માનું છું બાકી રાજ્યાસન પર ચઢી બેસનાર ભરત જ્યાં લગી મને મારા પુત્રના દર્શન નહીં કરાવે ત્યાં લગી સ્નેહની સરિતા ભુંસાવાની નહીં જ.

બ્રાહ્મી દાદીમા, અત્યાર પર્યંત અમો સર્વ ભ્રમમાં પડ્યા હતા અમે માનતા હતા કે માજીને પુત્રના વિરહનું દુઃખ અતિશય લાગ્યું છે, અરે એની પ્રવ્રજ્યા શોકનું કારણ બની છે પણ આજે એ પડદો ચિરાયો છે માતાના હૃદયમાં પુત્ર અંગે સહજ ચિંતા ઉદ્ભવે જ તેથી તો કવિને ગાવું પડ્યું છે કે—

' જનનીની જોડ સખિ નહીં મળે રે ' અને નીતિકારો તો ભાર મૂકી વદે છે કે—' માતાના ઉપકારનો બદલો પુત્ર પોતાની અતિ ઘણી સેવાથી પણ વાળી શકતો નથી '

સુન્દરી. માજી, વડીલ ભ્રાતાને કાને તમારી

બાળાઓ ! તમારો પ્રશ્ન તો જરૂર અદ્ભુત છે મારા ઋષભે એકને અઢાર લિપિમા દક્ષ બનાવી અને બીજીને ચોસઠ કળામા નિપુણ કરી એ સાથે જ દીર્ઘદર્શીતા સૂચવે છે

સરસ્વતી કુમારિકા જ કહેવાય છે અને કળા પણ બ્રહ્મચારિણી તરીકે વિખ્યાત છે એ ઉભયથી જેમના અંગો સપૂર્ણપણે ખીલી ઊઠ્યા છે એવી ઓ પૌત્રીઓ ! તમોએ જે કઇ સાભળ્યુ છે એ વહેવાર પૂરતુ છે, બાકી પૂર્ણ સત્ય નથી.

નર કે નારી, ઉભયમા આત્મિક નજરે કઈ જ ભેદ નથી આત્મા અનતશક્તિનો સ્વામી છે ફકત એનું એને સાચુ ભાન થવુ ઘટે શક્તિના પ્રદર્શન ટાણે કિવા વિકાસ કાળે સ્ત્રી–પુરુષરૂપ દેહના ભેદ આડે આવી શકતા નથી નારીજાતિ કુંવારી રહી શકે છે એટલુ જ નહીં પણ નરની માફક જગતમા સૌ કોઇ પુરુષાર્થ દાખવી શકે છે

માનવ ભવ સફળ કરવાના જે જે માર્ગો જ્ઞાની પુરુષોએ દાખવ્યા છે તે સર્વમા પુરુષ માફક સ્ત્રી પણ ભાગ ભજવી શકે છે •

( ચાલુ )

અભિલાષાનો સદેશ પહોચાડવાનુ મારા શિરે સંતના વિહારસ્થળની તાકીદે ભાળ મગાવી પહેલામા પહેલી તકે ત્યા આપણુ સર્વને જેમ બને તેમ જલ્દી પહોચવાનુ એ પણ ચોક્કસ

બ્રાહ્મી ! તારી ચિરકાળ સચિત વાત કઇ છે, તે ઝટ બોલી નાખ

માજી ! અમારા ઉભયના હૃદયમા આજ કેટલાક સમયથી એ સવાલ રમી રહ્યો છે કે નારીજાતિએ ઇચ્છા ન હોય તો પણ સસાર મા પડવુ જ જોઇએ ? ફરજિયાત લગ્ન કરવા જ જોઇએ ?

દાખલો આપતા કહેવાય છે કે એકલી પડેલી સુનદાને યૌવન પ્રાપ્ત થતા દાદાજીએ તેના લગ્ન કરી દીધા ને ઓછી જ તેને કુમારી અવસ્થામા રખાઈ !

કોઇક તો વળી કહે છે કે–નર કુવારો રહ્યો સાભળ્યો છે પણ નારી કુવારી સાભળી નથી.

એકાદ પડિત તો એટલે સુધી વદે છે કે–સ્ત્રીનો અવતાર જ એવો છે, એને પુરુષના શરણ વિના ચાલી શકતુ જ નથી બાલ્યકાળમા પિતાનુ, યૌવન વેળા પતિનુ અને વૃદ્ધાવસ્થામા પુત્રનુ શરણ હોય છે જ કિંવા લેવુ પડે છે !

---

## સદુપદેશ

જગમાહી ઐસે રહો, જ્યો અમ્બુજ સરમાહિ,
રહે નીરકે આસરે પૈ જલ છૂવત નાહિ
દયા નમ્રતા દીનતા છિમા સીલ સંતોષ,
ઈનકુ લૈ સુમિરન કરે નિહચૈ પાવૈ મોખ,
ચરનદાસ યો કહત હૈ સુનિયો સંત સુજાન,
મુક્તિ મૂલ આધીનતા, નરક મૂલ અભિમાન

**ચરનદાસજી**

# એકાન્તનો મહિમા.

અનુ૦ અભ્યાસી, બી. એ.

અનેક વખત એકાન્તદ્વારા માણસ મોટી મોટી સમસ્યાનો ઉકેલ કરી લઈ, મોટા મોટા લાભના સાધનો શોધી કાઢે છે, ખોયેલી શક્તિ અને શાંતિ પ્રાપ્ત કરે છે છતાં પણ એકાંતનો મહિમા જાણતો નથી અને જે મોટા મોટા લાભ સ્વતંત્રતાપૂર્વક એકાંતસેવનથી સિદ્ધ થાય છે તેની ખાતર પરતંત્રતાના પંથે ભટકતો ફરે છે.

બુદ્ધિમત્તા પ્રાપ્ત કરવા માટે, યથાર્થ જ્ઞાન માટે, શક્તિ તથા શાંતિ માટે દ્વારો ખૂલ્યા છે, એ દ્વારોમાં કોઈપણ માણસ એકાંત પંથનો આશ્રય લઈને પ્રવેશ કરી શકે છે અને બુદ્ધિમત્તા, જ્ઞાન, શક્તિ તથા શાંતિથી પોતાના જીવનને સમૃદ્ધ અને સંપન્ન બનાવી શકે છે.

જગતમાં સમયે સમયે માનવ જાતિને પ્રકાશ આપનારા જેટલા મહાપુરુષ થઈ ગયા છે અથવા તો વર્તમાન કાળમાં છે તે સઘળા પ્રાયે કરીને એકાંતનો આશ્રય લઈને ક્રિયાઓના કોલાહલને પાર કરીને આત્માની નીરવતા તથા પ્રશાંત ગંભીરતામાં સ્થિર થઈ શકયા છે અને તેઓએ સર્વોપરિ મહત્તા પ્રાપ્ત કરી છે, એવા જ લોકો ભોગ સુખોના પંથે અધીર બનીને દોડનાર અસ્તવ્યસ્ત ચંચળ મનુષ્યોને માર્ગ-દર્શન કરે છે, એમની જ દ્વારા અધઃપતિત માનવજાતિનું કલ્યાણ થાય છે.

સઘળા માણસો એકાંતસેવી નથી થઈ શકતા; કેમકે સર્વસાધારણ મનુષ્યો એકાન્તનું મહત્વ નથી જાણતા. જેઓ પોતાની ઈન્દ્રિયોને વશ કરવા માટે એકાંતનિવાસ કરે છે, જેઓ પોતાનાં મનને વિષય સ્મરણથી દૂર કરીને ભગવાનના પવિત્ર સ્મરણમાં લગાડીને, વૃત્તિઓને અંતર્મુખી બનાવીને યોગના માર્ગે અગ્રસર થાય છે તેઓ જ એકાંતનો સર્વોત્કૃષ્ટ લાભ પ્રાપ્ત કરે છે.

એકાંતસેવનથી આપણા અંતઃકરણમાં સૌથી ઊંડી રહેલી વસ્તુઓનું અર્થાત્ વાસનાઓનું જ્ઞાન થાય છે. જેવી રીતે વધારે વખત બહાર કામ કરનાર માણસ થાકીને પોતાના ઓરડામાં વિશ્રામ લે છે, ત્યારે પહેલેથી સંગૃહિત વસ્તુઓ ઉપર દૃષ્ટિ પડતાં જ નિર્ણય કરે કે તેમાંથી કયી કયી વસ્તુ સાર્થક છે; શુદ્ધ, સુંદર અને કિંમતી છે; કયી વસ્તુ નિરર્થક, અનાવશ્યક, અસુંદર અને તુચ્છ છે તેવી રીતે સાધક પુરુષ એકાંતમાં જ પોતાની અંદરની સાર્થક કે નિરર્થક, સુંદર કે અસુંદર, હિતપ્રદ કે અહિતપ્રદ વાસનાઓ, ઈચ્છાઓનો નિર્ણય કરે છે અને ત્યાંથી જ અંતઃકરણને શુદ્ધ કરવાની શક્તિ મળે છે તથા શક્તિનો સદુપયોગ કરવાની યોગ્યતા વધે છે.

દિવસના આરંભમાં એકાંતસેવનથી આખા દિવસના સમસ્ત કર્મોનું શુદ્ધ ચિત્ર બનાવી લેવાય છે અને દિવસને અંતે એકાંતસેવનથી દિવસભરમાં કરેલા કર્મોનું ઠીક ઠીક દર્શન થાય છે, એનાથી ભવિષ્યમાં કાર્ય-કુશળતાની વૃદ્ધિ થાય છે. જેવી રીતે બજારમાં ફરનાર માણસ પોતાને ઘરે આવીને એકાંતમાં પોતાનાં કપડાં ઉતારે છે અને પોતાનાં વસ્ત્રહીન શરી-

રની સુંદરતા અસુંદરતાનું દર્શન કરે છે તે રીતે સાધક પુરુષ એકાંતમાં પોતાની ઉપર ચઢી ગયેલા આવરણ ઉતારીને નિરાવરણ સ્વરૂપને જોઇ શકે છે. એકાંતમાં જ જ્યારે ઇન્દ્રિયો મૌન થઈ જાય છે, મન ચૂપ થઇ જાય છે અને બુદ્ધિ સ્થિર થઇ જાય છે ત્યારે આત્માનું દિવ્ય દર્શન થાય છે, તેની દિવ્ય વાણી સંભળાય છે. એકાંત સેવનથી જ ચિત્તવૃત્તિ, શુદ્ધ જ્ઞાન તથા પવિત્ર પ્રેમની અનુગામિની બને છે અને ત્યારે જ સમગ્ર જીવન જ્ઞાનાલોકમાં પ્રેમમય થઇ જાય છે. જ્યારે જ્યારે બાહ્ય આમોદ-પ્રમોદજનિત સુખથી ચંચળતા વધે છે, થાક લાગે છે અને માનસિક નિર્બલતા ઉત્પન્ન થાય છે ત્યારે ત્યારે એકાંતસેવનથી જ તે ક્ષતિની પૂર્તિ થાય છે.

કોઇ નિર્જન સ્થાને પહોંચવા માત્રથી જ સંપૂર્ણ એકાંત થઇ જતો નથી. જ્યારે ઇન્દ્રિય, મન, બુદ્ધિ પણ એકાંતસેવી થાય છે ત્યારે જ સંપૂર્ણ એકાંત સિદ્ધ થાય છે. જ્યારે આપણે આપણા શરીરની દૃષ્ટિએ એકલા હોઇએ છીએ ત્યારે તે શરીરમાત્ર માટે એકાંત થાય છે. તેની સાથે જ્યારે ઇન્દ્રિયો માટે વિવિધ વિષય પંથ બંધ થઇ જાય છે ત્યારે ઇન્દ્રિયોનું એકાંત સિદ્ધ થાય છે. જ્યારે મનની વિષયોન્મુખ વૃત્તિઓને રોકીને યોગપંથમાં ઝુકાવવામાં આવે છે અને સંકલ્પો, વિકલ્પો, ઇચ્છાઓનો સારી રીતે નિરોધ કરવામાં આવે છે ત્યારે મનનું એકાન્ત સેવન સિદ્ધ થાય છે. એવી રીતે બુદ્ધિની આગળ જગત પ્રપંચ અથવા દશ્યમય દ્વૈત દૃષ્ટિ નથી રહેતી ત્યારે બુદ્ધિ એકાંતનિષ્ઠ થઇ જાય છે અને એથી આગળ વધીને જે કાંઇપણ આપણું માનીએ છીએ તેમાંથી આપણે આપણી જાતને કાઢી લઇએ તો 'અહં' એકાંતસેવી થઇ જાય છે. આ વિધિથી જ્યારે શરીર, ઇન્દ્રિયો તેમજ મન, બુદ્ધિ અને 'અહં' સઘળાં એકાંતસેવી થાય છે ત્યારે અચંચલતા, શુદ્ધતા, શક્તિશીલતા, યથાર્થ જ્ઞાન તથા પવિત્ર પ્રેમ અને પરમ શાંતિની સિદ્ધિ સુલભ બને છે.

અનેકતાનો જ્યાંથી આરંભ થાય છે અને અનેકતાનો જ્યાં અંત આવે છે તે જ વાસ્તવિક એકાંત છે. એકાંતથી જ સંસારનો આરંભ અને એકાંતમાં જ સંસારનો અંત છે, એવા એકાંતનો જે માણસ આશ્રય લે છે તેને સંસારાતીત સર્વાધાર સત્યનો પરમ ગાઢ અનુભવ થાય છે.

એકાંતસેવી પુરુષ સાધનાભ્યાસદ્વારા સર્વસંગત્યાગી બનીને સત્યાનંદનો નિત્ય યોગી બને છે. જે મનુષ્ય દુઃખોથી નિવૃત્તિ ચાહે છે, અસત્ પ્રપંચથી મુક્ત બનીને સત્યની ભક્તિ ચાહે છે, અંતઃકરણને શુદ્ધ કરનારી નિષ્કામ સેવા માટે શક્તિ ચાહે છે અને જેનાથી શાંતિ પ્રાપ્ત થાય છે એવી સાંસારિક ભોગસુખોથી વિરક્તિ ચાહે છે તે ક્રમે કરીને હમેશાં કર્તવ્ય કર્મોને પૂર્ણ કરતાં કરતાં સમય જતાં એકાંતમાં સાધનાભ્યાસી બને છે અને અસંગતાદ્વારા દિવ્ય સમૃદ્ધિ પ્રાપ્ત કરે છે.

# માનવજીવન મહાવ્રત છે.

[ શ્રી કિશોરલાલ મશરૂવાળાના ગુરુ સાધુચરિત શ્રી કેદારનાથજી જેઓ તત્ત્વચિંતકો અને વિદ્વાનોમાં 'નાથજી' ના ટૂંકા નામથી સુપરિચિત છે, તેમણે સૌરાષ્ટ્રનાં કેટલાંક સ્થળોમા આપેલા પ્રવચનો સમાજસેવકોએ વિચારવા યોગ્ય હોઇને અહીં આપવામાં આવે છે ]

**ભાવનગરમાં**

જેમ સવાર અને સાંજ થાય છે, જેમ નદીમા પાણીનો પ્રવાહ અસ્ખલિત વહે છે, તેમ માનવીનું જીવન પણ ખાસ ધક્કા માર્યા વિના વહનની માફક ચાલ્યુ જાય છે અને એક દિવસ વ્યક્તિનુ મૃત્યુ આવીને ઊભુ રહે છે, ત્યારે એવી કઇ વસ્તુ પ્રાપ્ત કરવાની છે કે જેથી મૃત્યુને વખતે આપણને આશ્વાસન મળે? દરેક માણસ પોતાના ગત જીવનનુ અવલોકન કરે, તેના પર વિચાર કરે–કોઇના ચાલીસ વર્ષ ગયા હશે–એને એમ લાગશે કે બધા સ્વપ્નવત્ ચાલ્યા ગયા અને ચાલ્યા જશે, આપણાથી રોકાશે નહિ

જીવન એવુ ગાળવુ જોઈએ કે એને અન્તે શોક ન થાય જ્ઞાન, શીલ, ચારિત્ર્ય, સયમ, વિવેક આદિ માનવતાના ગુણો જો પ્રાપ્ત કર્યા હશે તો જીવનના અન્તકાળે દુઃખ નહિ થાય

સુખમા જે માણસ વિવેક અને સયમ જાળવી શકે તે જ્ઞાની એ જ રીતે દુખમા ઉદ્વિગ્ન ન બનતા પોતાનુ કર્તવ્ય શાન્તિ, ધીરજ અને પ્રસન્નતાથી કરે તે પણ જ્ઞાની છે

જીવન સુખ અને દુઃખ બન્નેથી મિશ્રિત છે માત્ર સુખી કે માત્ર દુઃખી જીવન સંભવિત નથી. તેથી વિવેકી માણસ બેઉ સમયમા ચિત્તને સ્થિર રાખી કર્તવ્ય કરે છે

સૌ કોઇ કહે છે કે જીવન સુખને માટે છે. હુ કહુ છું કે હા, છે પણ ખરી વાત એ છે કે સુખ શુ એની જ સમજણુ પડતી નથી

હુ હજુ એ નથી સમજ્યો કે માનવજીવન એક પ્રકારના સુખ માટે છે હું તો માનુ છુ, માનવજીવન કર્તવ્ય માટે છે તે સુખચેનમા વિતાવવાની વસ્તુ નથી માનવજીવન તો મહાવ્રત છે, એ વ્રત જીવનભરનું છે.

બાળક બત્તીને પકડે છે, પણ એક વાર દાઝ્યા પછી નહિ પકડે જે દુખ આપનાર વસ્તુ છે એને ત્યાગવી એનુ નામ વિવેક આવો વિવેક અનુભવથી આવે છે પછી એ વિવેક મુજબ ચાલવાની શક્તિ જોઇએ. એ શક્તિનુ નામ સાધના અથવા સયમ

શરાબી પણ કહેશે કે શરાબ ખરાબ છે, એ મારે છોડવો છે, પણ કોઇ મિત્ર મળી જાય, કે પીઠા પાસેથી નીકળાય, તો મન રહેતુ નથી. એનામા સયમની શક્તિ નથી મન મારુ છે, પણ એ મારા કાબૂમા ન હોય તો મારું શાનુ?

આમ વિવેક હોય પણ સયમ ન હોય તો નકામું છે એમ ને એમ ચાલે તો ધીમે ધીમે વિવેક પણ બંધ થઈ જાય પણ જેને આ મહાવ્રત પૂરુ કરી કંઇક કમાવુ છે, તેને તો વિવેક અને સયમ જોઇએ જ સયમ તો રોકવા માટે છે આ ઉપરાત કર્તૃત્વશક્તિ પણ જરૂરની છે. જેમ સયમ જરૂરી છે તેમ પ્રેરકબળ પણ જરૂરી છે તેનુ નામ પુરુષાર્થ.

આવા ધનિક લોકો જણાવે છે કે ખૂબ કમાઓ અને પછી દાન આપીને ધર્મ પણ કરો, પરંતુ આ પદ્ધતિ ભૂલભરેલી છે દાન તો અપરિગ્રહી બનવાનો, મોહ છોડવાનો રસ્તો શિખવાડે છે. પરની લક્ષ્મી વિશેષ લૂટીને થોડું દાન કરવાથી હેતુ સરતો નથી

પરંતુ હવે ગરીબોનો ભગવાન જાગ્રત થયો છે હવે તે કોઈને પણ ધનિક નહિં થવા દે. બુદ્ધિમાન અગ્રેજ લોકો ચેતી ગયા અને તેણે પોતાનુ થિર સલામત રાખ્યુ હવે મૂડીવાદી ઓનો વારો આવ્યો આવે છે તેઓએ પોતાને સલામત રહેવુ હોય તો શોષણદ્વારા થતી હિંસાનો ત્યાગ કર્યે જ છૂટકો છે દરેક માનવે એમ માનવુ જોઈએ કે સૌના કલ્યાણમા મારુ કલ્યાણ છે અને માનવ સમાજ એક છે.

હુ તમને ધન નહીં કમાવાની વાત નથી કરતો, પણ હૃદય પરિવર્તન કરવાનું કહુ છુ અમેરિકા, ચીન, ઇગ્લાડ, ભારત વિગેરેના લોકો મારા ભાઈઓ છે એમ સમજાય તો કદી વિશ્વયુદ્ધ થાય ખરૂં ?

જૈન સમાજ સબધી આશ્ચર્ય તો મને એ વાતનું થાય છે, કે અનેકાત દ્રષ્ટિવાળા આ સમાજમા આટલા બધા વિખવાદ કેમ ? સમતાભાવ સો ભગવત મહાવીરના ધર્મનું મૂળિયું છે જો ભેદ–પથ–વાડા ભુલાઈ જશે તો ભગવાનનો ધર્મ જોરશોરથી પ્રચારી શકાશે ક્ષમાદૃષ્ટિ રાખીને દુનિયાને જોતા શીખો ક્ષમા, સયમ, તપ અને સત્ય એ અહિંસાના પાયા છે તેના વગર અહિંસક નહીં થવાય

શ્રમ કર્યા વગર આપણે અહિંસક નહીં રહી શકીએ. જીવન સબધી જેટલા આરભો–સમારભો છે તે બધા કરવા જોઈએ, પરંતુ તેમા બીજાના શોષણ પર આપણે નભશુ તો તે હિંસા કહેવાશે અહિંસાની સાધના ઘણી જ કઠિન છે, એક તરફ પૌદ્ગલિક ભાવ ખેચતાણ કરે છે તો બીજી બાજુ આત્મા સચેત બને છે. શરીર પહેલા પોતાનો વિચાર કરે છે અને આત્મા ઉત્કર્ષનો વિચાર કરે છે બીજાનું હિત હૈયે ધરવાથી આત્મા ધાર્મિક–શ્રદ્ધાળુ બની જાય છે

ભૂખ લાગે ત્યારે ખાવુ તે તો સ્વાભાવિક છે, પરન્તુ પોતાને ભૂખ લાગે ત્યારે બીજો કોઇ ભૂખ્યો તો નથી રહી જતોને તે વિચારવુ તેનુ નામ ધર્મ જડ અને ચેતન વચ્ચે જે સબધ હરહમેશ ચાલ્યા કરે છે તેમા આત્માને વિજયી બનાવવો તેનું નામ તપ–ત્યાગ અને અહિંસા સમજવી

જૈન ધર્મમા સ્પર્શાસ્પર્શ કે વર્ણભેદ નથી આ કલક તો હિન્દુ ધર્મમા છે. જૈનોએ આ વાતથી દૂર રહેવુ જોઈએ અને ભગવાન મહાવીરનો ધર્મ પણ તે જ કહે છે

આજની પરિસ્થિતિનો વિચાર કરીએ તો દરેક રાષ્ટ્ર યુદ્ધથી દૂર રહેવાનો પ્રયાસ કરે છે, છતા યુદ્ધ સામગ્રી વિપુલ પ્રમાણમા તૈયાર કરે છે તો આજની માનવતાને યુદ્ધ–દાવાનલથી બચાવવાનો એક માત્ર ઉપાય ભગવત મહાવીરની અહિંસાનો જ છે.

આ પ્રયત્નનો વિશેષ ભાર ભગવત મહાવીરના સાચા અનુયાયીઓ પર છે અને મને ખાત્રી છે કે જૈન સમાજ ભગવંત મહાવીરના ધર્મને માનવતાનો ધર્મ, વિશ્વબધુત્વનો આદર્શ બતાવી વિશ્વકલ્યાણ કરવાને શક્તિમાન થશે

---

* શ્રી મહાવીર જયતિ પ્રસગે ઈંદોરખાતે કાકા કાલેલકરે આપેલ પ્રવચનનો સારભાગ

# સભા સમાચાર.

શ્રી જૈન આત્માનંદ સભા ભાવનગર)ના ત્રેપનમા વાર્ષિક મહોત્સવની ઉજવણી

ગત વર્ષની માફક સં ૨૦૦૫ ના જેઠ સુદી ૧ ના રોજ સભના મુખ્ય કાર્યવાહકો તેમજ, સભાસદો સારી સંખ્યામાં શ્રી તાલધ્વજગિરિ તીર્થ ઉપર સભાનો ત્રેપનમો વાર્ષિક મહોત્સવ ઉજવવા માટે ઉપસ્થિત થયા હતા જેઠ સુદી ૨ ના રાજ સર્વેએ શ્રી તાલધ્વજગિરિની યાત્રા કરી હતી તેમજ શ્રી નવાણું પ્રકારી પૂજા ભણાવી પરમાત્માની આંગી રચના, રોશની વગેરે કરી દેવગુરુભક્તિ કરી બપોરે વોરા હઠીસંગ ઝવેરભાઇ તરફથી સ્વામિવાત્સલ્ય થયું હતું ને સર્વે આત્મકલ્યાણના કાર્યો સભા તરફથી કરવામાં આવ્યા હતા

આ સભાનું ધન્ય ભાગ્ય છે કે દર વર્ષે દેવગુરુ ભક્તિ, તીર્થયાત્રા વગેરે બે તીર્થો ઉપર જઇ કરવામાં આવે છે આ સભાના સભાસદો પણ પોતાનું સભાસદ તરીકે અહોભાગ્ય માને છે કે આ સભાના સભ્ય થવાથી તીર્થયાત્રા વગેરે માંગલિક પ્રસંગોનો ઉત્તમ લાભ દર વર્ષે મળે છે

---

## એ તો ! અલખ નિરંજન એકલો !

( લાવે લાવે મોતીશા શેઠ નમણ જળ લાવે છે—એ રાગ )

એ તો અલખ નિરંજન એકલો !<br>
ચાલ્યો ! ચાલ્યો ! જંગલની વાટ ! ! ત્રિશલાનો નંદ એકલો !<br>
એણે ઉતાર્યાં અંગ આભૂષણો,<br>
પંચ મુષ્ઠીએ કીધો રે લોચ ત્રિશલાનો નંદ ૧<br>
નરનારી નગરના વડીલ જનો,<br>
એમની આંખે આંસુડાની ધાર ત્રિશલાનો નંદ ૨<br>
એને ઘોર અંધારી કાળી રાતડી,<br>
ચાલી ઉપસર્ગો કેરી હાર ત્રિશલાનો નંદ ૩<br>
એને ચંડકૌશિક પગમાં ડસે,<br>
બુઝ ! બુઝ ! કહે મહાવીર ત્રિશલાનો નંદ ૪<br>
એને કાને ગોવાળો ખીલા ઠોકે,<br>
એ તો ભૂલ્યો રે દેહના ભાન ત્રિશલાનો નંદ ૫<br>
ચઢ્યો તપસી ધ્યાને આતાપનો,<br>
ત્યાં તો જ્યોતિએ ઝળહળ્યા તેજ ત્રિશલાનો નંદ ૬<br>
ઇંદ્રભૂતિ કહેતો ઇંદ્રજાળીયો,<br>
એને ચરણે ઢળ્યા એના શીર ત્રિશલાનો નંદ ૭<br>
ચાલ્યો 'વૈરાટી' એના ધ્યાનમાં,<br>
રોમ રોમ થયો રે ઉજાસ ત્રિશલાનો નંદ ૮

રચયિતા—

**ઝવેરી મૂળચંદ આશારામ વૈરાટી**

અત્યાર સુધીમાં પ્રગટ થયેલા મ્હોટા, પ્રભુચરિત્રો ગ્રંથોનાં કરતાં આ ચરિત્રનુ અંદર અને બાહ્ય બને વસ્તુ સ્વરૂપ અનુપમ છે જેમા પ્રભુના દશગણધરોનાં વિસ્તૃત પૂર્વભવના વૃત્તાંતો, પરમાત્માએ આપેલી દિવ્ય દેશના અને બોધપાઠો, અનુપમ કથાઓ અને અંતર્ગત કથાઓ, રતુ, રાજકીય, સમાજીક, વ્યવહારિક, નૈતિક, અનેક વિષયો ઉપરના વર્ણનો, કર્તા આચાર્ય મહારાજે સુંદર વિદ્વતાપૂર્ણ રસ, અલંકાર અને પ્રમાણિકપણે આપેલી સત્ય ઘટનાઓ, ભગવંતનો અપૂર્વ મહિમા અચિંતનીય માહાત્મ્ય વગેરે સર્વ વાંચવા જેવુ, વારવાર મનન કરવા જેવુ, વાચકને આત્મશાન્તિ ઉત્પન્ન કરનારૂ સુંદર શૈલી પૂર્વકનું ચરિત્ર છે વિશેષ લખવા કરતા વાચક સ્વયં સમજી શકે તેમ છે

કિમત લેઝર પેપરની રૂ ૧૫–૦–૦ તથા ગ્લેઝ પેપરની રૂ ૧૩–૦–૦ પોસ્ટેજ જુદુ.

બીજા વર્ગના લાઇફ મેમ્બરો જે શ્રાવણ માસની આખર સુધીમા બીજા પચાસ રૂપીયા ભરી આપશે તો આ વર્ષની ભેટ શ્રી પાર્શ્વનાથ પ્રભુ ચરિત્ર ભેટ આપવામા આવશે અને નહિ ભરનારને ધારા પ્રમાણે કમી કરી આ ચરિત્ર રૂ ૧૪) લઇ ભેટ આપવામા આવશે

---

## આ સભામાં નવા સભાસદોની થતી જતી વૃદ્ધિ અને છપાતાં ગ્રંથોની ભેટનો લાભ લેવા વગેરે નમ્ર સૂચના—

આ સભા તરફથી દર વર્ષે કાર્યવાહી સરવૈયુ સંપૂર્ણ પ્રમાણિકપણે રિપોર્ટ દ્વારા પ્રકટ થતો હોવાથી, તેમજ પેટ્રન સાહેબ અને લાઇફમેમ્બરોને આત્મકલ્યાણના સાધન (અને આર્થિક દ્રષ્ટિએ પણ લાભ માટે) કથા સાહિત્યના તીર્થંકર ભગવંતો, સતીમાતાઓ અને સત્વશાળી પુરુષોના સુંદર સચિત્ર મોટા ગ્રંથો છપાતાં દર વર્ષે માત્ર આ સભા જ ભેટ આપતી હોવાથી, નવા પેટ્રન સાહેબો તથા લાઇફ મેમ્બરોની ક્રમેક્રમે અને દર માસે વૃદ્ધિ થતી જાય છે નવા થનારા સભાસદોને નીચે આપવામા આવેલ છપાતા ગ્રંથો ભેટ મળી શકશે.

---

### અમારૂં સાહિત્ય પ્રકાશન ખાતું અને છપાતાં ગ્રંથો

(અનુવાદ ગ્રંથો.)

૧ શ્રી દમયંતી ચરિત્ર (સચિત્ર) ૨ શ્રી જ્ઞાનપ્રદીપ ભાગ બીજો, ૩ આદર્શ જૈન સ્ત્રીરત્નો ભાગ બીજો, ૪ કથા રત્ન કોષ ૫ શ્રી શ્રેયાંસનાથ ચરિત્ર (સચિત્ર)

---

યોજનામાં—૧ શ્રી સોમપ્રભાચાર્ય કૃત શ્રી સુમતિનાથ પ્રભુ ચરિત્ર (સચિત્ર)

---

મુદ્રક : શાહ ગુલાબચંદ લલ્લુભાઇ શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ : દાણાપીઠ–ભાવનગર





# શ્રી આત્માનંદ પ્રકાશ

卐 卐 卐


પુસ્તક ૪૬ મું | આત્મ સં. ૫૩ | સંવત ૨૦૦૫

અંક ૧૧ મો | તા. ૧-૭-૪૯ | જેઠ





વાર્ષિક લવાજમ રૂા ૩-૦-૦ પોસ્ટેજ સહિત





પ્રકાશક:—

શ્રી જૈન આત્માનંદ સભા, ભાવનગર.

# અ નુ ક્ર મ ણિ કા



---

અમારા માનવંતા પેટ્રન સાહેબો અને લાઇફ મેમ્બરોને નમ્ર સૂચના.

શ્રેયસ્કર, વિઘ્નહર શ્રી પાર્શ્વનાથ ભગવંત ચરિત્ર વિસ્તારપૂર્વક પૂજ્ય શ્રી દેવભદ્રાચાર્ય કૃત અનેક ત્રિરંગી સુંદર ચિત્રો સહિત, સુશોભિત પાકા બાઇંડીંગથી અલંકૃત કરેલ છપાઇ પોતાનો સુંદર ગ્રંથ પેટ્રન સાહેબો, પ્રથમ વર્ગના લાઇફ મેમ્બરોને ભેટ મોકલી આપવાનું કાર્ય પૂર્ણ થયું છે જેઓશ્રીને ન મળેલ હોય તેમણે અમોને લખી જણાવવું. સ્થાનિક ભાવનગરવાળા મેમ્બરોએ પણ સભાએથી જલદી લઇ જવા સૂચના છે

---

બીજા વર્ગના લાઇફ મેમ્બરોએ તેઓશ્રીને ગયા અંક જણાવ્યા પ્રમાણે આસો સુદી ૨ સુધીમાં આ ગ્રંથ મંગાવી લેવો. પછી જો સીલિકમાં નહિં રહે તો ભેટ આપી શકાશે નહિં. જેથી આવા ઉત્તમ ગ્રંથનો પણ લાભ ગુમાવવો પડશે. રૂ ૧૩-૦-૦ ની કીંમતમાંથી રૂા ૨) ભેટના કાપી આપણું તો રૂ. ૧૧) ભરીને ગ્રંથ લઇ જશો.

---

શ્રાવણ વદી ૩૦ સુધીમાં નવા થનારા પ્રથમ વર્ગના લાઇફ મેમ્બરોને પણ આ ગ્રંથ ભેટ આપવામાં આવશે.

શ્રાવણ વદી ૩૦ સુધીમાં બીજા વર્ગમાંથી વધુ રૂા. ૫૦) ભરી પ્રથમ વર્ગના થનાર લાઇફ મેમ્બરને પણ આ ગ્રંથ ભેટ આપવામાં આવશે.

નવા માનવંતા પેટ્રન સાહેબ,



શેઠશ્રી મનસુખલાલ દીપચંદ મહેતા (કમળેજવાળા)

શ્રી મહોદય પ્રેસ-ભાવનગર

# શેઠશ્રી મનસુખલાલ દીપચંદ મહેતા (કમળેજવાળા)

નો

# જીવન પરિચય.



નાનપૂ નાતના મુખ્ય શહેર ભાવનગર પાસે કમળેજ ગામમા વીશાશ્રીમાળી જૈન વણિક ધર્મશ્રદ્ધાળુ મહેતા દીપચંદ ભાઈચંદને ત્યા શ્રીયુત મનસુખલાલભાઈનો સંવત ૧૯૬૬ ના ફાગણ સુદી ૧૩ ના રોજ જન્મ થયો હતો સ્કુલ શિક્ષણ જોઈતુ લીધા પછી વીશ વર્ષની ઉમ્મરે મીલ મશીનરી સ્ટોર લાઈનમા વડિલ બંધુ શ્રી ગિરધરલાલભાઈ વગેરે સાથે વ્યાપારમા જોડાયા

ભાઈ મનસુખલાલ લઘુવયથી હિંમતવાન, નિડર, બુદ્ધિશાળી, મીલનસાર હોવાથી તેમજ સાથ કુશાગ્ર બુદ્ધિવંત ઉપરોક્ત બીઝનેસમા દિવસાનુદિવસ ભાગ્યયોગે, જેમ જેમ આગળ વધવા લાગ્યા તેમ તેમ આર્થિક-સંપત્તિ વધતા વડિલ ગિરધરલાલની સાથ રહી ધાર્મિક ખાતામા પણ યોગ્ય દ્રવ્યનો સદ્વ્યય કરવા લાગ્યા

ઉપરોક્ત ધંધામા શ્રમ અને ખંતવડે નિષ્ણાતપણુ પ્રાપ્ત થતા પોતાની મેસર્સ વી રમેશચંદ્ર એન્ડ કુંપનીના નામથી ચાલતી મુંબઈની પેઢીની સાથેસાથે આજે અમદાવાદ, કાનપુર તથા દેશાવરની ઘણી મીલોમા પોતાના ધંધાની બહુજ પ્રગતિ કરી શક્યા છે અને મુંબઈમા તો મીલ મશીનરી સ્પેરપાર્ટ બનાવવાની વર્કશોપ કરી ઘણી મીલોમા સપ્લાયર તરીકે પોતાની આ લાઈનમા ઘણી વિશાળતા પ્રાપ્ત કરી છે, હજુ આગળ વધવાની ઉમેદ પણ ધરાવે છે જેથી પૂર્વ પુણ્ય અને બુદ્ધિમત્તાએ કરી એક સારા ઉદ્યોગપતિ તરીકે ખ્યાતી મેળવી છે

આવા ધર્મશ્રદ્ધાળુ, કુશળ અને શ્રીમંત વ્યાપારી આ સભાની વ્યવસ્થા અને દેવ, ગુરૂ, સાહિત્ય, જ્ઞાન-ભક્તિ અનેક રીતે થતી જોઈ આનંદપૂર્વક આ સભાના માનવંતા પેટ્રન થયા છે, જેથી આ સભા તેમનો આભાર માનવા સાથે શ્રી મનસુખલાલભાઈ દીર્ઘાયુ થઈ ધાર્મિક-શારીરિક અને આર્થિક સંપત્તિ વિશેષ-વિશેષ મેળવી આત્મકલ્યાણ સાધે તેમ પરમાત્માની પ્રાર્થના કરીયે છીયે.

## आचार्यभगवान श्रीमद् विजयानंदसूरीश्वरजीनी स्तुति.

શાર્દૂલવિક્રીડિત છંદ.

આત્મારામ સૂરીશ ગુણ સ્તવવા, સામર્થ્ય છે લેશ ના,
તોએ એ સૂરીશ ભક્તિ કૃપયા, ગાઉં જરા છંદમાં;
મારૂં સાચું નહિ જ, સત્ય મમ છે, એ ધ્યેયમાં ડોલતા,
કીધો સત્ય સ્વીકાર પાર અબ તો, સાધુ ભયે બોલતા.

મંદાક્રાન્તા.

આત્મારામે જગતભરમાં, ધર્મ ડંકો વગાડ્યો,
જેના નાદે વર અમરિકા, પ્રેમ ધર્મ જગાડ્યો;
તત્ત્વો વાવ્યાં વીર વચનના, દેવી "રૂપા" તનુજે,
દિવ્યાકાશે, રવિ ભ્રમણતા, આ રવિ-દર્શનાર્થે.

દોહરા:

મૃત્યુ લોક ભૂગોળમાં, ગોળા પશ્ચિમ પૂર્વ,
પૂર્વ કીર્તિ ડંકાવડે, પશ્ચિમ લાભ અપૂર્વ;
નારી પૂછે નાથને, ગગન નિશાકર માંહ્ય,
છિદ્ર સદા દેખાય છે, કારણ કુણ કલ્પાય?
શ્રાવક કહે સુણ શ્રાવિકા, આત્મારામ સુયશ,
ભેદીને એ ચદ્રને, પ્રસર્યો સ્વર્ગ દિગંત;
પાતાલે પણ તાલથી, નાગ કરે ગુણગાન,
સાક્ષી સાગર પૂરતો, નીરખી ચંદ્ર નિશાન.

હરિગીત છંદ.

ત્રણ લોકમાં ગુરુદેવના, ગુણગાન સ્હેજે થઈ રહ્યા,
પાવન થયા તે સર્વ જે, ગુરુદેવના શરણે ગયા;
ગુરુદેવ ચરણો સેવતા, નિજ આત્મ લબ્ધિ લાભીએ,
ગુરુદેવકેરુ નામ "આત્મારામ" દે આરામને.
પંજાબી ક્ષત્રી વીર એ શાસનધુરંધર શ્રીસૂરિ,
સત્ત્વને પ્રતિબોધતા પરમાર્થ જીવનમયસૂરિ;
તપમૂર્તિ ત્યાગ વિરાગમય શુ શાન્ત રસ અવતાર એ,
તત્ત્વ નિર્ણય બોધના ગ્રંથો રચ્યા ઉપકાર એ.
ચારિત્રના 'ચૂડામણી, સમ્રાટ્ શાસનના અહો,
પંજાબ પંચાનન પ્રભુ કરુણાતણી મૂર્તિ કહો;
ષટ્ શાસ્ત્રના વેત્તા કુતીર્થીવાદી ગજમદ કેસરી,
વીર શાસન નભ-દિવાકર વંદના હો ભૂરિભૂરિ.
પૂજ્ય સાધુવર્ગની, જે આજ સંખ્યા દેખીએ,
ગુરુદેવનો ઉપકાર એ, ત્યાં તત્ત્વ દીક્ષા પેખીએ;
જ્યાં જ્યાં ગુરુજી વિચર્યા, ઉપદેશ દીધો સાગરો,
મહાવીરકેરા શાસને શો વાયદો વૈરાગનો.

મુનિશ્રી વિનયવિજયજી.

શ્રી સિદ્ધસેનસૂરિકૃત.

# દ્વાત્રિંશિકા બત્રીશ બત્રીશીઓ.

( લેખકઃ—આચાર્ય શ્રી વિજયપદ્મસૂરિજી મહારાજ. )

( ગતાંક પૃષ્ઠ ૨૧૨ થી ચાલુ. )

ઓગણીશમા શ્લોકમાં અશોકવૃક્ષની, વીશમા શ્લોકમાં પુષ્પવૃષ્ટિની, ૨૧ મા શ્લોકમાં દિવ્ય ધ્વનિની, બાવીશમા શ્લોકમાં ચામરની, તેવીશમા શ્લોકમાં સિંહાસનની, ચોવીશમા શ્લોકમાં ભામંડલની, પચીશમા શ્લોકમાં દેવ–દુંદુભિની, ૨૬ મા શ્લોકમાં ત્રણ છત્રની, ૨૭ મા શ્લોકમાં સમવસરણના ત્રણ ગઢની શોભા વગેરે જણાવી. ૨૮ મા શ્લોકમાં ઇંદ્રોથી પણ વંદન કરવા લાયક પ્રભુદેવ છે વગેરે બીના જણાવી. ૨૯ મા શ્લોકમાં પ્રભુદેવનું તારકપણું જણાવી, ૩૦ મા શ્લોકમાં વિરોધાલંકારની સંકલના કરી પ્રભુદેવની સ્તવના કરી છે. ૩૧–૩૨–૩૩ મા શ્લોકમાં કમઠનો ઉપસર્ગ, પ્રભુની આશાતનાનું ફળ વગેરે જણાવી સ્તુતિ કરી છે. ૩૪ મા શ્લોકમાં પ્રભુદેવના ચરણકમલની આરાધના કરનારા ભવ્યજીવોની પ્રશંસા કરી ૩૫ મા શ્લોકથી ૪૨ મા શ્લોક સુધીના ૮ શ્લોકોમાં કવિએ પ્રભુદેવના નામ–શ્રવણ–પૂજન–દર્શનાદિનો મહિમા જણાવી બહુમાનપૂર્વક અપૂર્વ સ્તુતિ કરી છે. ૪૩–૪૪ મા શ્લોકમાં કવિએ સ્વનામ તથા સ્તુતિનું ફલ જણાવ્યું છે.

પ્રસ્તુત સ્તોત્રની ઉત્પત્તિ વગેરે.

દિવાકરજી મહારાજા એક વખત વિક્રમરાજાની સાથે કુડંગેશ્વરના મંદિરમાં ગયા. તેના દરવાજેથી પાછા ફર્યા. એટલે વિક્રમે પ્રશ્ન કર્યો કે–તમે દેવની આશાતના કેમ કરો છો? ને નમસ્કાર કરતા નથી તેનું શું કારણ? જવાબમાં સિદ્ધસેન મહારાજે કહ્યું કે–હે રાજન્! આ દેવ મારા નમસ્કારને સહન કરી શકે જ નહિ, તેથી હું તેમને નમતો નથી. કુતૂહલ જોવાની ઇચ્છાવાળા રાજાએ દિવાકરજીને કહ્યું કે–તમે આ દેવને નમસ્કાર કરો. જે ઉત્પાત થશે તેની જોખમદારી હું માથે લઉં છું. રાજા વિક્રમનું આ વચન સાંભળી પૂજ્ય દિવાકરજી મહારાજે શિવલિંગની સામે બેસી તેની સ્તુતિ ઉચ્ચ સ્વરે આ રીતે કરી.

"હે પ્રભુ! આપે જેવું ત્રણ જગતનું સ્વરૂપ જણાવ્યું છે તેવું બીજા તમામ પરતીર્થિકોએ જણાવ્યું નથી વાજબી જ છે કે–ચંદ્ર એકલો છતાં જગતને પ્રકાશિત કરવાનું જે કામ કરે, તે શું ઉદય પામેલા બધા તારાઓ કરી શકે! અર્થાત્ ન જ કરી શકે. આપના વચનથી પણ કેટલાએક જીવો બોધ પામતા નથી, તે જ મને આશ્ચર્ય લાગે છે. વાજબી જ છે કે સૂર્યના કિરણો કયા પદાર્થને પ્રકાશિત કરવામાં કારણભૂત ન થાય! અર્થાત્ તમામ પદાર્થોને પ્રકાશિત કરે છે. અથવા વિચાર કરતાં તેમાં મને આશ્ચર્ય લાગતું નથી, કારણ કે સૂર્યના કિરણો સ્વચ્છ છતાં પણ સ્વભાવથી જ કઠોર હૃદયવાળા ઘૂવડને કાળા કાળા જ લાગે છે. આ રીતે સ્તુતિ કર્યા પછી ન્યાયાવતાર, શ્રી વીરસ્તુતિ, અને બીજી ત્રીશ બત્રીશીઓ તેમજ આ કલ્યાણમંદિર સ્તોત્ર બનાવતા—

यस्मिन् हरप्रभृतयोऽपि हतप्रभावाः ।
सोऽपि त्वया रतिपतिः क्षपितः क्षणेन ॥

विध्यापिता हुतभुजः पयसाऽथ येन।
पीतं न किं तदपि दुर्धरवाडवेन ॥ ११ ॥

આ અગીઆરમો શ્લોક બોલતાં જ ધરણેંદ્ર પ્રકટ થયા. તેમના પ્રભાવથી શિવલિંગમાંથી ધૂમાડો નીકળવા લાગ્યો, તેથી બપોર છતાં રાત જેવો દેખાવ થઇ ગયો. લોકો ગભરાઇને ભાગવા જતાં માહોમાંહે અથડાવા લાગ્યા. ત્યારબાદ શિવલિંગમાંથી અગ્નિજ્વાળા પ્રકટ થઇ, ને અંતે શ્રી પાર્શ્વનાથની ચમત્કારિક પ્રતિમા પ્રકટ થઇ. આ બનાવ જોઇને રાજા વિક્રમ પ્રતિબોધ પામ્યો તેણે ધામધૂમથી દિવાકરજીને ઉજ્જયિનીમાં પ્રવેશ કરાવી, શ્રી જૈનેંદ્રશાસનની અપૂર્વ પ્રભાવના કરી. આ હકીકત સાંભળીને શ્રી સંઘે સિદ્ધસેન મહારાજના બાકીના પાંચ વર્ષ માફ કરી તેમને સંઘમાં દાખલ કરી સિદ્ધસેનદિવાકર તરીકે જાહેર કર્યા. આ શિવલિંગમાથી કેટલાક વખત સુધી ફણાઓ પ્રકટી હતી. તેની પૂજા અન્ય ધર્મીઓ પણ કરતા હતા. લિખિત કથાવલી વગેરેમાં ઉપરની બીના કરતા જુદી જ બીના જણાવી છે, તે એ છે કે–બત્રીશીઓ દ્વારા સ્તુતિ શરૂ કરી અને બત્રીશમી બત્રીશી પૂર્ણ થતા વેંત જ શ્રી પાર્શ્વનાથની પ્રતિમા પ્રકટ થઈ આ રીતે પ્રભાવક ચરિત્રાદિને આધારે સ્તોત્રની ઉત્પત્તિને અંગે ટૂંક બીના જણાવી. હવે આ સ્તોત્રની ઉપર રચેલી ટીકાને અંગે ટૂંક બીના જણાવવી ઉચિત છે. તે આ પ્રમાણે ૧ શ્રી કનકકુશલ ગણિએ વિ. સં. ૧૬૫૨ માં આની ઉપર ટીકા રચી છે. તેમજ ૨ શ્રી માણિક્યચંદ્ર મુનીશ્વરે પણ ટીકા રચી છે. તે સુરત દે. લા. તરફથી છપાઈ છે. ૩ શ્રી હર્ષકીર્તિસૂરિએ ૫૨૫ શ્લોકપ્રમાણ ટીકા વિ. સં. ૧૬૬૮ માં ને ૪ સમયસુંદરગણિએ વિ. સં. ૧૬૯૫ માં તથા ૫ શ્રી જિનવિજય મુનિએ વિ. સં. ૧૭૧૦ માં ટીકા બનાવી છે. તથા ૬ ગુણસાગર મુનિએ ૫૫૦ શ્લોકપ્રમાણ ટીકા અને ૭ ચારિત્રવર્ધન ગણિએ ૪૮૦ શ્લોકપ્રમાણ ટીકા બનાવી છે. જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ વગેરેમાં શ્રી હેમવિજયાદિ ટીકાકારોનો પણ ઉલ્લેખ કર્યો છે. તેમાં ઘણીખરી ટીકાઓ અમુદ્રિત પણ છે. અહીં આ સ્તોત્રનો ટૂંક પરિચય પૂર્ણ કરું છું તે સાથે શ્રી સિદ્ધસેન દિવાકરજીના લભ્ય ગ્રંથોનો ટૂંક પરિચય પણ પૂરો થાય છે.

ભવ્યજીવો દિવાકરજી મહારાજના ગ્રંથોનો ટૂંક પરિચય જાણી, તેમણે આરાધેલા મોક્ષમાર્ગની પરમ ઉલ્લાસથી સાત્ત્વિકી આરાધના કરી મુક્તિના અવ્યાબાધ સુખ પામે એ જ હાર્દિક ભાવના.



મહાન ઉદ્દેશને ધારણ કરી તેને વળગી રહેનાર અવશ્ય તેને સિદ્ધ કરે છે, અવશ્ય મહાપદ પામે છે. પ્રથમ એક ઉદ્દેશ સારી રીતે સ્પષ્ટપણે નક્કી કરો. વિજય કહો, કે સિદ્ધ કહો, જીવનની સફળતા કહો કે ઉચ્ચપદની પ્રાપ્તિ કહો, એ સર્વ ઉદ્દેશને અનુસરે છે–ઉદ્દેશની પાછળ ખેંચાય છે; ઉદ્દેશને ધારણ કરવામાં જેણે વિજય મેળવ્યો છે તે વીર વિજયી જ છે.

# વિચારશ્રેણિ

લેખક—આચાર્ય શ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ

જો તમને આદરસત્કાર ગમતો હોય તો બીજાનો આદરસત્કાર જોઈને દુઃખ ન મનાવશો.

બુદ્ધિનો દુરુપયોગ કરી અણુક્તયોથી આદર મેળવી ફૂલી જનારની કોડીનીયે કિંમત નથી, પણ સદ્બુદ્ધિથી સમજુ ડાહ્યા-સજ્જનોથી આદર મેળવનાર જ પ્રશંસનીય હોઈ શકે છે.

ખોટું કહી ખોટ કાઢનાર તો ઘણાયે નીકળશે, પણ સાચું કરી બતાવનાર તો ભાગ્યેજ કોઈક નીકળશે.

ડહાપણ અને સદ્વર્તનમાં જરાય અંતર નથી માટે સદ્વર્તન વગર ડહાપણ હોઈ શકે જ નહિ.

સદ્વર્તન વગર વિદ્યા સદ્વિદ્યા થાય નહિં અને લોકહિત કરી શકાય નહિં.

આત્મજાગૃતિ વગરની જાગૃતિ અંતર્જગતમાં ગાઢતમ અંધકાર ફેલાવનારી છે.

તમે માત્ર લખેલું વાંચીને જાણકાર બનવા કરતાં લખનારના ભાવ વાંચીને જાણકાર બનવામાં લાભ મેળવી શકશો.

અશાંતિ અને સ્પૃહા બંનેનો ગાઢ સંબંધ છે માટે જો અશાંતિનું આવવું બંધ કરવું હોય તો સ્પૃહાની સોબત છોડી દો.

માનવી મિથ્યાભિમાનનો આશ્રય છોડી દે તો પછી તેને ક્રોધનો આદર કરવાની જરૂરત રહેતી નથી.

તમારે પોતાનો પ્રેમ કોઈને પણ આપવાની ઇચ્છા થાય તો પવિત્ર પુરુષોના ચરણે અર્પણ કરો.

રાગ એટલે તન્મય થઈ જવું માટે જ પ્રભુ ઉપર રાગ રાખ્યા વગર પ્રભુ બની શકાય નહિ.

જ્યાંસુધી તમને પોતાના દેહ ઉપર રાગ છે ત્યાંસુધી વીતરાગ થઈ શકશો નહિ.

જ્યાં સુધી તમને પ્રભુને ગમતું સાચું અને સારું નહિં લાગે ત્યાંસુધી પોતાને ગમતું સાચું અને સારું માનવાની ભૂલ કરશો નહિં.

સાચું જ્ઞાન થયા વગર કેવળ પુસ્તકો વાંચવા માત્રથી દેહ તથા આત્માની ભિન્નતાની શ્રદ્ધા થતી નથી.

જીવને શરીર ઘણું જ વહાલું છે. સારામાં સારી મનગમતી વસ્તુથી પોષીને જાળવી રાખેલ છે છતાં છેવટે કાળ કોળિયો કરી જાય છે ત્યારે જીવ નિરાશ થઈને ચાલ્યો જાય છે.

જીવ માત્રને જીવાડવાની ઇચ્છા મૃત્યુને સીમાડે પહોંચાડે છે.

જીવવાની તીવ્ર ઇચ્છાથી સંપૂર્ણ મૃત્યુ થતું નથી.

જીવવાને માટે જેટલો પ્રયાસ કરાય છે તે મોતને પોષવાનો ઉપાય છે.

બીજાને આપવું છે દુ:ખ અને લેવું છે સુખ, તે કોણ આપે?

સુખીની અને શ્રીમંતની સહુ કોઈ ઇર્ષ્યા કરે છે પણ દુઃખીની અને કંગાળની કોઈપણ અદેખાઈ કરતું નથી.

બીજાનું સુખ પડાવી લેવાને સહુ કોઈ

પ્રયાસ કરે છે; પણ દુઃખની કોઇપણ દરકાર રાખતું નથી.

એક બીજાની વાણી, વિચાર તથા વર્તન મનગમતાં હોય તો જ બીજાની સાથે સ્નેહની સંધી થઇ શકે છે.

માનવીઓના જીવનપ્રવાહનું ભેગા મળીને એક જ દિશામાં વહેવું તે સ્નેહ કહેવાય છે.

વિષયાસક્તિ વગરનો સ્નેહ આત્મા પ્રત્યે જ હોઇ શકે છે.

જે સ્નેહ-પ્રેમ અથવા તો રાગમાં પાંચે ઇંદ્રિયોની વિષયાસક્તિનો અભાવ હોય તે જ સ્નેહ-પ્રેમ-રાગ પવિત્ર કહેવાય છે.

રાગ કર્મનો વિકાર હોવાથી જ પવિત્ર હોય તો પણ સંપૂર્ણ વિકાસનો તો બાધક જ છે.

તમને શું ગમે છે તે પહેલાં નક્કી કરો, અને તે પછી જ તેને મેળવવાને પ્રયાસ કરો; નહિં તો આવતીકાલે તમને અણગમો થશે તો તમારો પરિશ્રમ નિષ્ફળ જશે અને ચિત્ત ક્લેશથી વાસિત થશે.

બીજાની પાસેથી આદરસત્કાર તથા માન-મોટાઇ મેળવવાની લાલસાથી બીજાને ગમે તેવું બોલનાર તથા લખનાર માનવી પૈસા મેળવવાની ચાહનાથી શેઠની ખુશામત કરીને તેને ગમે તેવુ વર્તન રાખનાર હલકા નોકર જેવો છે.

કેવળ કળા-કૌશલ્યથી માનવીઓને રંજિત કરનાર સ્વપરનું કલ્યાણ કરી શકતો નથી.

સ્વયંપ્રકાશી સૂર્યની જેમ વિકાસી આત્મા જ માનવ સૃષ્ટિના અંતરમાં બોધનું અજવાળું કરી શકે છે.

જીવવાનું સાધન મેળવવા પૂરતી જ ઇચ્છા રાખનારને કાવાદાવા કરવાની જરૂરત રહેતી નથી.

મહાપુરુષોને તો પરમાર્થ જ સ્વાર્થ હોય છે.

સ્વાર્થનો ભોગ આપીને પણ જનકલ્યાણની પ્રવૃત્તિ આદરનાર સત્પુરુષ હોય છે.

લોકહિતના દેખાવ માત્રની પ્રવૃત્તિને ક્ષુદ્ર વાસના પોષવાની જાળ બનાવનાર, ભોળાં હરણાં ફસાવવા સંગીત ગાનાર પારધિ જેવો છે.

કીર્તિના લોભીની દશા ઘણી જ કંગાળ હોય છે.

વિષયાસક્ત માણસ આધ્યાત્મિક વાતો કરવા માત્રથી જ્ઞાનીઓની પંક્તિમાં ભળી શકતો નથી.

આત્માને ઓળખનાર કર્માધીન આત્માને દોષિત માનતો નથી.

હું જ સાચું જાણું છું એમ બીજાને જણાવવા વાચાળતાનો ઉપયોગ કરનાર આત્માને ઓળખી શકયો જ નથી.

આપત્તિ-વિપત્તિના સંઘર્ષણ વગર જીવન તેજોમય બની શકતું નથી.

સારું સારું ખાઈ-પીને ખુશી થવું અને મોત આવે ત્યારે મરી જવું એટલા માત્રથી માનવ જીવનની સફળતા થઇ શકતી નથી, પણ પોતાના જીવનને પ્રગતિશીલ બનાવી બીજાના જીવનને ઉજ્વળ-પવિત્ર બનાવવા વ્યવસાયી જીવન સફળ કહી શકાય છે.

દુનિયાની મુસાફરી માટે બધી દિશાઓ ખુલ્લી છે, માટે જેને જે દિશા ગમે તે દિશામાં મુસાફરી કરી શકે છે.

સ્વાર્થ પૂરતી જ સેવા તથા સત્કાર કરનાર ઉત્તમ પુરુષની પંક્તિમાં ભળવાલાયક નથી.

કોઈપણ પ્રકારના બદલાની આશા રાખી સેવા કરનાર સેવાભાવી કહી શકાય નહિ.

દાભિકનો અમર્યાદિત આદર-સત્કાર અને

પ્રશંસા કરતાં, સરળનો સામાન્ય માત્ર આવકાર કરોડગણો ચઢિયાતો છે.

યોગ્યતા તથા ગુણ વગરની મોટાઈથી ભારે મરનાર ચંદનનો ભાર વહેનાર ખર જેવો છે.

ઉદાસ જીવન અને ઉદાર હૃદયવાળો નિર્ધન પણ શ્રીમંત અને પરમ સુખી છે, ત્યારે અધમ જીવન તથા કંજુસ હૃદયવાળો શ્રીમંત હોવા છતાં પણ કંગાળ અને પરમ દુઃખી છે.

માણસાઈથી માનવ જીવનનો વિકાસ સાધી મુક્તિ મેળવી શકાય છે.

માનવીની બીજી બધી સંપત્તિ કરતાં માણસાઈ સાચી સંપત્તિ છે.

ભૂતકાળને ભુલાવી આશા-લતાને નવપલ્લવ બનાવવા નવા વર્ષની શરૂઆત થાય છે.

સ્નેહના શિખરથી ઝરણાં ઝર્યા વગર માનવીઓના જીવનપ્રવાહોનો સંગમ થઈ શકતો નથી.

દુર્બુદ્ધિથી બીજાની ધન સંપત્તિનો દુરુપયોગ કરનાર કરતાં બીજાના સરળ અને પવિત્ર જીવનને મલિન બનાવનાર વધારે અપરાધી હોવાથી અધમતમ જીવન જીવનાર કહી શકાય છે.

હિતબુદ્ધિમાં કોઈપણ પ્રકારની વાસનાને સ્થાન હોતું જ નથી.

સ્વાર્થ સધાતો હોય તો જ ક્ષુદ્ર માનવી પરસ્પર સ્નેહ તથા મૈત્રી જોડીને જાળવી શકે છે.

અધમ કૃત્યોના અંગે પોતાના જ આત્માથી તિરસ્કાર પામેલો માનવી અજ્ઞાનીઓના આદર-સત્કારથી ભલે ગમે તેટલો ગર્વિષ્ઠ બને તોપે તેના આત્મામાં તો અપ્રસન્નતા તથા અશાંતિ રહેવાની જ.

આત્માનું અહિત કરી માન-પ્રતિષ્ઠા કે કીર્તિ મેળવનાર માનવ જીવનનો અનાદર કરે છે, માટે જ તે પ્રભુના વચનનો આદર કરતો નથી.

માનવ જીવનમાં મૂંઝવતા અનેક પ્રસંગો ઉપસ્થિત થાય છે, પણ માનવી પોતાની બુદ્ધિથી તેનો ઉકેલ લાવીને મૂંઝવણ દૂર કરે છે.

દાંત-શાંત તથા ક્ષમાશીલનું જીવન અમૃત જેવું મીઠું હોય છે, તેથી જનતા પોતાના જીવનમાં તેનો ઉપયોગ કરીને કડવાશ કાઢી નાંખી અમૃતમય જીવન બનાવે છે.

માનવ જીવન પવિત્ર બનાવવાને માટે એક બીજાના વિચારો લેવા-દેવાની અત્યંત આવશ્યકતા છે, પણ તેમાં વાસના, સ્વાર્થ તથા અપવિત્રતા અંશ માત્ર પણ ન ભળવાં જોઈએ.





વિશ્વવાત્સલ્યનો પાયો માનવતા છે. માણસાઈ ન હોય ત્યાં લગી માણસ મનુષ્યનું શરીર ભલે પામ્યો હોય, છતાં પણ તે સાચો મનુષ્ય ન ગણાય. જ્યાં લગી તે સાચો મનુષ્ય ન બને ત્યાં લગી, એ ગમે તેવો પોતાની જાતને ધર્મનિષ્ઠ માનતો હોય, પરંતુ તેની એક એક ધર્મક્રિયા એકડા વિનાના મીંડા જેવી છે; પછી એ જનસેવક ગણાતો હોય; મુમુક્ષુ ગણાતો હોય; તપસ્યા કરતો હોય કે તીર્થાટન કરતો હોય; માળા ફેરવતો હોય કે મંદિરમાં વસતો હોય.

મુનિશ્રી સંતબાલજી.

# ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ અને સામર્થ્ય યોગ.

લેખક —ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઇ મહેતા એમ બી બી. એસ

**ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ** અને **સામર્થ્ય-યોગ** આ યોગત્રયી યોગની ભૂમિકારૂપ છે, અને તેમા ઇતર યોગીનો અવતાર-સમાવેશ સુગમતાથી થઇ શકે છે યોગની આઠ દૃષ્ટિ પણ જો કે તેનો સીધો આશ્રય કરતી નથી, તો પણ ગિરિમાંથી સરિતાની જેમ વિશેષે કરીને એમાથી જ *ઉદ્ભવ પામેલી છે એટલે જ યોગદૃષ્ટિની ભૂમિકારૂપે ઉપયોગી જાણી **શ્રી હરિભદ્રાચાર્યજીએ** આ ત્રિયોગનું **યોગદૃષ્ટિસમુચ્ચય** ગ્રથના પ્રારંભમાં સક્ષેપે નિરૂપણ કર્યું છે. તે આ લેખકે પ્રસ્તુત યોગ સ સવિવેચન ગ્રથમા (જે છપાતો હોઈ હવે પછી બહાર પડશે) વિસ્તારથી ચર્ચ્યું છે. તે તત્ત્વરસિક સુજ્ઞ વાચકને રસપ્રદ-બોધપ્રદ થઈ પડશે એમ જાણી અત્ર આપવામા આવે છે તેમા—

**ઇચ્છાયોગનુ** સ્વરૂપ લક્ષણ ઉપન્યસ્ત કરતા મહર્ષિ **હરિભદ્રાચાર્યજી** પ્રકાશે છે કે-

"कर्तुमिच्छोः श्रुतार्थस्य ज्ञानिनोऽपि प्रमादतः ।
विकलो धर्मयोगो यः स इच्छायोग उच्यते ॥"

(દોહરા)

ઇચ્છક શ્રુતજ્ઞ જ્ઞાનિનો, પણ પ્રમાદ પસાય,
વિકલ જે ધર્મયોગ તે, ઇચ્છાયોગ કથાય

**અર્થ.**—ધર્મ કરવાને ઇચ્છતા, અને આગમ-અર્થ જેણે શ્રવણ કર્યો છે એવા (શ્રુતાર્થ) જ્ઞાનીનો પણ, પ્રમાદને લીધે, જે વિકલ-અસંપૂર્ણ ધર્મયોગ, તે ઇચ્છાયોગ કહેવાય છે

**વૃત્તિ.—कर्तुमिच्छोः**—કરવાના ઇચ્છક, તેવા પ્રકારના ક્ષયોપશમ ભાવથી નિર્વ્યાજપણેજ (નિર્દભપણેજ) કરવાને ઇચ્છતા એવા કોઇનો આને જ વિશેષણ આપે છે આ ચિકીર્ષુ-ધર્મ કરવાની ઇચ્છાવાળો કેવો વિશિષ્ટ હોય છે? તો કે—

**श्रुतार्थस्य**—શ્રુતાર્થ, એટલે જેણે અર્થ-આગમ શ્રુત કર્યું છે, શ્રવણ કર્યું છે એવો કારણ કે અર્થ શબ્દનો અર્થ આગમ વચન છે '**अर्थ्यतेऽनेन तत्त्वं**' આનાવડે કરીને તત્ત્વ અર્થાય છે-શોધાય છે એટલા માટે

આ (શ્રુતાર્થ-શ્રુતજ્ઞાની) પણ કદાચિત અજ્ઞાની જ હોય-ક્ષયોપશમના વિચિત્રપણાને લીધે એટલા માટે કહ્યુ —

**ज्ञानिनोऽपि**—જ્ઞાનીનો પણ, અનુષ્ઠાન કરવા યોગ્ય-આચરવા યોગ્ય તત્ત્વાર્થ જેણે જાણેલ છે-સમજેલ છે, એવા જ્ઞાનીનો પણ એવા પ્રકારનો હોવા છતાં પણ શુ? તો કે—

**प्रमादतः**-પ્રમાદને લીધે, વિકથા આદિ પ્રમાદે કરી

**विकलः**—વિકલ, કાલ વગેરે વિકલતાને આશ્રી વિકલ-અસપૂર્ણ.

**धर्मयोगः**—ધર્મયોગ, ધર્મ વ્યાપાર, यः-જે, વદન આદિ વિશ્રી स इच्छायोग उच्यते । તે 'ઇચ્છાયોગ' કહેવાય છે, અને આનુ ઇચ્છા-પ્રધાનપણુ તેવા પ્રકારે અકાલ આદિમા પણ કરવા થકી છે.

---

* "एतत्त्रयमनाश्रित्य विशेषेणैतदुद्भवाः ।
योगदृष्टय उच्यन्त अष्टौ सामान्यतस्तु ताः ॥"

શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય, શ્લો૦ ૧૨

## વિવેચન—

અહીં ઇચ્છાયોગનું સ્વરૂપ સ્પષ્ટપણે કહ્યું છે. જ્યાં ધર્મકર્ત્તવ્ય કરવાની સાચી અંતરંગ ઇચ્છાનું પ્રધાનપણું-મુખ્યપણું છે, તેનું નામ ઇચ્છાયોગ છે. તેવા ઇચ્છાયોગવાળો પુરુષ શાસ્ત્રવેત્તા અને સમ્યગ્જ્ઞાની હોય છે, પણ તેમ હોવા છતાં વિકથા વગેરે પ્રમાદને લીધે, તેનો તે ધર્મવ્યાપાર વિકલ એટલે કે ખોડખાંપણવાળો અસંપૂર્ણ હોય છે. આમ આ ઇચ્છાયોગી પુરુષના મુખ્ય લક્ષણ આ છે:—

(૧) ધર્મ કરવાની ઇચ્છા, (૨) શ્રુતાર્થ-શ્રુતજ્ઞાનીપણું, (૩) સમ્યગ્જ્ઞાનીપણું-સમ્યગ્દૃષ્ટિપણું, (૪) છતાં પ્રમાદજન્ય વિકલપણું.

**ધર્મ કરવાની ઇચ્છા**—પ્રથમ તો તે પુરુષ ધર્મકાર્ય કરવાની સાચે સાચી, ખરેખરી, નિર્દંભ, નિષ્કપટ, નિર્વ્યાજ અંતરંગ ઇચ્છાવાળો હોવો જોઇએ, કારણ કે જેમ સંસાર વ્યવહારમાં પ્રથમ કોઇપણ કૃત્ય કરવાની ઇચ્છા થાય છે ને તે પછી જ તેમાં પ્રવૃત્તિ થાય છે, તેમ પરમાર્થમાં પણ પ્રથમ તો ધર્મકૃત્ય કરવાની સાચી અંતરંગ ઇચ્છા ઊપજવી જોઇએ, તે ધર્મનું પહેલું પગથિયું છે. ધર્મ પ્રત્યેની એટલે કે મોક્ષસાધન પ્રત્યેની તેવી અંતરંગ ઇચ્છા, પરમ રુચિ, પરમ પ્રીતિ, ભક્તિભાવ, પ્રશસ્ત રાગ, સાચો 'રંગ' જ્યાં લગી ન હોય ત્યાં લગી ધર્મક્રિયામાં સાચો રસ ઉપજતો નથી, 'છાર પર લિંપણા' જેવી નીરસ શુષ્ક ક્રિયા યંત્રવત્ જડપણે થયા કરે છે, પણ તેમાં જોઇએ તેવી મઝા આવતી નથી, અમૃતસરોવર ભર્યું હોય, પણ તેની મીઠાશ તો તૃષાતુરને જ આવે છે. ભોજનની ખરી મીઠાશ સાચી ભૂખ લાગી હોય તેને જ આવે છે; માટે ધર્મની સાચી ઇચ્છા તમન્ના લગની લાગવી જોઇએ, એ સૌથી પ્રથમ જરૂરનું છે. એટલે જે સાચા 'જોગીજન' છે, તેમનામાં તો તેવી સાચી ઇચ્છા હોવી જ જોઇએ, એ યોગની પ્રથમ ભૂમિકા છે. અને તે જોગીજનને ઇચ્છા પણ શી છે? 'મૂળ શુદ્ધ તે આત્મપદ' રૂપ શુદ્ધ ધર્મની-મોક્ષની પ્રાપ્તિ સિવાય બીજી ઇચ્છા તે મુમુક્ષુ, આત્માર્થી જોગીજનોને હોતી જ નથી. તેઓને તો એક આત્માર્થનું જ કામ હોય છે, બીજો મન-રોગ હોતો નથી.

"ઇચ્છે છે જે જોગીજન, અનંત સુખ સ્વરૂપ;
મૂળ શુદ્ધ તે આત્મપદ, સયોગી જિનસ્વરૂપ."
"કામ એક આત્માર્થનું, બીજો નહિ મનરોગ."
"પરિચયી! તમને હું ભલામણ કરૂં છું કે તમે, યોગ્ય થવાની તમારામાં ઇચ્છા ઉત્પન્ન કરો."
"તૃષાતુરને પાવાની મહેનત કરજો, અતૃષાતુરને તૃષાતુર થવાની જિજ્ઞાસા પેદા કરજો." ઇત્યાદિ

—શ્રીમદ્ રાજચંદ્રજી

શ્રી પ્રતિક્રમણ સૂત્રમાં ઘણા સૂત્રો× 'इच्छामि' 'इच्छकार' વગેરે પદથી શરૂ થાય છે એની પાછળ પણ એ જ રહસ્ય રહેલું છે, કે પ્રત્યેક ધર્મક્રિયામાં પ્રથમ ઇચ્છાયોગ હોવો જોઇએ. જેમકે-इच्छामि खमासमणो, इच्छाकारेण संदिसह भगवन्. તેમજ આ ગ્રંથના મંગલાચરણમાં પણ તે ઇચ્છાયોગ જ કહ્યો છે, તે પણ ગર્ભિતપણે એમ સૂચવે છે કે ઇચ્છાયોગ એ જ યોગનું મંગલાચરણ છે, પ્રથમ પગથિયું છે, યોગનું પ્રવેશદ્વાર છે.

અને આ ધર્મ-ઇચ્છામાં પણ બીલકુલ નિષ્કપટપણું, માયાચાર રહિતપણું હોવું

× "कायोत्सर्गादिसूत्राणां श्रद्धामेधादिभावतः।
इच्छादियोगे साफल्यं देशसर्वव्रतस्पृशाम्॥"
શ્રી અધ્યાત્મસાર

# શ્રીમદ્ દેવચંદ્રજીકૃત વીશ વિહરમાન જિન સ્તવનમાંહેનું

## અગિયારમા શ્રી વજ્રંધર જિન સ્તવન.

### સ્પષ્ટાર્થ સાથે.

સં. ડાક્ટર વલ્લભદાસ નેણસીભાઇ—મોરબી.

વિહરમાન ભગવાન સુણો મુજ વિનતી,
જગતારક જગનાથ અછો;
ત્રિભુવનપતિ ભાસક લોકાલોક તિણે જાણો છતી,
તોપણ વીતક વાત કરું છું તુજ પ્રતિ૦ ૧

સ્પષ્ટાર્થ:—મહાવિદેહમાં વિચરતા, ભવ્યજનોને ભવસમુદ્રથી પાર ઉતારનાર, સર્વ પ્રાણીમાત્રના હિતચિંતક તથા રક્ષા કરનાર, ત્રિલોક પૂજ્ય તથા ત્રિલોકસ્વામી, હે શ્રી વજ્રધર ભગવંત! આપને જીવ અજીવ આદિ કોઇ પણ પદાર્થ ઉપર રચમાત્ર પણ રાગ-દ્વેષ, મોહ વા મમત્વ પરિણામ નથી તેથી કોઇ પણ દ્રવ્ય આપના સહજ પરિણમતા જ્ઞાનપ્રકાશને વ્યાઘાત કરી શકે તેમ નથી. તેથી આપ કોઇ પણ દ્રવ્ય, કોઇ પણ ક્ષેત્ર, કોઇ પણ કાળ વા કોઇ પણ ભાવમાં સ્ખલના નહિ પામતાં સ્વક્ષેત્રે સ્થિર રહી સકલ લોકાલોકના ત્રૈકાલિક ભાવને હસ્તામલકવત્ પ્રત્યક્ષ સમકાલે જાણો છો, તો પણ હું મોહવશે અજ્ઞાન હોવાથી અવિવેકી તથા અધીર થઇ મેં ચાર ગતિરૂપ ઘોર ભવાટવીમાં ભમતાં જે જે દુરાચરણ તથા દુઃખક્લેશાદિ સેવ્યાં તે સર્વે આપને અશરણ શરણ જાણી આપ પ્રતિ નમ્રતાપૂર્વક નિવેદન કરું છું તે કરુણાપૂર્વક લક્ષમાં લેશો.

હું સ્વરૂપ નિજ છોડી રમ્યો પર પુદગલે,
ઝીલ્યો ઊલટ આણી વિષય તૃષ્ણા જલે;

---

જોઇએ; દાભિક ડાળઘાલુપણું, ધર્મઢોંગીપણું, બગલાભગતપણું ન જ હોવું જોઇએ, ધર્મીમાં ખપવા ખાતરનો દંભ નજ હોવો જોઇએ; ને તો જ તે સાચી ધર્મઇચ્છા–મુમુક્ષતા* કહી શકાય

" કપટ રહિત થઇ આતમ અરપણા રે,
આનંદઘનપદ રેહ. "
—શ્રી આનંદઘનજી

"દુર્બલ નગ્ન ને માસ ઉપવાસી, જો છે માયારંગ રે;
તોપણ ગર્ભ અનંતા લેશે, બોલે બીજું અંગ રે."
—શ્રી યશોવિજયજીકૃત સાડા ત્રણગાસ્ત.

" आत्मार्थिना ततस्त्याज्यो,
दंभोऽनर्थनिबंधनम् ।
शुद्धिः स्यादृजुभूतस्ये-
त्यागमे प्रतिपादितम् ॥ "
—શ્રી યશોવિજયજીકૃત અધ્યાત્મસાર

અર્થાત્ એટલા માટે આત્માર્થીએ અનર્થના કારણરૂપ દંભ( ઢોંગીપણું ) છોડી દેવું જોઇએ, ઋજુની-સરળતાવંત પુરુષની શુદ્ધિ હોય છે, એમ આગમમાં કહ્યું છે." (ચાલુ)

---

*" चुड्डिमस्स जहा खणमवि,
विच्छिज्जइ णेव मोयणे इच्छा ।
एवं मोक्खत्थीणं छिज्जइ,
इच्छाण कम्मि ॥ "
—શ્રી યશોવિજયજીકૃત યતિલક્ષણસમુચ્ચય.

આશ્રવ બંધ વિભાવ કરું રુચિ આપણી,
ભૂલ્યો મિથ્યાવાસ દોષ દ્યું પરભણી. ૨

સ્પષ્ટાર્થઃ—અચલ, અબાધિત, નિરુપાધિ, સ્વતંત્ર અને સહજ પરમાનંદમય મારા આત્મસ્વરૂપને અનાદિ અજ્ઞાનવશે નહિ જાણતાં સહજ આત્મીય પરમાનંદનો વિયોગી રહી મારા આત્મદ્રવ્યથી પર, ક્ષણભંગુર તથા અચેતન જે પુદ્ગલ દ્રવ્ય તેમાં સદા આસક્ત—લીન રહ્યો તથા જે પૌદ્ગલિક વિષયો અજ્ઞાનવશે ભોગવતાં મધુર—પ્રિય લાગે છે પણ વિપાક કાલે કિંપાક ફલની પેઠે વિરસ પ્રાણઘાતક છે, તથા જેમ ખસને ખણતાં શાંતિ થતી નથી પણ ઊલટી ચળ વધે છે તેમ વિષયો ભોગવતાં શાંતિ—તૃપ્તિ થતી નથી પણ ઊલટી તૃષ્ણા વધે છે તેથી પરિણામે દુઃખવર્ધક છે. તથા તે વિષયોમાં લીન થતાં મૃગ—તૃષ્ણાની પેઠે નિરંતર દુષ્ટ અભિપ્રાયો ઊપજે છે તથા તે ભોગવ્યાથી અનેક પ્રકારે કર્મબંધ થવાથી નરકાદિ દુઃખદાયક કુગતિ, કુયોનિની પ્રાપ્તિ થાય છે. તથા વિષયરસરૂપ મદિરામાં મદોન્મત્ત થતાં યોગ્ય અયોગ્યનું—હેયાદેયનું ભાન નષ્ટ થાય છે, અને તેથી જ્યારે મહાદુઃખમય ઘોર ભયંકર નરકાદિ ગતિની પ્રાપ્તિ થાય છે ત્યારે અતિશય પશ્ચાત્તાપ ભોગવવો પડે છે. જેમ લીંબડામાં વસતો કીડા લીંબડાના કટુ રસને પણ મધુર માની સેવે છે, તેવી રીતે મિથ્યાદૃષ્ટિવડે મોક્ષસુખથી પરોક્ષ વિપરીત જે વિષયભોગ વાસ્તવિકરીતે દુઃખ છે તેને સુખ માની સેવે છે તથા જે જલના પ્રવાહ તથા વિજળીના ચમકારની પેઠે ક્ષણિક છે તેથી અવશ્ય જેનો વિયોગ થવાનો છે એવા મહાન્ શત્રુરૂપ પુદ્ગલોના વિષયોની તૃષ્ણારૂપ જલમાં હું સદા હર્ષપૂર્વક ક્રીડા કરતો નિમગ્ન રહ્યો તેથી આત્મસ્વરૂપને ભૂલી શુદ્ધાત્મા સ્વરૂપથી પરાઙ્મુખ થઇ અત્યંત દુઃખદાયક ભવસમુદ્રમાં ભ્રમણ કરાવનાર જ્ઞાનાવરણીયાદિ કર્મના આશ્રવ (પાંચ પ્રકારના મિથ્યાત્વ, બાર પ્રકારની અવિરતિ, પચીશ કષાય તથા પંદર યોગ) તથા પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ અને પ્રદેશ બંધના હેતુ રાગ-દ્વેષ-મોહાદિ વિભાવ તરફ મેં રુચિ કરી તથા મિથ્યાત્વ ગુણસ્થાનકે વસતાં મિથ્યાત્વના આવેશમાં સમ્યગ્ દર્શન, સમ્યગ્ જ્ઞાન, સમ્યક્ ચારિત્રમય આત્મસ્વરૂપને ભૂલી, અનેક પ્રકારના કર્મ બાંધી તેના દુષ્ટ ફલનો ભાગી થયો અને તે દુષ્ટ વિપાકના અવસરે મારા પૂર્વકૃત કર્મનો દોષ ન વિચાર્યો અને અમૂલ્ય જિનવચનનું વિસ્મરણ કરી, અમુકે મને ક્રોધ ઉપજાવ્યો, માનમાં પાડ્યો, માયા તથા લોભમાં પ્રવૃત્ત કર્યો તથા શોક, ભય, અરતિ, જુગુપ્સા વિગેરે કષાયો ઉપજાવ્યા એમ કહી પરને દોષ દીધો. અને મારા પૂર્વકૃત દુષ્ટ કર્મ તરફ લક્ષ નહીં દેતાં નિમિત્ત માત્રને પરદ્રવ્ય તેને દોષ દીધો અને હાલ પણ તેમજ વર્તું છું. "જો કર્તા સો ભોક્તા" એવા જગજાહેર તથા સર્વમાન્ય જિનેશ્વરના વચનનો નિરાદર કર્યો.

અવગુણ ઢાંકણ કાજ કરું જિનમત ક્રિયા,
ન તજું અવગુણ ચાલ અનાદિની જે પ્રિયા;
દૃષ્ટિરાગનો પોષ તેહ સમકિત ગણું,
સ્યાદ્વાદની રીત ન દેખું નિજપણું. ૩

સ્પષ્ટાર્થઃ—અનાદિથી અજ્ઞાનવશે પ્રિય થઇ પડેલી કુદેવ, કુગુરુ અને કુધર્મને સન્માનવા-આદરવારૂપ મિથ્યાત્વ, અજ્ઞાનની તથા ક્રોધ—માન—માયા—લોભ—હાસ્ય—રતિ—અરતિ—ભય—શોક—જુગુપ્સા તથા વેદરાગ વિગેરેની દુષ્ટ ચાલ પ્રકૃતિનો તો ત્યાગ કર્યો નહીં, અને શ્રી જિનેશ્વર ભગવંતે બતાવેલી સામાયિક, પૌષધ, પ્રતિક્રમણ, વંદન, સ્તવન, પૂજા વિગેરે ક્રિયાઓ, અપમાન નિંદા તથા દુરાચરણ ઢાંકવા માટે, આ લોક પરલોકના વિષયભોગની આકાંક્ષા સહિત

તથા માયા, મિથ્યાત્વ અને નિદાન શલ્ય સહિત આદરી. "વૈરાગ્યરંગો પર વંચનાય, ધર્મોપદેશો જનરંજનાય" એમ વિષ, ગરળ અને અન્યો-અન્યાનુષ્ઠાન સેવતા સાંસારિક દુઃખથી મારી નિવૃત્તિ થઇ નહીં, કારણ કે જેમ ચૂની વિના તાંબૂલ અને પાસ વિના વસ્ત્ર રંગ પામે નહીં તથા જેમ અંક વિના મીંડા નિષ્ફળ થાય તેમ શુદ્ધાત્મ ભાવ રહિત દાન, શીલ, તપ અને ભાવના સંસારથી મુક્ત કરી શકે નહીં જલ વિના જેમ સરોવર, સુગંધી વિના જેમ કમલ, ચંદ્રમા વિના જેમ રાત્રિ, સૂર્ય વિના જેમ દિવસ તથા જીવ વિના જેમ શરીર શોભા પામતાં નથી તેમ ભાવ વગર સાધ્ય નિરપેક્ષ ક્રિયાઓ શોભા પામતી નથી પણ જો તે આવશ્યક આદિ ક્રિયાઓ ભાવપૂર્વક કરવામાં આવે તો તે મોક્ષનું કારણ થાય જેમ અંક સહિતનાં મીંડા દશ-ગુણી સંખ્યા વધારનાર થાય છે તેમ ભાવનું સ્વરૂપ જાણવું જોઇએ "ઉપયોગો ભાવ ઇતિ" અર્થાત્ સૂત્રની સાખે વીતરાગની આજ્ઞાએ જ્ઞાન-પૂર્વક, હેય ઉપાદેયની પરીક્ષા કરી, અજીવ તત્વ તથા આશ્રવ તત્વ, તથા બંધ તત્વ ઉપર ત્યાગ ભાવ અને જીવના ગુણ જે સંવર, નિર્જરા, મોક્ષ તત્વ ઉપર ઉપાદેય પરિણામ તે ભાવ છે; માટે શુદ્ધાત્મ ભાવ સન્મુખ અર્થાત્ આપણા આત્માને રાગ, દ્વેષ, મોહથી માત્ર નિવૃત્ત કરવાના પરિણામ સહિત જો આવશ્યકાદિ કરણીઓ કરવામાં આવે તો તે અવશ્ય મોક્ષનુ કારણ થાય

શુદ્ધ સમકિત તે જ શિવનો હેતુ, તથા સંવરની વૃદ્ધિ કરનાર, નિર્જરાનું કારણ હોવાથી સર્વ ધર્મનું મૂલ તથા મોક્ષ-મહેલમા પ્રવેશ કરવા માટે દ્વાર સમાન, ચારિત્ર-મહેલની પીઠિકા, તથા રત્નત્રયના ભાજનરૂપ છે. એવા આપનાં પવિત્ર વચનો વાચી સાંભળી મેં સમકિતને અમૂલ્ય રત્ન સમાન તો જાણ્યું પણ હે ભગવંત! આપ તો નય-ભંગ-પક્ષ-પ્રમાણ સહિત સ્યાદ્વાદ નયે જીવાદિ તત્વને જે યથાર્થ જાણે છે તેમજ શ્રદ્ધા કરે છે તથા હેયનો ત્યાગ કરવાની તથા ઉપાદેય ભાવને આદરવાની રુચિ હોય તેને સમકિતી કહો છો પણ તે પ્રમાણે તો મેં સ્યાદ્વાદનયે આત્મતત્વનું સ્વરૂપ યથાર્થ જાણ્યું, સદ્દહ્યુ નહી, તથા સમકિતના જે સડસઠ બોલ આપે કહ્યા છે તે જાણ્યા વગર તથા જે દોષો લોઇએ તેની મારામા પ્રગટતા થઇ છે કે નહીં તેનો વિચાર કર્યા વિના, સમકિતના લક્ષણોની પ્રાપ્તિ વિના, માત્ર દૃષ્ટિરાગના પોષને અર્થાત્ નય-નિક્ષેપ, પક્ષ, પ્રમાણવડે પરીક્ષા કર્યા વગર કુલક્રમાનુગત દેવ-ગુરુ-ધર્મની દ્રવ્ય પરંપરાએ શ્રદ્ધાને સમકિત ગણી ક્રિયા-નુષ્ઠાન સેવ્યાં પણ નિશ્ચય સમકિત વિના મને મોક્ષફલની પ્રાપ્તિ થઇ નહીં.

મન, તનુ ચપલ સ્વભાવ વચન એકાંતતા,
વસ્તુ અનંત સ્વભાવ ન ભાસે જે છતાં,
જે લોકોત્તર દેવ નમું લૌકિકથી,
દુર્લભ સિદ્ધ સ્વભાવ પ્રભો તહકીકથી. ૪

સ્પષ્ટાર્થઃ—જેમ મોરલીના સ્વરમાં લીન થઇ નાગ પોતાના મસ્તકને મોરલી પ્રમાણે ડોલાવે છે, તેમ હું પણ પાંચ ઇંદ્રિયોના વિષયોમાં લીન મારા આત્મપરિણામને ચપલ કરી, કર્મ-જાલમાં ફસાયો, તથા મિથ્યાત્વના આવેશમાં અનંતધર્માત્મક વસ્તુમાંથી કોઇક ધર્મને મુખ્યતયા વખાણતાં બાકીના ધર્મોની ગૌણપણે પણ અપેક્ષા નહિ રાખવારૂપ એકાંત વચન અર્થાત્ દુર્નયને ગ્રહણ કર્યો, તે પ્રમાણે મેં વસ્તુસ્વરૂપ સદ્દહ્યું તથા બીજાને પણ તેમજ એકાંતે ઉપદેશ આપ્યો પણ અનંતધર્માત્મક વસ્તુસ્વરૂપને મેં યથાર્થ જાણ્યું નહીં. અનંત ગુણપર્યાયનો ભાજન તે દ્રવ્ય વસ્તુ છે માટે દરેક વસ્તુમાં અનંત ભાવ છતા છે, તે મેં એકાંત-મિથ્યાત્વવશે ન જાણ્યા-

એમ મિથ્યાત્વ ભાવમાં ફસી રહ્યો અને તેથી ઇંદ્રગણે વંદિત, ત્રિલોક પૂજ્ય, જે લોકોત્તર અરિહંત દેવ તેઓને લૌકિક રીતે અર્થાત્ અજ્ઞાન અને રાગ સહિત, પરભાવના કર્તાહર્તા જાણી, આ લોક, પરલોક સંબંધી વિષયોની પ્રાપ્તિ અર્થે, તથા માન-પૂજા આદિ અર્થે નમું છું-વંદન, સ્તવન, પૂજા પ્રમુખ કરું છું પણ તેથી જિનેશ્વરે બતાવેલો જે અત્યંત દુર્લભ સિદ્ધ સ્વભાવ તેની પ્રાપ્તિ કેમ થાય?

મહાવિદેહ મઝાર કે તારક જિનવરૂ,
શ્રી વજ્ઝંધર અરિહંત અનંત ગુણાકરૂ;
તે નિર્યામક શ્રેષ્ઠ સહી મુજ તારશે,
મહાવૈદ્ય ગુણયોગ રોગ ભવ વારશે. ૫

**સ્પષ્ટાર્થઃ—**મહાવિદેહ ક્ષેત્રમાં વિચરતા આ ભીમ-ભવાર્ણવમાંથી ભવ્ય સમૂહનો ઉદ્ધાર કરનાર, સર્વ કેવલીઓમાં ઈંદ્ર સમાન, શિરોમણી, જ્ઞાનાદિ અનંત ગુણના આકર-નિધાન હે વજ્ઝંધર અરિહંત! આપ અરિહંત-આપ ચરણ જહાજને ચલાવનારાઓમાં અગ્રેસર, પ્રધાન સર્વોત્તમ નિર્યામક હોવાથી આ ભયંકર ભવાબ્ધિમાંથી નિઃસંદેહ અતિ ત્વરાએ મારો ઉદ્ધાર કરશો તથા મહાવૈદ્યરૂપ થઇ મારા આત્મપરિણામમાં સમ્યગ્ દર્શન, જ્ઞાન, ચારિત્રનો યોગ કરી મિથ્યા આચરણવડે ઊપજેલા ભવરોગનો સમૂલ વિનાશ કરશો એવી મારા ચિત્તને દૃઢ પ્રતીતિ છે.

પ્રભુ મુખ ભવ્ય સ્વભાવ સુણું જો માહરો,
તો પામે પ્રમોદ એહ ચેતન ખરો;
થાયે શિવપદ આશા રાશિ સુખ વૃંદની,
સહજ, સ્વતંત્ર, સ્વરૂપ ખાણ આણંદની. ૬

**સ્પષ્ટાર્થઃ—**"ભવન-વ્યય વિણ કાર્ય ન નીપજે હો, જેમ દૃષદે ન ઘટત્વ" તેમજ જેમાં ભવ્ય અર્થાત્ પલટન સ્વભાવ નથી. એટલે જે જીવમાં મિથ્યાત્વથી પલટી સમકિત ભાવે પરિણામનું સામર્થ્ય નથી તેને અભવ્ય કહીએ તથા અવિરતિથી પલટી વિરતિભાવે પરિણમવાનું સામર્થ્ય નથી તથા પ્રમાદભાવથી પલટી અપ્રમાદભાવે પલટવાનું સામર્થ્ય નથી, તથા કષાય ભાવથી પલટી અકષાય (શમ) ભાવે પરિણમવાનું સામર્થ્ય નથી. પર્યાયનો વ્યય, નવા પ્રશસ્ત પર્યાયનું ભવન કરવાનું સામર્થ્ય જેમાં નથી તેનું કાર્ય થાય નહીં. એ વિગેરે વિભાવથી પલટી સ્વભાવરૂપે પરિણમવાનું સામર્થ્ય નથી એવા અભવ્ય જીવો અનંતકાલ સુધી અનંત ઉપાય કરતાં છતાં પણ "કોટી જતન કરી નિશદિન ધોવત ઉજરી ન હોવત કામર કાળી" એ પ્રમાણે આ સંસારચક્રવાલમાંથી મુક્ત થઇ સિદ્ધિસુખ પામી શકે નહીં કારણ તેઓ વ્રત, સમિતિ, ગુપ્તિ આદિ પાલતા છતાં પણ મિથ્યાત્વ, અજ્ઞાન અને પરાચરણ( મિથ્યાચરણ )ના સેવક છે. અભવ્ય જીવોનો સ્વભાવ જ એવો છે કે શ્રુત અભ્યાસ કરો, દ્રવ્યથી પંચમહાવ્રત આદરો પણ આત્મતત્ત્વની યથાર્થ શ્રદ્ધા વિના કોઇપણ કાળે પ્રથમ ગુણસ્થાનને મૂકી શકે નહિ માટે તેઓ સિદ્ધિપદ પામવાને યોગ્ય નથી પણ હે જિનેશ્વર! આપની આજ્ઞા પ્રમાણે આ સંસારથી નિવૃત્ત થઇ મોક્ષસ્વરૂપ સાધવાની મને રુચિ છે, ભવભ્રમણથી ભયભીત છું, તથા સત્ય ન્યાયને સ્વીકારું છું. તે આદિ કેટલાક ભાવવડે હું ભવ્ય છું એવું અનુમાન થાય છે, તોપણ હે સર્વજ્ઞદેવ! આપના મુખારવિંદથી "તું ભવ્ય છો." એવું વચન સાંભળું તો મારા ભવ્યત્વની મને સંપૂર્ણપણે પ્રતીતિ થાય અને સહજ સ્વતંત્ર સચ્ચિદાનંદમય અનંત સુખસમૂહરૂપ શિવપદ પ્રાપ્તિનો ભરોસો થાય.

વળગ્યા જે પ્રભુ નામ ધામ તે ગુણતણા,
ધારો ચેતનરામ એહ થિર વાસના;

દેવચંદ, જિનચંદ્ર હૃદય સ્થિર થાપજો,
જિનઆણા યુત ભક્તિ શક્તિ મુજ આપજો. ૭

સ્પષ્ટાર્થ:—હે ભગવંત! જે પુરુષો આપના સ્મરણ, કીર્તન, ભક્તિ વગેરેમાં લીન છે તે જ પુરુષો ગુણના ધામ કહેતાં ભાજન છે, માટે હે ચેતનરામ! નિરંતર પ્રભુના સ્મરણમાં સ્થિર વાસ કર, એક પણ સમય પ્રભુપદને વિસાર નહીં. દેવચંદ્ર મુનિ કહે છે.–હે જિનેશ્વરદેવ! મને લબ્ધિ વીર્યનું દાન કરી, આપની આજ્ઞા પ્રમાણે આપની ભક્તિ કરવાની મને શક્તિ આપો, કારણ કે આપની આજ્ઞાથી વિપરીતપણે કરેલાં સર્વ અનુષ્ઠાનો નિષ્ફલ છે. જે કોઇ પુરુષ આજ્ઞા રહિતપણે ત્રણે કાળ પૂજા પ્રમુખ કરણી કરે તોપણ આણા રહિત હોવાથી તેનું સર્વ અનુષ્ઠાન અશુદ્ધ જાણવું. જેમ અવિધિએ કરેલું ભોજન વિનાશ કરે તથા વિધિએ કરેલું ભોજન જીવન આપે તેમ અવિધિએ આદરેલો ધર્મ ભવભ્રમણ આપે અને વિધિએ આદરેલો ધર્મ મોક્ષસુખ આપે; માટે આપની આજ્ઞાનું જ્ઞાન તથા તે આજ્ઞામાં વસવારૂપ સદાચરણ એ બન્નેનું હે કરુણાનિધાન! મને દાન આપો.

---

## શ્રી ઘોઘામંડન શ્રી નવખંડા પાર્શ્વનાથનું સ્તવન.

( રાગઃ બાદિલીપીકા. મીઠાં લાગ્યા રે મને આજના ઊજાગરા. )

નવખંડા પાર્શ્વજીની, મૂરતિ અલબેલડી,
વદન કમળ સુખદાય રે, અંતરના પ્રેમથી પૂજીયે;
અંતરના ચંદનથી પૂજીયે...ટેક–નવખંડા૦ ૧

ખંડ ખંડ જુદા, નવ અંગ મળતાં,
ડાભ્યા* થા લાપસીની માય રે..........અંતરના–નવખંડા૦ ૨

પાર્શ્વ પ્રભુજીની ભવ્ય પ્રતિમા,
રત્ન કાંતિમય સોહાય રે.............અંતરના–નવખંડા૦ ૩

સકલ શ્રી સંઘે ઘોઘાના બંદરે,
નામ નવખંડી પંકાય રે..............અંતરના–નવખંડા૦ ૪
થયો આનંદ આજ દર્શન કરીને,
જીવન 'અમર' સુખદાય રે...........અંતરના–નવખંડા૦ ૫

અમરચંદ માવજી શાહ.

* ડાભ્યા એટલે ડાર્યા.

# ધર્મ-કૌશલ્ય. (૧૭)

## Patience—ધીરજ અને દ્રવ્યાનુયોગરુચિ

**જેને ધીરજ કબજામાં નથી તેને તત્વજ્ઞાન પણ હોતુ નથી.**

આ ભારે અદ્ભુત વાત છે અને અનુભવથી જ સમજાય તેવી છે. ત્યારે પ્રથમ તો આપણે તત્વજ્ઞાન શું ચીજ છે તેનો વિચાર કરીએ અને પછી તેને અને ધીરજને શો સંબંધ છે તે વિચારીએ. તત્વજ્ઞાનમાં એટલે સદ્બુદ્ધિમાં ઘણા વિષયોનો સમાવેશ કરવામાં આવે છે. આત્મા સબધી અને આત્માના પદાર્થ સાથેની વિચારણા જે શાસ્ત્ર કરે તેને તત્વજ્ઞાનનું મહાશાસ્ત્ર કહેવામા આવે છે. અંગ્રેજીમાં એને ફીલોસોફી (philosophy) કહેવામાં આવે છે. તેનું મૂળ વિચારીએ તો આપણને જણાય છે કે philosloving & sophia=wisdom એટલે ફીલોસોફીને અને બુદ્ધિને ઘણો નજીકનો સંબંધ છે. એટલે બુદ્ધિશાળી માણસની બુદ્ધિ જ્યાં પહોંચે ત્યાં ફીલોસોફી સુરાજ્ય કરે છે એમાં અત્યારના વિજ્ઞાન(science)નો પણ સમાવેશ થાય અને ચેતનજી અને પુદ્ગલને સબંધ ક્યારે? કેમ? અને શા માટે થયો? અને તેનું અંતિમ પરિણામ શું થયું યોગ્ય લાગે છે તે સર્વ વાતોનો અને ખાસ કરીને scienceનો સમાવેશ તત્ત્વજ્ઞાનમાં થઇ જાય. એ રીતે જોતા ફીલોસોફીમાં તો સર્વ પ્રકારની વિચારણાનો સમાવેશ થાય અને આત્માનું અંતિમ ધ્યેય તો નિર્વાણ અને કેવલ્ય સપૂર્ણ જ્ઞાન જ તેની પ્રાપ્તિ થાય એટલે ફીલોસોફી બુદ્ધિનો વિષય બની ગયે તે પ્રદેશમાં માથું મારી શકે. એ પ્રમાણે જોતા શાસ્ત્રિય સર્વ વિષયોનો સમાવેશ આ ફીલસુફીમાં જરૂર આવી જાય છે એમ સિદ્ધ થયું.

એને ધીરજ સાથે શો સંબંધ છે! એવો સવાલ ઊઠે તો બહુ વિચારણા થાય. અને તેવા દ્રવ્યાનુયોગના કઠણ વિષયનો ધીરજ સાથે સબધ શો છે તે જણાઈ આવે સાદી નામના મુસ્લીમ વિચારક કહે છે કે-જેને ધીરજ નથી તેને તત્વજ્ઞાન પ્રાપ્ત થતુ નથી આ બતાવે છે કે તત્વજ્ઞાનની પ્રાપ્તિ ધીરજ માગે છે એમા ઉતાવળ ચાલે નહિ, ગોટા વાળવા ઓજે નહિ, પણ સામ્યવૃત્તિ રાખી. ધીરજ રાખવી પડે. એમાં જ્યારે ઉતાવળ થાય ત્યારે તત્વજ્ઞાનની પ્રાપ્તિ થાય નહિ, ગોટા વાળવા હોય તેનામાં ધીરજ ન હોય અને ધીરજ વગર વસ્તુ કે આત્માને ઓળખાય નહિ એટલા માટે તત્વરુચિને ધીરજને સબધ શો છે તે સમજવામાં આવ્યું હશે. જેનું વર્તન ધાર્મિક હોય તેણે ધીરજ રાખવી ઘટે. તેને ઉતાવળ કોઇ પણ કાર્યમાં ઓજે નહિ અને એમ કરી કે તેમ કરી તેવી શંકાને પણ તેમાં સ્થાન નથી. એટલે કોઇ પણ પ્રકારના ગોટાળાને અને ઉતાવળને તત્વજ્ઞાન પ્રાપ્તિ સાથે બને નહિ. તેટલા માટે જે ધર્મરુચિ જીવડો હોય તેણે જો તત્વજ્ઞાનની પ્રાપ્તિ કરવી હોય તો પ્રથમ કેળવણી તેણે ધીરજની લેવી જોઇએ અને આપણે જેને સામાયિક કહીએ છીએ તેમા રાખવા યોગ્ય સમભાવ કેળવવો જોઇએ. એમાં કોઇ જીવના ગોટા વાળવા પરવડે તેમ નથી. ધર્મિષ્ટ માણસે તો આત્મા અને પદાર્થને-પુરુષ અને પ્રકૃતિને આત્મા અને પુદ્ગલને ઓળખવા જ જોઇએ. અને પાયામાં ધીરજને સારી રીતે કેળવવી જોઇએ એ વાતનો સાર છે

---

Whosoever has not patience, neither doth he possess philosophy.

SADI. (7-1-1947.)

## ( ૬૮ )

## Charity-સખાવત

તે સખાવત બૂરી ચીજ છે જે સ્વાતંત્ર્યનો ખ્યાલ ભુલાવે છે.

અને જે સંન્યાસીમાંથી આવકારદાયક શરમને વીસરાવે છે.

સખાવત દરેક માણુસે કરવી જોઇએ, પછી તે રૂપિયાનું, નોકરીનું, અથવા ગમે તે રૂપ લે પણ સખાવત વિચારણા માગે છે. રોબર્ટ સધે નામનો લેખક કહે છે કે-તમે ગમે તેવી ચેરીટિ યાને સખાવત કરો તેમા અમને વાંધો નથી, પણ તેમાં બે વાતનો ખ્યાલ રાખજો એક તો એ ચેરીટિ કરતી વખતે સામા માણુસના સ્વાતંત્ર્યને બરાબર સ્થાન હોવું જોઇએ. ઘણા માણુસો સખાવત કરતી વખતે ધ્યાન ન રાખવાને પરિણામે સામાના સ્વાતંત્ર્ય ઉપર ઘા કરે છે અને જાણે સખાવતનો લેનાર માણુસ હલકો હોય તેવો ખ્યાલ કરવા મંડી જાય છે તેમ ન જોઇએ. સ્વાતંત્ર્ય ઉપર તરાપ મારવાની ભૂલ સમજુ માણુસ તો ન જ કરે, પણ છીછરીઆ સખાવત કરનાર અથવા પોતાની નામના કાઢવા ખાતર સખાવત કરનાર જાણ્યે અજાણ્યે આ પ્રકારની ભૂલ કરે છે અને સામો માણુસ જાણે કે પરતંત્ર હોય તેમ વર્તવા લલચાઇ જાય છે. તેમને કહેવામાં આવ્યું છે કે એમાં તમારી મોટી ભૂલ થાય છે, તમારો હક્ક સખાવત કરવામા સામાની એટલે સખાવત લેનારના સ્વાતંત્ર્યને એક પણ સ્થાનકે ઘાત કરશે તો તે સખાવતના નામને યોગ્ય નહિ રહે, માટે તમારે સખાવત કરવી હોય તો કર્યે જાઓ, પણ સામાના સ્વાતંત્ર્યને કદાપિ પણ હણશો નહિ. સ્વાતંત્ર્ય હણવાનો ખ્યાલ સરખો કરશો તો તમે સખાવતને મારી નાખશો અને તમારો ઇરાદો હશે કે નહિ હોય તો પણ તમે પાપના પોટલાં બાંધશો.

બીજી એક વાત છે તે પણ સખાવતને અંગે સમજવા જેવી છે. દરેક માણુસને સ્વમાનનો અને શરમનો ખ્યાલ હોય છે. તેને કોઇપણ પ્રકારે તમે સખાવતથી જાળવી લેજો એ કાંઇ જેવી તેવી વાત નથી. સખાવતનાં વાજાં, ઢોલ, તાંસાં વગડાવશો નહિ અને સામા માણુસને શરમમાં નાખશો નહિ. એમ કરવા જશો તો સખાવતના મૂળમાં આગ ઊઠશે, જેના તાપમાં તમે અને સખાવત લેનાર સળગી ઊઠશો એટલે સખાવત કરતી વખતે પોતાની ફરજ વિચારી જજો અને સ્વતંત્રતા કે શરમના ખ્યાલને બે ઘડી તદ્દન વિસરી જજો. તમારું દાન મુંછીને કરવાનું ન હોય. તમે સખાવત કરો એ તમારા હૃદયની વાત છે તે કદિ પણ વિસરશો નહિ. એનાં તે વળી ઢોલ-તાંસા હોય અને એ તમને શોભે પણ ખરું ? માટે સામાની શરમને પણ તમારે હણવી નહિ એ ધ્યાનમાં રાખવું અને સખાવતના ઝરાને સુકવશો નહિ. એ જેમ ઉલેચાશે તેમ તમને અધિકાધિક આનંદ આપશે, પણ તમને અત્ર સધેએ જે વાર્તા કહી છે તેને કદિ પણ વિસરશો નહિ. એ તમારું આત્મનિષ્ઠપણું અને ધર્મિષ્ઠપણું બતાવે છે, તેના હાર્દમાં સૂક્ષ્મ બોધ છે અને તે બહુ વિચારવા યોગ્ય છે. તમારે જો ખરા ધર્મિષ્ટ થવું હોય, ગણાવું હોય, તો આ રીતે સખાવત કરજો સખાવતમાં સ્વાતંત્ર્ય નાશ અને ઉઘાડા પાડવાની વૃત્તિ ન જ હોવી જોઇએ.

મૌક્તિક

That charity is bad which takes from independence its proper pride, fr[om] mendacity its salutary shame.

ROBERT SOUTHERY. ( 14-1-1941 )

भगवान महावीरे प्ररूपेलो

# जैन धर्म ए विज्ञान धर्म छे.

## निमित्त अने उपादानने अलग न करो.

महावीर परमात्मानुं जीवन विशाल सागररूप छे तेमांथी यत्किंचित गुणोना बिंदुओ आपणे ग्रहण करी पवित्र थइए. आजे केटना श्री संघे २५४७ दीपको प्रकटावी खरेखर परमात्मानी जन्मजयंतीने दीपावलिरूपे उजवी छे. आ शुं सूचवे छे ? एक दीपकमांथी अनेक दीपको प्रकटी शके छे परमात्मा महावीर पासे केवलज्ञानरूप दीपक हतो तेमांथी तेमणे गणधर महाराजाओरूप दीपको प्रकटाव्या. केवलज्ञानना बिंदुरूप द्वादशांगीनुं ज्ञान एमणे जगत समक्ष मूक्युं अने ते ज्योति कालक्रमे ओछी थतां थतां अगियार अंगो अने अन्य चोत्रीश आगमोमां जळवाई. श्रीमान् हरिभद्रसूरि तथा श्रीमान् हेमचंद्राचार्य विगेरे, श्रीमद् यशोविजय अने आचार्य महाराज, उपाध्यायजी अने साधुजनोरूप अनेक दीपको थयां छे. तेमणे ए ज्योत अनेक ग्रंथद्वारा जलती राखी छे जेनो लाभ वर्तमान समाज लइ रह्यो छे अने यथाशक्ति अल्पांश पण पोतामां दीपकनी ज्योति प्रकटावी रह्यो छे. श्री महावीर प्रभुना दीपको आचार्य महाराज मशालरूपे आज सुधी जलावी रह्या छे.

प्रथम ए प्रश्न थाय छे के परमात्मा महावीर तीर्थंकर केम बन्या ? आ अवसर्पिणी काळमां तेवीश तीर्थंकरो जगतना जीवोना उद्धार अर्थे थया पछी एमनो जन्म पण तीर्थंकररूपे केम थयो ? श्री हरिभद्रसूरिकृत योगबिंदुमां खास हकीकत छे के—आ संसारमां सर्व क्लेशोथी सर्व जीवोनो मन वचन कायाथी योगावंचकपणे उद्धार इच्छनार आत्मा तीर्थंकर बने छे, ज्ञाति अने संघनो उद्धार इच्छनार गणधर बनी शके छे अने पोतानो ज उद्धार इच्छनार सामान्य केवळी बने छे. श्रीमद् उमास्वाति वाचके पण तत्त्वार्थमां भावितमावो मयेष्वेतेषु केषु जन्म ख्यातेष्वाकेषु सिद्धार्थनरेन्द्रकुलदीपः—ए श्लोकद्वारा अनेक जन्मोना शुभ संस्कारना परिपाकरूपे विश्वदीपक श्री महावीर प्रभुना जन्मने वर्णव्यो छे. आ तत्त्वमांथी आपणे आ दुर्लभ मनुष्य जन्ममां शुभ संस्कारो पाडवा करवा ए बोध लेवानो छे.

आ आत्मा संयोगवशात् कइ स्थितिए पहोंचे छे, केवा केवा दुःख अनुभवे छे, जीवनविकासना मार्गमां आव्या छतां केवी रीते अधःपतनना ऊंडा खाडामां पटकाइ जाय छे अने पछी केटलो पुरुषार्थ अने केवुं अपूर्व वीर्य फोरवी संपूर्ण उन्नतिना शिखरे पहोंचे छे, ए दृष्टांत श्री महावीर प्रभुनुं मुख्य अने अद्भुत छे. नयसारना भवमांथी तीर्थंकरपणुं प्राप्त कर्युं त्यांसुधीना दरेक मुख्य भवो-जन्मो एमना जीवनमांथी मननपूर्वक समजवाथी आपणा आत्माने आल्हाद उत्पन्न थाय छे. संसारमां अनेक जीवो जन्मे छे अने मृत्यु पामे छे ते तो सामान्य क्रम छे, तेनो ऊहापोह होतो नथी, परंतु विपत्तिना पहाड तूटी पड्या

હોય, મરણાંત કષ્ટો-ઉપસર્ગો એક પછી એક આવતા હોય અને એક વખત ઉન્નતિના શિખરે ગયા પછી અધ:પતનના ખાડામાં પડવું પડ્યું હોય છતાં હિમ્મતપૂર્વક અને અડગપણે કોઇની પણ દયાની ભિક્ષા માગ્યા વગર, દેવ કે ઇંદ્રની સહાયની અપેક્ષા રાખ્યા વગર, આર્ત્ત ધ્યાન અને રૌદ્રધ્યાન કર્યા વગર ઉપસર્ગ કરનાર પાપી વ્યક્તિઓ ઉપર પણ અનુકંપા ચિંતવીને પોતે પૂર્વે કરેલા કર્મોના ફળ સમજી, તેને બહાદુરીથી ભોગવી, ઉન્નતિ અને દિવ્ય આધ્યાત્મિક જીવન જીવી સંસારના અનેક પ્રાણીઓનું કલ્યાણ કરી મુક્તિસ્થાનમાં પધાર્યા છે આવું મહાન અને પ્રભાવશાળી જીવન વીર પરમાત્માનું છે આ રીતે પોતાના આત્માનો સંપૂર્ણ વિકાસ સાધી ઉન્નતિના શિખરે ચડનાર આત્માઓ જ મહાપુરુષો અને વિશ્વવંદ્ય બને છે

શ્રી મહાવીરદેવના જીવનમાં પ્રત્યેક આત્માઓની જેમ પૂર્વે અનેક જન્મો થઇ ગયા પરંતુ ગણત્રીવાળા સત્તાવીશ ભવોમાં નયસારના ભવમાં સમ્યકત્વપ્રાપ્તિ તેમના આત્માને થાય છે પછી શ્રી આદિનાથ પ્રભુના વખતમાં એમના પુત્ર ભરત ચક્રવર્તીના પુત્ર મરીચિ તરીકે જન્મે છે, જ્યાં નિકાચિત નીચ ગોત્રનું ઉપાર્જન કરે છે અહીંથી એમના આત્માનું અધ:પતન થાય છે, તે પતન ત્યાંથી નહિ અટકતાં સમ્યકત્વ નાશ અને ઘણી સંસારવૃદ્ધિ થાય છે કૌશિક, પુષ્પમિત્ર, અગ્ન્યુદ્યોત, અગ્નિભૂતિ, ભારદ્વાજ આ મુખ્ય પાંચ ભવોમાં ભિક્ષુ કુળમાં જન્મ દારિદ્રપૂર્ણ છે અને મિથ્યાત્વનો ઉદય થાય છે ઘણા ભવોમાં ફરી અજ્ઞાન કષ્ટો, તપો વિગેરે કરે છે વચ્ચે વચ્ચે દેવભવો પ્રાપ્ત કરે છે ઘણા ભવો ભમ્યા પછી પૂર્ણ પુણ્ય ઉદયથી રાજગૃહીના યુવરાજ વિશાખભૂતિના પુત્ર વિશ્વભૂતિ તરીકે મરીચિનો જીવ જન્મ લે છે અહીં રાજપાટ છોડી સંયમ લે છે ત્યાં ચારિત્ર બળે ખૂબ ત્યાગ ને તપશ્ચર્યા આદરે છે અને વિશુદ્ધ ચારિત્રથી આત્માને શુદ્ધ કરી, સમ્યગ્ દર્શનથી પોતાના આત્માને સુવાસિત બનાવે છે, પરંતુ ઐહિક સુખની લાલસાએ અહીં નિયાણું બાંધી ચારિત્રને પાણીના મૂલ્યે વેચે છે નિયાણાવડે ત્રિપૃષ્ઠ વાસુદેવ થાય છે અને શય્યાપાલકના કાનમાં સીસું રેડાવે છે અને નવું અશુભ કર્મ ઉપાર્જન કરે છે જેનો ઉદય શ્રી તીર્થંકરના ભવમાં થતા કાનમાં ખીલા ભોકતા અસહ્ય વેદના શાંત રીતે ભોગવી છૂટે છે તે ભવ પછી મહાવિદેહમાં ચક્રવર્તીપણે જન્મે છે, ત્યાં સંસાર ત્યાગ કરી કર્મોને ખપાવે છે અને તેમના આત્માને સાધક દશામાં લાવી મૂકે છે દેવભવ સિવાય તીર્થંકરના ભવમાં ચારિત્રનો ઉદય થયા કરે છે મહાશુક્ર દેવલોકમાં દેવાયુષ પૂરું કરી છત્રા નગરીમાં નંદ નામના રાજપુત્રપણે જન્મે છે, ત્યાં સંયમ લઇ વીશ સ્થાનક તપનું આરાધન કરી તીર્થંકરનામકર્મ ઉપાર્જન કરે છે ત્યાંથી દશમા દેવલોકમાં જઇ ચોવીશમા તીર્થંકરપણે છેલ્લો ભવ કરે છે સંયમ લીધા પછી અનેક ઉપસર્ગો ઉત્પન્ન થાય છે તે સહન કરી છેવટે કેવળજ્ઞાન-કેવળદર્શન પ્રાપ્ત કરી અનેક જીવોનું કલ્યાણ કરી મુક્તિ પામે છે એમના જીવનમાંથી માતાપિતાની ભક્તિ, બંધુપ્રેમ, ક્ષમા, અહિંસા, વીરતા વગેરે અનેક આદર્શો આપણને મળે છે

મહાન પુરુષોનો જન્મદિવસ આપણી માટે 'સીગનલ' જેવો છે આપણને સમયસર ચેતવણી આપે છે સાચી દિશાનું ભાન કરાવે છે અને આપણા વર્તમાન જીવન વિષે વિચારવાની તક રજૂ કરે છે આપણે અત્યારે ક્યાં છીએ? ક્યાં જઇ રહ્યા છીએ અને ક્યાં જવું જોઇએ? લગભગ ૨૪૭૫ વર્ષ પહેલાંના દિવસો એટલે

પ્રાચીન ભૂતકાળના દિવસો છે જ્યાં આપણી નજર ભાગ્યેજ પહોંચી શકે પણ એમણે આપણને આપેલા સિદ્ધાંતો નથી ઓછાં તેજસ્વી. તે દ્વારા આપણને એમના જીવનનું ભાન થઇ શકે છે. મહાપુરુષના સ્મરણીય દિવસો તેજસ્વી હોય છે. એમનાં સિદ્ધાંતોદ્વારા એ તેજ હજારો વર્ષો સુધી લોકોને દેખાય છે એટલું જ નહિ પણ અનેક દશ્યોને પણ દષ્ટિગોચર કરાવે છે.

એમની અહિંસા વિશ્વવ્યાપક હતી, એમની સંઘરચના અને વ્યવસ્થાપકતા મહાન્ રાજનીતિજ્ઞોને પણ મુગ્ધ કરે તેવી છે પરંતુ એનાથી પણ વિશેષ એમના સિદ્ધાંતોમાં સમન્વય શક્તિ છે; અગ્નિ અને પાણી જેવી બે વિરોધી વસ્તુઓનો જ્યારે સમન્વય કરવામાં આવે છે ત્યારે એંજીનમાં એ શક્તિ ઉત્પન્ન થાય છે જેથી વિશાળ રેલ્વે ગાડી વાયુવેગે દોડી શકે છે; મહાવીર ભગવાનનો સમન્વયવાદ એ જ અનેકાંતવાદ; ભગવાન મહાવીરના સિદ્ધાંતો એકાંત દુરાગ્રહના વિરોધી છે; ઝગડાઓ તમામ એકાંતવાદના જ હોય છે અને તેથી જ તેને મિથ્યાત્વ કહેવામાં આવે છે.

શ્રી મહાવીર ભગવાનનું મુખ્ય સૂત્ર જ્ઞાનક્રિયાભ્યાં મોક્ષઃ અર્થાત્ જ્ઞાન એકલું જો તે ક્રિયા વગરનું હોય તો ઉપયોગી થઇ શકતું નથી. જેમ નદીમાં તરવાના જ્ઞાનવાળો મનુષ્ય હાથ પગ હલાવ્યા વગર તરી શકતો નથી પરંતુ ડૂબી જાય છે તેમ ક્રિયા વગરનું જ્ઞાન પંગુ તુલ્ય છે અને જ્ઞાન વગરની ક્રિયા અંધતુલ્ય છે. બન્નેનો સમન્વય સધાય ત્યારે જ મોક્ષમાર્ગ સધાય છે.

શ્રીમદ્ ઉમાસ્વાતિવાચકનું સમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રાણિ મોક્ષમાર્ગઃ સૂત્ર પરમાત્મા મહાવીરનું છે. જેમ બીજનો ચંદ્રમા ઊગે ને તે પછી અવશ્ય પૂર્ણિમા થવાની; તેમ આ માનવજન્મ પામી સમ્યક્ત્વ–શ્રદ્ધાનરૂપ પરિણામ આત્માએ મેળવ્યું તો અવશ્ય મુક્તિરૂપ ફળનું બીજ વવાયું ને સંસ્કારો વધતાં વધતાં ગુણવિકાસ સધાતાં આત્મામાં અવશ્ય કેવલજ્ઞાન–દર્શનરૂપ પૂર્ણિમા થવાની. ક્ષાયોપશમિક સમ્યક્ત્વના અસંખ્ય ભેદો હોવાથી આવે અને જાય તેમ બને પણ છેવટે વધારેમાં વધારે અર્ધપુદ્ગલપરાવર્તકાળમાં આત્મ–પ્રકાશની પૂર્ણિમા થતાં સંપૂર્ણ પ્રકાશ પ્રકટવાનો; શ્રી વીરપરમાત્માના આત્મામાં નયસારના ભવમાં આ બીજ ઊગી ગયું હતું. સ્યાદ્વાદને નયનો સિદ્ધાંત પરમાત્માએ અદ્ભુતરીતે સમજાવ્યો કે જે અન્ય દર્શનમાં નથી, વસ્તુને જુદા જુદા દષ્ટિબિંદુથી જોવું તે સ્યાદ્વાદ અને ભિન્ન ભિન્ન દષ્ટિબિંદુઓ તે નયો. દષ્ટાંત તરીકે આપણે પરમાત્મા પાસે પ્રાર્થના કરીએ છીએ કે 'હે પ્રભુ! અમોને તમારા જેવા બનાવો. મુક્તિ આપો.' શું પ્રભુની પોતાની પાસે મુક્તિ નામની ચીજ છે કે તેઓ આપે? નહિં જ; પરંતુ આ વ્યવહારનયનું વચન છે અને તે નય તરીકે બરાબર છે. વાસ્તવિક રીતે એવંભૂત નયથી આત્માને આત્માવડે આત્મા માટે આત્મામાંથી આત્માની મુક્તિ પ્રગટ કરી શકે છે. પણ તે પરમાત્માના અવલંબનથી–અર્થાત્ નિમિત્તથી. નિમિત્ત અને ઉપાદાન બન્ને કારણો મળે ત્યારે જ કાર્ય સિદ્ધ થઇ શકે છે. પ્રસંગે કહેવું પડે છે કે–જેઓ હમણાં હમણાં નિમિત્તને ઉડાવીને માત્ર ઉપાદાન કારણ ઉપર જ વજન આપી અણસમજુ આત્માઓનો ક્રિયામાર્ગ બંધ કરાવી રહ્યા છે તેઓ એકાંત નયને માનનારા હોવાથી પરમાત્માના સ્યાદ્વાદ દષ્ટિબિંદુવાળા માર્ગનો અપલાપ કરે છે.

પરમાત્મા મહાવીરે જે સિદ્ધાંતો વિશ્વની

પ્રજા સમક્ષ મૂકયા છે તે ૨+૨=૪ જેવા ચોક્કસ છે, એમણે નવા મૂકયા નથી. પૂર્વના તીર્થંકરોના પણ એ જ સિદ્ધાંતો છે. પાંચ કારણોથી પ્રત્યેક કાર્ય, વ્યાવહારિક કે આધ્યાત્મિક સિદ્ધ થઈ શકે છે; કાળ, સ્વભાવ, ભવિતવ્યતા, પુરુષાર્થ અને કર્મ,-આમાં કોઇની કોઇ વખતે મુખ્યતા હોય છે અને અન્યની ગૌણતા હોય છે; માનવ જન્મ સુધીના વિકાસની પ્રથમની કોટિઓમાં ભવિતવ્યતાની મુખ્યતા હોય છે અને અન્યની ગૌણતા હોય છે; માનવ જન્મ પામ્યા પછી તો પુરુષાર્થની મુખ્યતા હોય છે. જો કર્મ અને કાર્ય વગેરે ઉપર જ મનુષ્ય મુસ્તાક રહે તો પુરુષાર્થ કરી શકે નહિં. અને પુરુષાર્થ કર્યા વગર કર્મનો વિનાશ થઇ શકે તેમ નથી. છેવટે વિજય આત્માના પુરુષાર્થનો છે; કર્મનો વિજય ભવ્યાત્મા ઉપર નથી જ, પરંતુ આપણા આત્માઓમાં કર્મના ભૂતપૂર્વ સામ્રાજ્યને અંગે નિર્બળતા છે ત્યા સુધી આપણને કાલનો પરિપાક થયો નથી-કર્મનું બળ છે, ભવિતવ્યતા બળવાન છે વગેરે વગેરે નિમિત્તોને આગળ કરી આપણી નિર્બળતા છુપાવવી પડે છે.

પરમાત્મા મહાવીરે કર્મનો સિદ્ધાંત કેવલજ્ઞાનથી તપાસી જે રીતે રજૂ કર્યો છે તે અન્ય કોઈ દર્શનમાં નથી, સર્વજ્ઞ વગર કોણ આવા સૂક્ષ્મ સિદ્ધાંતો રજૂ કરી શકે? આત્મા વિભાવ પરિણતિમાં પડે ત્યાર પછી રાગ દ્વેષ, ચાર કષાયો અને પછીથી ઇંદ્રિયો વિકારો અને શરીર, પુત્ર, પરિવાર, મકાન, હાટ, હવેલીમાં મમત્વો વધતા જાય. અને એ રીતે વિષચક્રમાં આત્મા ગુંચવાઇ રહ્યો છે. આ પ્રકારના કર્મો બાંધી રહ્યો છે, જ્ઞાન ચેતનાની જાગૃતિ વગર કર્મ ચેતના અને કર્મફળ ચેતના અનુભવી રહ્યો છે. આ કર્મનું વિશાળ અને સૂક્ષ્મ સ્વરૂપ જૈન દર્શનમાં જ છે.

શ્રી મહાવીર પરમાત્માએ ગણધરવાદમાં ષડ્દર્શનના સિદ્ધાંતોનો જૈન દર્શનમાં સમન્વય કર્યો, શ્રી આનંદઘનજી મહારાજે જ કહ્યું છે કે 'ષડ્ દર્શન જિન અંગ ભણીજે, ન્યાસ ષડંગ જે સાધે રે,' અર્થાત્ જિનેશ્વર પ્રભુના સિદ્ધાંતોના ષડ્ દર્શનના સિદ્ધાંતો નિર્ઝરણાં છે-વિભાગ છે. જો અપેક્ષાથી વિચારીએ-તો; પરંતુ ષડ્દર્શનોમાં શ્રી જિનેશ્વરના સિદ્ધાંત મિશ્ર હોવા છતાં સ્વતંત્ર રીતે અનેક સ્થળે એકાંત નયની સ્થાપના હોય ત્યાં મિથ્યાત્વ ગણવામાં આવ્યું છે; જ્યારે પરમાત્માનો સ્વતંત્ર સિદ્ધાંત અનેકાંત છે.

પરમાત્માએ વિજ્ઞાનવાદ ( Science ) પણ આપ્યો છે. ભાષાવર્ગણાના પુદ્ગલો કે જે રેડીઓ-ગ્રામોફોનમાં સિદ્ધ થયા છે. શરીરની છાંયાના પુદ્ગલો કેમેરાથી ઝડપાયા છે. મન અને ભાષાવર્ગણાના પુદ્ગલોમાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શની વગેરે હકીકત શ્રી ભગવતીસૂત્રમાં શ્રી ગૌતમસ્વામીજીના પ્રશ્નના ઉત્તરમાં નિવેદન થયેલ છે.

શ્રી મહાવીર પ્રભુનું જીવન ઐતિહાસિક દૃષ્ટિથી, વૈજ્ઞાનિક દૃષ્ટિથી, નિશ્ચય વ્યવહાર દૃષ્ટિથી, ગૃહસ્થાશ્રમી તરીકેનું યોગદૃષ્ટિવાળું અને આધ્યાત્મિક દૃષ્ટિથી પરિપૂર્ણ રીતે તૈયાર કરવાની ખાસ આવશ્યકતા છે અને તે માટે આપણે પ્રયાસ કરવો જોઇએ. જૈન દર્શન જેવું બંધારણ અન્ય દર્શનમાં નથી તેનું નૈતિક બંધારણ જેમ નિર્દોષ છે તેમ આધ્યાત્મિક બંધારણ પણ પરિપૂર્ણ છે. દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ અને ચરણકરણાનુયોગ, માર્ગાનુસારીના ગુણ, જિનપૂજા, ગુણસ્થાન, ગૃહસ્થનાં બાર વ્રતો, સાધુના પંચ મહાવ્રતો વગેરે સમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રરૂપ ઉચ્ચ બંધારણ છે બંધારણપૂર્વક જો મનુષ્ય વર્તતો જાય તો અવશ્ય

